શ્રીમતી મહારાણીનું અર્પણપત્ર

---

## હિંદ દેશની સ્ત્રીઓને

આ પુસ્તક

અર્પણ કર્યું છે.

'મનુષ્ય જાતિના મહાપ્રશ્નોનો નિર્ણય સ્ત્રીઓએ જ કરવો જોઇએ.'

—એમર્સન

# શ્રી. મહારાણી સાહેબની પ્રસ્તાવના.

પાશ્ચાત્ય દેશોમાં એટલે યુરોપ અને અમેરિકામાં ઘણીવાર કરેલા પ્રવાસને પ્રસંગે, એ દેશોમાં તથા હિંદુસ્તાનમાં લોકહિતની સંસ્થાઓમાં સ્ત્રીઓના હિસ્સાથી જણાતા, ત્યાંની અને અહીંની સ્ત્રીઓના જાહેર જીંદગીના સ્થાનના તફાવતથી મારા મનપર સ્વાભાવિક રીતે અસર થએલી. પશ્ચિમમાં જાહેર કામકાજમાં સ્ત્રીપુરુષ પરસ્પર સહાયક બની જે રીતે કાર્ય કરે છે તે આ દેશમાં વાસ્તવિક રીતે તો જોવામાં આવતું જ નથી. હિંદુસ્તાનમાં જાહેર કાર્યો લગભગ તમામ પુરુષોના હાથમાં જ છે. અને આનું કારણ દૂર શોધવા જવું પડે તેમ નથી. સ્ત્રીઓ પુરુષને સહાયતા કરી શકે એવી મનુષ્યજાતિના હિતની જે સંસ્થાઓ પશ્ચિમમાં છે તેનું અસ્તિત્વજ અત્રે ભાગ્યે છે; અને જ્યાં એવી સંસ્થાઓ માત્ર નામની છે ત્યાં તેમની અસર જણાતી નથી. આ મહાન્ તફાવતનું કારણ શું હોવું જોઇએ ? હિંદની સ્ત્રીઓએ જાહેર જીવનમાંથી દૂર રહેવાનું ચાલુ રાખવું જોઇએ ? એનો ઇલાજ શો છે અને તે કેવી રીતે કામે લગાડવો જોઇએ ?--આ પ્રશ્નો પશ્ચિમના મારા એક પછી એક પ્રવાસમાં વધતા જતા બળથી મારા મન સમક્ષ આવવા લાગ્યા, અને મને ઘણીવાર લાગ્યું કે હિંદુસ્તાનની મારી ભગિનીઓને તેમની ઘણા યુગથી ચાલતી આવેલી નિદ્રામાંથી જાગ્રત કરી જાહેર જીવનમાં તેમનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરાવવામાં હું કાંઇ કરી શકું એમ છે કે નહીં. આ માટે ઇંગ્લાંડ, યુરોપના બીજા દેશો તથા અમેરિકાની જે પદ્ધતિઓ મારા જોવામાં આવી તે શીખવાનો મેં પ્રયાસ કર્યો; અને સ્ત્રીજાતિની પદવીને ખાસ લગતા જે વિચાર મેં પ્રાપ્ત કર્યા હોય તેનો લાભ મારી દેશભગિનીઓને આપવાની મારી ફરજ છે એમ મને દૃઢતાથી લાગ્યું. મને મળેલો અનુભવ મારા દેશની સ્ત્રીઓ સમક્ષ રજુ કરી હિંદુસ્તાનના સર્વ ભાગમાંથી એ માટે અભિપ્રાયો અને લેખો મગાવવા એવી ધારણા હતી અને કેટલીક પાશ્ચાત્ય સંસ્થાઓ મારા દેશની સ્થિતિને અનુકૂળ

આવે તે પ્રમાણે દાખલ કરી શકાય એવી મારી ઉમેદ હતી, પરંતુ આમાં મને ઘણી મુશ્કેલી જણાઈ અને તે પહેલાં તો દૂર ન થઈ શકે તેવી લાગી. પશ્ચિમના મુલકોમાં જાહેર જીંદગીમાં સ્ત્રીઓના સ્થાન વિષે તેમ જ તેમની ઉપયોગી સંસ્થાઓ વિષે મનપર છાપ પાડવી એ જુદી વાત છે; પરંતુ જેઓ આ દેશ છોડી બહાર ગએલાં નથી તેમને તેનો ખ્યાલ આપવો એ કેવળ જુદી વસ્તુ છે. વિષયને લગતી તથા તેની આસપાસની ચોક્કસ માહિતી ઉપરાંત એ સર્વ હકીકતને શિષ્ટ શૈલીમાં મુકી એ સર્વની યોગ્ય રચના કરવાની જરૂર હતી; તેમાં હિંદુસ્તાનની જરૂરીઆતો અને ખાસ કરીને ત્યાંની જ્ઞાતિઓની સંસ્થાપર વિશેષ ધ્યાનમાં રાખવાનું હતું. તેથી મને તરત લાગ્યું કે કોઇ સમર્થ અને ઘણી માહિતીવાળા સાક્ષરની મારે સહાયતાની જરૂર છે, અને તે એવો હોવો જોઇએ કે ઇંગ્લાંડમાં જ એ બાબતનું જ્ઞાન પ્રાપ્ત કરી એ વિષય તે હાથમાં લઈ શકે. હવે પ્રશ્ન એ થયો કે આ કાર્ય કોઇ અંગ્રેજને સોંપવું કે મારા દેશના માણસને. મને લાગે છે કે ગમે તેવો બાહોશ અંગ્રેજ હિંદુસ્તાનની જ્ઞાતિઓની સંસ્થાના સૂક્ષ્મ ભેદ પરિપૂર્ણ રીતે સમજી શકે નહીં અને એ સૂક્ષ્મ ભેદ હિંદુસ્તાનની દરેક સંસ્થાના મહત્ત્વના અંગભૂત છે. વળી હિંદમાં વસતા મુસલમાનોની રીતભાત માટે પણ તેને મુશ્કેલી નડે. આ કારણોને લીધે યુરોપના મારા આની પૂર્વના પ્રવાસ વખતે મારા વિચારને મૂર્તરૂપ આપવાનું કાર્ય હિંદુસ્તાનના સુપ્રસિદ્ધ લેખક એસ. એમ. મિત્રને મેં સોંપ્યું. હૈદરાબાદના મુસલમાની રાજ્યમાં ઘણાં વર્ષ વસવાથી મુસલમાની રીતભાતથી પણ તેઓ સારી રીતે વાકેફ છે. મારી આ સૂચના તેમણે બહુ ખુશીથી ઉપાડી લીધી અને હું ઈંગ્લાંડ પાછી ગઇ ત્યારે મારા એ વિચાર તેમણે વ્યવસ્થાપૂર્વક ગોઠવી તૈયાર કર્યા હતા અને તેમના પોતાના સાત વર્ષના ઇંગ્લાંડના નિવાસમાં કરેલા પશ્ચિમના જનસમાજના શાસ્ત્રના અભ્યાસથી પ્રાપ્ત કરેલી માહિતીઓ વડે મારા વિચારમાં ઉમેરો કર્યો હતો. આ ગ્રંથનો આ પ્રમાણે ઉદ્ભવક્રમ છે. આ પુસ્તક એવા હેતુથી પ્રકટ કરવામાં આવ્યું છે કે હિંદુસ્તાનમાં સ્ત્રીઓને લગતી સંસ્થાઓનું વ્યવહારિક

સ્વરૂપ કેવું હોવું જોઇએ તેનો નિર્ણય કરવા સારૂ દેશના તમામ ભાગમાંથી આ ઉપરાંત બીજા લેખો અને અભિપ્રાય એકત્ર કરી તેને પ્રકટ કરવામાં આવે. બ્રિટિશ શહેનશાહના રાજ્યારોહણના આ વર્ષમાં ઘણા અગ્રેસર હિંદવાસીઓ ઈંગ્લાંડમાં આવ્યા છે ત્યારે આપણે એવી આશા રાખીએ કે તેમણે ઈંગ્લાંડના સામાજિક તંત્રના કાર્યનું ઉંડું મનન કર્યું હશે; બ્રિટિશ સંસ્થાઓ રૂપી મંદિરના સ્તંભ રૂપ શું છે તેની શોધ કરી હશે; તથા જગતમાં કોઈ કાળે નહોતું એવું સર્વથી મહાન્ સામ્રાજ્ય જે પ્રજાનું છે તેમની સામાજિક તથા નૈતિક પદ્ધતિ ટકાવવામાં તે પ્રજાની સ્ત્રીઓનો કેટલો હિસ્સો છે એની તપાસ કરી હશે.

આ પુસ્તકમાં દર્શાવેલા વિચાર માત્ર રેખા દર્શાવનાર હોય એ સ્વાભાવિક છે. તેમ જ એ માત્ર અપૂર્ણ સૂચનાઓ છે, કારણ કે તેમાંના પ્રત્યેક વિષય ઉપર અકેકું પુસ્તક લખાય તેમ છે, અને તેવા ઘણાકનું માત્ર ટુંકા પેરેગ્રાફમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. એમાંની કેટલીક યોજનાઓની અજમાયશ વડોદરામાં કરવાની શરૂઆત કરી છે. એ અજમાયશ સ્ત્રીઓના હિત માટે અથવા તેમની સહાયતાથી કરવામાં આવી છે એમ તો નથી. દૃષ્ટાંત તરીકે વડોદરા રાજ્યના ૧૯૦૮–૯ ની સાલના રીપોર્ટમાં ચર્ચા કરી છે તેમ નાણાં ધીરનાર પરસ્પર સહાયક મંડળીઓ ઘણી સ્થપાઇ છે તથા તે વર્ષના અંત સુધી એવી બત્રીસ મંડળીઓ સ્થાપવામાં આવી હતી. ખેડુતોને સારૂ બેંકો ઉઘાડવામાં આવી છે, પણ એ દિશાઓમાં પ્રગતિ મંદ છે એ સ્વીકારવું જોઇએ. ૧૯૦૮ માં એક નમુના તરીકે ઉપયોગમાં આવે તેવાં ખેતર (મોડેલ ફાર્મ) માં ખેતી કરાવવી શરૂ કરી છે. ત્યાંનો મુખ્ય શિક્ષક પ્રમાણપત્ર (ડીપ્લોમા) વાળો છે અને પોતાના શિષ્યોને તે પૂર્વ તથા પશ્ચિમની ખેતીની પદ્ધતિની સરખામણીમાં તે બંનેના ફાયદા ગેરફાયદા વિષે શિક્ષણ આપી શકે તેમ છે. ૧૯૦૮ ના એપ્રિલ માસથી તરુણ ગુન્હેગારો માટે બોર્સ્ટલ પદ્ધતિ દાખલ કરી છે અને કેટલાક ગુન્હેગારોને પસંદ કરી તેમને લગભગ સ્વતંત્ર મનુષ્યો જેવી છૂટથી 'મોડેલ ફાર્મ'માં

કામ કરવા દેવાની થાણાની પદ્ધતિ ૧૯૦૮ ના ડીસેંબર માસથી શરૂ કરી છે. પરંતુ આ પદ્ધતિઓ હિંદુસ્તાનમાં સર્વત્ર ગ્રહણ કરવામાં આવી નથી અને સ્ત્રીઓ તથા બાળાઓના હિતની કોઇ પણ પદ્ધતિ પ્રચલિત નથી. તે માટે તેવી પદ્ધતિઓ અન્ય દેશોમાં હોય તેમના સિદ્ધાંતોનું વર્ણન આપવું યોગ્ય ધાર્યું છે.

લોકોને 'ડેરી-ફાર્મ' અર્થાત્ દુધ, દહીં, ઘી, માખણ વગેરેના ઉદ્યમ સંબંધી તથા ખેતીવાડીને લગતાં બીજાં કાર્ય સંબંધી માહિતી આપવા સારૂ ગામે ગામ ફરનારા શિક્ષકો રાખવાની પદ્ધતિ વડોદરામાં દાખલ કરી હતી પણ તે વ્યવહારોપયોગી માલમ પડી નથી; તે કારણથી તે જગાઓ કાઢી નાંખેલી ૧૯૦૮-૯ ના વડોદરા રાજ્યના રીપોર્ટમાં જણાવી છે. બીજી કેટલીક યોજનાઓ તેમના પ્રવર્તકોની ધારણા મુજબ ઘણી સફળ થઇ નથી. આનું કારણ એ ન હોય કે એ સર્વમાં સ્ત્રીજાતિની પદ્ધતિપુરઃસર સહાયતાની હજી સુધી ખામી છે? આ વાત લક્ષમાં રાખીને હિંદની સ્ત્રીઓ માટે કેટલીક યોજનાઓનું વર્ણન કર્યું છે તે એવી છેકે હિંદુસ્તાનનો પુરુષ વર્ગ એ પ્રવૃત્તિઓ સફળ થાય એવી ધારણા રાખતો નથી. તેવી જે પ્રવૃત્તિઓમાં જ્યાં પુરુષો એકલે હાથે સફળ નથી થયા ત્યાં સ્ત્રીઓ પ્રવેશ કરે તથા એમ સિદ્ધ કરી શકાય કે એવાં કાર્યમાં સફળતા મેળવવા માટે બંને જાતિઓની પરસ્પર સહાયતાની જરૂર છે એવી આશાથી એનું વર્ણન આપ્યું છે.

ગયા ડીસેંબર માસમાં મારા પતિની સાથે હું અલાહાબાદનું પ્રદર્શન જોવા ગઈ હતી ત્યારે મારા મનમાં એવો વિચાર આવ્યો હતો કે આ પુસ્તકમાંના બીજા તથા અગીઆરમા પ્રકરણમાં ચર્ચેલા વિષયોનું અધ્યયન કરી શિક્ષકનું કામ કરવા હિંદુસ્તાનના દરેક દેશી રાજ્યમાંથી ઓછામાં ઓછી બે સ્ત્રીઓને યુરોપ મોકલવી જોઇએ. મારી આ યોજના પરિપૂર્ણ કરવા માટે મારા રાજ્યમાંથી સ્કોલરશિપ આપી એક હિંદુ અને એક મુસલમાન સ્ત્રીને લાયક કરી તેમને ઉત્તેજન આપી આ દિશામાં પહેલ કરવા મારૂં રાજ્ય તૈયાર છે.

અલાહાબાદના પ્રદર્શનમાં દરેક વિષયની સમજણ પાડનાર સ્ત્રીઓની ખોટ મને ઘણી જણાઇ. પડદેનશીન સ્ત્રીઓને પ્રદર્શનના ફાયદા તેમ જ તે ઉભાં કરવાની યોજના સંબંધી વ્યાખ્યાન સ્ત્રીઓ આપે તો દેશના દરેક ભાગમાં એવાં ઘણાં નાનાં પ્રદર્શનો ઉઘડે અને તેનો લાભ ઘણો થાય. મારા દેશની સ્ત્રીઓ હવે આવાં પ્રદર્શનોમાં ઉત્સાહથી ભાગ લે છે એ સ્પષ્ટ છે; કારણ કે અલાહાબાદમાં મેં જોયું કે પડદે રહેનારી સંખ્યાબંધ સ્ત્રીઓ પણ તેમને માટે મુકરર કરેલે વખતે પ્રદર્શન જોવા આવતી હતી. તેઓ કળાના તેમ જ ઉદ્યમના નમુનાઓ જોવાથી બેશક લાભ મેળવતી હોવી જોઇએ. આ પ્રમાણે પ્રદર્શન જોવાથી તેમનાં મન ઘણાં કેળવાય એ સત્ય છે. પણ ત્યાંના વિવિધ પદાર્થો અને ઘણાકની બનાવટના ક્રમ સંબંધી માહિતી આપવાની પદ્ધતિ જો દાખલ કરવામાં આવે તો તેનાં પરિણામ વધારે ચિરસ્થાયી થાય. વડોદરાના મહારાજાએ ગયા એપ્રિલ માસમાં નવસારીમાં ખુલ્લા મુકેલા પ્રદર્શનમાં જે પદાર્થો મૂકેલા હતા તે સર્વેની બનાવટ, દૃષ્ટાંત તરીકે ખાંડ બનાવવાની રીત, ખજુરના ઝાડમાંથી ગોળ બનાવવાની ક્રિયા, સુગંધી પદાર્થ બનાવવા માટે રોહીસા નામના ઘાસમાંથી અર્ક કાઢવાની ક્રિયા, છોડવા ઉગાડવાની વિદ્યા, છાપખાનાનું કાર્ય, કાંચ બનાવવાની રીત, સોના રૂપામાં મીનાનું કામ, પેનસીલ, સ્ટીલ, પેન, દીવાસળી, મોજાં, શેત્રંજી બનાવવાના તથા વણવાના બીજા હુંનર એ સર્વે સંબંધી વ્યાખ્યાન આપનાર સ્ત્રીઓ ત્યાં હાજર હોત તો સ્ત્રીવર્ગને એ સર્વ પદાર્થો જોવાની વધારે અભિરુચિ થાત એ નિઃસંશય છે. બ્રિટિશ મ્યુઝીઅમમાં હવે એવી યોજના દાખલ કરી છે કે જેમની ઇચ્છા હોય તેમને માટે ત્યાંના સર્વે પદાર્થોના ઇતિહાસ સંબંધી વ્યાખ્યાન આપનાર મોકલવામાં આવે છે. આ પદ્ધતિ હિંદુસ્તાનનાં ખેતીવાડીનાં અને બીજા પ્રદર્શનોમાં દાખલ કરવામાં આવે તો લાભ થાય. આ રીતથી પુસ્તકોથી પણ ન મળી શકે તેવું ઉપયોગી અને વ્યવહારિક જ્ઞાન પ્રાપ્ત થાય અને એવાં વ્યાખ્યાન કરવાનું કામ સુશિક્ષિત સ્ત્રીઓને રુચિકર લાગે.

ઈંગ્લાંડ તથા અન્ય સ્થળોમાં સ્ત્રીજાતિના હિતને લગતી આગળ વધતી પ્રવૃત્તિઓમાં જે અસરકારક રૂપ જણાયાં તે આ પુસ્તકમાં દર્શાવ્યાં છે. સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે ફેરફાર કરીને તેમાંનાં કયાંની અજમાયશ કરવા લાયક છે તેનો નિર્ણય કરવાનું હું મારા દેશની સ્ત્રીઓને સોપું છું. એમાંની કેટલીક યોજનાઓ તેમને સારી લાગશે. પરંતુ પશ્ચિમના વિચારની નકલ કરવામાં બુદ્ધિહીન રીતે નકલ ન કરાય તે માટે સાવચેત રહેવાની જરૂર છે. બુદ્ધિપૂર્વક જે અવલોકન કરવામાં આવે તો દરેક દેશ બીજા દેશો પાસેથી કાંઇક શીખી શકે છે, પરંતુ તેમ કરવામાં દરેકે પોતાના પ્રજાકીય લક્ષણનું સંરક્ષણ કરવું આવશ્યક છે. જેમ સ્ત્રીપુરુષે એક બીજાનું અનુકરણ કરવું ન જોઈએ પરંતુ પોતપોતાની જાતિના લક્ષણની વિશિષ્ટતાની ઉંચી ગણના કરવી જોઇએ તે જ પ્રમાણે જુદા જુદા દેશોએ પોતાનાં લક્ષણનું રક્ષણ કરવું જોઇએ. આપણી ટેવોને સ્વાભાવિક રીતે પ્રતિકૂળ હોય તેવા રીવાજ દાખલ કરવામાં ઉતાવળ કરવી જોઇએ નહીં. ઈંગ્લાંડનો મહાન્ તત્ત્વચિંતક બેકન કહે છે કેઃ—"મનુષ્યો જે ફેરફાર કરે છે તેમાં કાળનું દૃષ્ટાંત ધ્યાનમાં રાખતા હોય તો સારૂ; કારણ કે કાળ મહાન્ ફેરફાર કરે છે, પણ તે ધીમેથી તથા ક્રમશઃ કરે છે કે જેથી ફેરફાર ભાગ્યે જ જણાય છે......વળી રાજ્યોમાં અખ્તરા કરવા એ પણ સારૂં નથી, તેમ કરવાની એકદમ જરૂર હોય અથવા તેનો ઉપયોગ સ્પષ્ટ હોય તો જ અખ્તરા કરવા." પશ્ચિમની ભાવનાઓ પૂર્વની ભૂમિમાં રોપવાથી કેટલાક દાખલામાં પૂર્ણ સફળતા મળી નથી એવો અનુભવ થએલો છે અને કેટલાક પ્રશ્નો—દૃષ્ટાંત તરીકે મજૂર વર્ગને લગતો પ્રશ્ન—હિંદ અને ઈંગ્લાંડમાં કેવળ ભિન્ન સ્વરૂપના છે. તેમ જ ઘણીવાર છેક જ સંરક્ષક નીતિને વળગી રહેવામાં આવે છે. એ સંબંધે ઉલ્લેખ કરતાં એજ તત્ત્વચિંતક કહે છે કે "કોઈ પણ રીવાજને ચાલુ રાખવાની હઠીલાઇ તે નવા ફેરફાર દાખલ કરવા જેટલી જ ક્ષોભક છે; અને પ્રાચીન સમય માટે જોઇએ તે કરતાં વધારે પૂજ્યભાવ રાખનારા નવીનોના ધિક્કારને પાત્ર બને છે."

આ પ્રમાણે ચોતરફ દૃષ્ટિ પહોંચાડી આગળ વધવાથી હિંદની

જાહેર જીંદગીમાં સ્ત્રીઓનું સ્થાન ઉન્નત કરવાના કાર્યમાં કંઈ ગણના-યોગ્ય પરિણામ થશે એવી હું આશા રાખું છું. આ નાના પુસ્તકમાં હું ધારૂં છું કે એ વાત સ્પષ્ટ કરવામાં આવી છે કે સ્ત્રીપુરુષ વચ્ચે ભિન્નભાવ નહીં પરંતુ પરસ્પર સહાયતા એ આવશ્યક વસ્તુ છે. સ્ત્રીજાતિ જે ઉત્તમ કાર્યો કરવા સમર્થ છે તેમાં તેને પુરુષવર્ગે તરફથી માર્ગદર્શનની જરૂર છે; તેમ જ પુરુષજાતિને જીવનના માર્ગમાં વધવા માટે સ્ત્રીની સહાયતા અને સહાનુભૂતિની આવશ્યકતા છે. સ્ત્રીજાતિનું વ્યક્તિત્વ અને પુરુષજાતિના વ્યક્તિત્વમાં મૂલગત ભિન્નતા રહેલી છે. બંનેનાં લક્ષણ તેમનામાં ઉંડાં રહેલાં છે અને તેમના પર બળજોરી કરવાના કોઈ પણ પ્રયાસથી ઉત્ક્રાન્તિને બદલે પરિવર્તન થવાનો સંભવ છે. સ્ત્રી અને પુરુષ વચ્ચે જે ભેદ રહેલો છે તેને પરિણામે પ્રત્યેક જાતિનાં ભિન્ન લક્ષણ ઉત્પન્ન થવાનું વલણ સતત રહેવાનું જ. આવી ભિન્નતા અટકાવવાને બદલે પોષવી જોઇએ, કે એથી કરીને સ્વાભાવિક માર્ગે વિકાસ થાય; તેમ કરવામાં સ્ત્રી-પુરુષનાં જે મુખ્ય લક્ષણ તેમની અંતર્ગત ભિન્નતા દર્શાવનાર ઘણા જમાનાથી મનાતાં આવેલાં છે તેમની સૂચનાનું અનુસરણ કરવું.

બ્રિટિશ સંસ્થાઓ ઉપરાંત બીજા દેશો અને વિશેષે કરીને જગતના અગ્રણી દેશોના પ્રતિનિધિ રૂપ ફ્રાન્સ, જર્મની, અમેરિકા વગેરે દેશોમાં સ્ત્રીજાતિના હિત માટે જે જે યોજનાઓ અજમાવવામાં આવી છે તેની હકીકત આપવી ઘટિત લાગી છે. જાપાન દેશને લગતું પ્રકરણ વિશેષ રસપૂર્વક વંચાશે એવી આશા રાખવામાં આવે છે. એ દેશની મારી મુલાકાત દરમીઆન મારી ખાતરી થઈ કે ત્યાંના પુરુષોએ જે પ્રગતિ કરી છે તેની સરખામણીમાં સ્ત્રીઓની પ્રગતિ ઓછી છે.

છેવટે મી. મિત્રે જે અસંત શ્રમ લીધો છે તેને માટે હું તેમનો આભાર માનું છું. એમના પરિશ્રમને લીધે જ મારા વિચારોને પરિપક્વ કરવા હું સમર્થ થઇ છું. આ ગ્રંથનો વિચાર પહેલવહેલો ઉદ્ભવ પામ્યો ત્યારથી તે છેક છેવટનાં પ્રુફ તપાસવા સુધીની એમની ઉત્સાહ ભરી સહાયતા માટે પણ હું તેમની આભારી છું.

લંડન.
જાન્યુઆરી, ૧૯૧૧.

# નોંધ.

થોડાં વર્ષ ઉપર મેં લખ્યું હતું કે "હિંદુસ્તાને પશ્ચિમના રીતરીવાજ શીખવા જોઇએ, પશ્ચિમ સાથે ગતિ કરવી જોઈએ અને તેમ નહીં કરે તો તેનો નાશ થશે. હિંદુસ્તાને પશ્ચિમના રીવાજોને પોતાને અનુકૂળ સ્વરૂપમાં ઘટાવવા જોઇએ. અંધ અનુકરણ ચાલે તેમ નથી. હિંદવાસીઓએ પૂર્વના રીવાજ અને પાશ્ચાત્ય જનસુધારણાનો સંવાદ અથવા એકતા કરવી જોઇએ."* એ વખતે મને ખ્યાલ પણ નહોતો કે હિંદુસ્તાનનાં એક આગેવાન રાણીના વિચાર પણ એ જ દિશામાં ગતિ કરતા હતા. તેથી ગયે વર્ષે વડોદરાનાં મહારાણીએ મને પોતાના અભિપ્રાય દર્શાવ્યા અને આપણા દેશની સ્ત્રીજાતિના લાભાર્થે એક પુસ્તક રચવાની યોજનામાં મારી નમ્ર સહાયતા માગી ત્યારે મને અતિશય સંતોષ ઉપજ્યો એ કહેવાની જરૂર નથી. એના પરિણામરૂપે 'હિંદુસ્તાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન' એ પ્રસ્તુત ગ્રંથ જનસમાજ સમક્ષ રજુ કર્યો છે. તેમાં હિંદુસ્તાનમાં સ્ત્રીજાતિની હાલની સ્થિતિ સંબંધી હકીકત નથી પરંતુ પશ્ચિમની કેટલીક સ્ત્રીજાતિ વિષયક સંસ્થાઓનું વર્ણન છે. તે સંસ્થાઓ એવી છે કે પૂર્વની જરૂરીઆતો પ્રમાણે યથાયોગ્ય ફેરફાર કરી તે દાખલ કરવામાં આવે તો હિંદમાં જાહેર જીંદગીમાં સ્ત્રીઓ જે સ્થિતિમાં છે તેનાથી તેમની ઉન્નત દશા પ્રાપ્ત કરવામાં તે સહાયભૂત થાય. હિંદુ પ્રજા જ્યારે મહાન પ્રજા ગણાતી ત્યારે હાલમાં નજરે પડે છે તે કરતાં સ્ત્રીપુરુષ વચ્ચે સાર્વજનિક ઉપયોગની બાબતોમાં વધારે વ્યવહારિક સહાનુભૂતિ હતી. સ્ત્રીપુરુષ વચ્ચે ઐક્ય થઇ તેઓ પરસ્પર સહાયક બને એમ પ્રયત્ન કરવા જેવું બીજું ઉપયોગી કાર્ય નથી. કારણ કે એના ઉપર જ જગતમાં શાંતિ અને જગતના હિતનો આધાર છે. મહારાણી સાહેબના આ

* ઈન્ડીઅન પ્રોબ્લેમ્સ, પ. ૩૬૩. (૧૯૦૮).

દેશહિતની વૃદ્ધિ માટેના ઉમદા અને ઉત્કૃષ્ટ પ્રયાસમાં તેમના સહકારી થવાનો જે પ્રસંગ મને તેમણે આપ્યો છે તેને માટે હું તેમને મારો આભાર પ્રદર્શિત કરૂં છું. ઈંગ્લાંડના મારા નિવાસ દરમીઆન આ વિષયનો અભ્યાસ કરતાં જે જે પુસ્તકોમાં મેં ચંચુપાત કર્યો છે તે સર્વ ગણાવવાં અશક્ય છે. આ સાથે આપેલી પુસ્તકોની યાદીમાં* જે પુસ્તકોની સહાયતા આ ગ્રંથમાં લીધી છે તેમાંનાં કેટલાંકનાં નામ આપ્યાં છે, તે સર્વના કર્તાઓનો હું ઋણી છું અને તેમનો હું આભાર માનું છું. વળી કેટલાક અંગ્રેજ ગૃહસ્થો તથા સન્નારીઓનો પણ આભાર મારે માનવાનો છે. તેમણે મને ઘણી ઉપયોગી માહિતી પુરી પાડી છે તથા હિંદમાં સ્ત્રીઓનાં મંડળ સ્થાપવામાં પોતે સહાયતા કરવાનું સ્વીકાર્યું છે.

લંડન.
જુલાઈ, ૧૯૧૧. } એસ. એમ. મિત્ર.



* લગભગ સો અથવા તેથી વધારે પુસ્તકોનાં નામ તેમાં છે પરંતુ ગુજરાતી વાંચનારને તે ઉપયોગી ન જણાવાથી યાદીનું ભાષાંતર આપ્યું નથી.

ભા. ક.

## ભાષાંતર કરનારની પ્રસ્તાવના.

આ ગ્રંથના રચનારની પ્રસ્તાવના અને નોંધ પછી ભાષાંતર કરનારને ઘણું કહેવા જેવું રહેતું નથી. વડોદરાના શ્રીમંત મહારાજા દેશહિતનાં કાર્યોમાં જે ઉત્સાહ ધરાવે છે તે જગજાહેર છે. તેમનાં સહધર્મિણી મહારાણી પણ દેશોત્કર્ષની ભાવના ધરાવનારાં હોય એ યોગ્ય જ છે. વડોદરાનાં શ્રીમતી મહારાણી સાહેબ પોતે સુશિક્ષિત હોઇ તેમને આપણા દેશની સ્ત્રીઓની હાલની દુર્દશા જોઈ લાગણી થાય એ સ્વાભાવિક છે. તેમની એ લાગણી કેટલી તીવ્ર છે તેના પ્રમાણ રૂપે આ લઘુ પુસ્તક છે. દેશની સ્ત્રીઓની શારીરિક, માનસિક, નૈતિક, ધાર્મિક ઉન્નતિ શી રીતે થાય એ વિષે તેઓ સતત ચિંતન કર્યા કરે છે. સ્ત્રીઓ માટે ઉદ્યોગશાળા શરૂ કરવા એ જ હેતુથી તેમણે પ્રયાસ કરવા માંડયો છે.

સ્ત્રીઓના શિક્ષણ માટે મહારાણી સાહેબના ઉચ્ચ અભિપ્રાયો આ પુસ્તકમાં ઘણે સ્થળે નજરે પડે છે. તેઓ લખે છે કે 'આદર્શરૂપ સ્ત્રીકેળવણી એવી હોવી જોઇએ કે તે વડે વિદ્યાર્થીઓ મનુષ્ય તરીકેનાં સર્વ કર્તવ્ય બજાવવાને યોગ્ય થાય–માતા તરીકેનાં, પુત્રી તરીકેનાં, પત્ની તરીકેનાં કૌટુમ્બિક કર્તવ્યો તથા પ્રજાનાં ઉપયોગી અંગ તરીકેનાં, રાજ્ય તરફનાં કર્તવ્યો બજાવી શકે.' દરેક જાતનો ધંધો કરવા માટે પણ ઉંચા સામાન્ય શિક્ષણની જરૂર તેમણે સર્વત્ર સ્વીકારી છે.

સ્ત્રીજાતિ પોતાના નિર્વાહ માટે કેવા કેવા ઉદ્યમ કરી શકે તેનું માર્ગસૂચન તેમણે કર્યું છે. એ સર્વ કદાપિ વ્યવહારમાં અમલમાં મૂકી શકાય તેવા નહીં લાગે તોપણ તેઓ પોતે કહે છે કે આ માત્ર સૂચનાઓ છે. એ પરથી દેશકાળને ઘટે તેવા ફેરફાર કરી જે ઘટે તે દાખલ કરવા એવો જ તેમનો હેતુ છે. વળી કેટલીક પ્રવૃત્તિઓ એવી છે કે જે આજ અશક્ય સરખી ભાસે છે તે

પચાસ કે સો વર્ષ પછી સહેલાઇથી દાખલ થશે. યુરોપની સામાજિક પ્રગતિમાં એ જ પ્રમાણે બન્યું છે અને અહીં પણ તેમ બને તો કાંઇ આશ્ચર્ય જેવું નથી.

સ્ત્રીઓ શિક્ષણ પામી પોતાના સ્વતંત્ર ધંધા કરી શકે અને જે ગૃહિણીઓ હોય તે ગૃહકાર્ય ઉપરાંત બીજી આર્થિક પ્રવૃત્તિઓ આદરી શકે એ વાત આ પુસ્તકમાં ખાસ લક્ષમાં રાખેલી છે. વળી આર્થિક ઉન્નતિ સાથે તેમની નૈતિક અવનતિ અટકાવવાના ઉપાય દર્શાવ્યા છે. સ્ત્રીજાતિ પોતાનું જીવન પરોપકારમાં કેવી રીતે વ્યતીત કરી શકે તેનું દિગ્દર્શન પણ આમાં કરાવ્યું છે. ઇંગ્લાંડ તથા અમેરિકાની સ્ત્રીઓ આ બાબતમાં કેટલી બધી આગળ વધેલી છે તેનો ખ્યાલ આ પુસ્તક વાંચતાં આવે તેમ છે. પશ્ચિમની સ્ત્રીઓની એક જ બાજુ આપણા દીઠામાં આવે છે. ફરવું, હરવું, રમવું, ખેલવું, મોજશોખ ભોગવવા એટલું જ તેઓ કરે છે એમ ઘણા આપણા લોકો માને છે. પરંતુ પારકાનાં દુઃખનિવારણ કરવામાં, અધમનો ઉદ્ધાર કરવામાં અને મનુષ્યજાતિની સર્વથા ઉન્નતિ કરવામાં તેઓ કેટકેટલા પ્રયાસ કરે છે તે આવાં પુસ્તકદ્વારા જ આપણે જાણી શકીએ છીએ અને જાણીને સાનંદાશ્ચર્ય પામીએ છીએ.

હવેના વખતમાં સેંકડો સ્ત્રીપુરુષો યુરોપમાં પ્રવાસ કરે છે. કેટલાંક તો ત્યાં લાંબો વખત રહે છે. તથાપિ તેમાંનાં કેટલાં થોડાં દેશનું હિત સાધે એવા દૃષ્ટિબિન્દુથી પ્રવાસ કરે છે. યુરોપમાં જનહિતની સંસ્થાઓ કેવા પ્રકારની છે તેનું કિંચિત્ માત્ર જ્ઞાન પણ ઘણાંને હોતું નથી. તો તે સંસ્થાઓ સંબંધી વિચાર કરી આપણા દેશને અનુરૂપ કરે તેવીનું સંશોધન કરનાર તો ઘણાં જ થોડાં નીકળે. એવાં વીરલાં સ્ત્રીપુરુષોની કોટિમાં આપણાં મહારાણી છે તેથી તેમણે અનેક પ્રવાસ કર્યા છે તેનો લાભ આ દેશને જ તેઓ આપવા ઇચ્છે છે. ઇશ્વિરે તેમને સંપત્તિ તથા અધિકાર આપ્યો છે તેનો સદ્ઉપયોગ તેઓ કરે છે.

સ્ત્રીજાતિનાં કર્તવ્ય વિષેની આદર્શ રૂપ ઉદાર ભાવના વડોદરાના મહારાણીએ આ પુસ્તકમાં દર્શાવી છે તે ઉતારી આ તેમણે અતિ શ્રમ લઈ રચેલા પુસ્તકની અમારી પ્રસ્તાવના સમાપ્ત કરીશું–

" પોતાનાં સંતાનની માતા તરીકેનાં કર્તવ્ય બજાવવાં એ બેશક સ્ત્રીની ફરજ છે.........પોતાના કુટુંબની સંભાળ ઉપરાંત સમસ્ત જનસમાજને પોતાનું કુટુંબ સમજીને તેનું રક્ષણ કરવું અને પોતાની આસપાસ જગતમાં જે દુઃખ દૃષ્ટિગોચર થાય તેનું નિવારણ કરવું એ વધારે મોટી ફરજ છે. "

# અનુક્રમણિકા.

તે આસપાસનાં પરિવેષ્ટન બદલાવાથી ઘણે કાળે ઘસાઇ ગયાં. જુદી જુદી પ્રજાઓની ઉત્ક્રાંતિમાં આસપાસના જે બનાવો કારણભૂત બન્યા છે તેમાં હવા સૌથી અગત્યનું કારણ છે.

મનુષ્યજીવનની સૌથી પ્રાથમિક સ્થિતિમાં સ્ત્રીપુરુષ વચ્ચે કાયમનો સંબંધ ન હતો. પાછળથી લગ્નની સંસ્થા થઈ તેમાંથી ગૃહ, કુટુંબ, જાતિ અને પ્રજા ક્રમશઃ ઉદ્‌ભૂત થઈ. સ્ત્રી છોકરાં ઉછેરતી, કુટુંબને રહેવા માટે ઝુંપડું અગર તંબુ બનાવતી, જે થોડાં ઘણાં લૂગડાં વપરાતાં તે પણ તે બનાવતી, કુટુંબને ભોજન કરાવતી, ટુંકામાં ગૃહ સંબંધી સામાન્ય સર્વે કાર્ય તે કરતી, અને ઘરની બહાર કરવાનું કામ પુરુષને માથે રહેતું. વખત જતાં મનુષ્યજાતિનો વિસ્તાર વધવાથી જ્યારે ધાન્ય વાવવાની જરૂર પડી ત્યારે પાક વખતે ઘણુંખરૂં સ્ત્રી પાક ઉતારવાનું કામ કરતી. પછીથી તંબુમાં રહેવાની ભટકતી જીંદગીને બદલે સ્થાયી ઘરમાં રહેવાનું શરૂ થયું. આ વખત સ્ત્રીની પદવી કાંઇક ચઢીઆતી થઇ, તથાપિ તે પોતાના ધણીની માલીકીની વસ્તુ હતી. તેના પર ધણીનો દરેક રીતે સંપૂર્ણ અધિકાર હતો. ઘણા પ્રાચીનકાળમાં સ્ત્રીઓની આવી સ્થિતિ હતી.

પરંતુ સ્ત્રીજાતિના આ પ્રથમના ઇતિહાસનાં પૃષ્ઠપર પ્રકાશનું કિરણ પડતું દેખાય છે. જગતના ભૂતકાળની જનસુધારણાના સમયમાં સ્ત્રીઓની કીર્તિના કાળનો આરંભ થયો હતો એ આશ્ચર્યજનક બીના છે. ઘણીખરી પ્રજાઓમાં વીરયુગનું દર્શન આપણને થાય છે. તે યુગમાં સ્ત્રીની પૂજા થતી અને તેને ઉચ્ચતમ માનની સ્થિતિએ પહોંચેલી આપણે જોઇએ છીએ. યુરોપની કેળવણીની શરૂઆતથી પણ ઘણા સૈકા પહેલાં આર્યાવર્તના સાહિત્યમાં રામાયણ તથા મહાભારતમાં સ્ત્રીઓ પોતાના પતિના કાર્યમાં માનનીય ભાગ લેતી આપણને જણાય છે; તે વખતમાં સ્ત્રીઓ પતિને સ્નેહ તથા સલાહથી સહાય થતી અને સીતા તથા દ્રૌપદી જેવી સ્ત્રીઓ પતિ સાથે અરણ્યમાં પણ ગઇ હતી. જાહેર સમારંભોમાં તેઓ ભાગ લેતી હતી તથા તેમને શ્રેષ્ઠ અધિકાર અને માન મળતાં.

જુદી જુદી પ્રજાઓનો આવો વીરયુગ જુદે જુદે સમયે થયો છે. ઇજીપ્ટના લોકો, હિંદુઓ, તથા યાહુદીઓમાં પ્રથમ એનું દર્શન થાય છે. તે પછી છેક ખ્રિસ્તિ સનની શરૂઆત વખતે યુરોપમાં એ યુગ શરૂ થયો. સ્ત્રીઓનો આ સુવર્ણયુગ જુડીઆમાં ગીદીઅનના સમયમાં (આશરે ઇ. પૂ. ૧૪૯૧ ના અરસામાં) હતો; વળી ઈ. પૂ. બારમા સૈકામાં પણ તેવો જ યુગ હતો; ત્યારે "ઇસરાએલની માતા" ભવિષ્યવાદિની ડેબોરા થઈ હતી: "તે એફ્રેમ પર્વતમાં રૅમ અને બેથેલની વચ્ચે તાડના વૃક્ષ નીચે રહેતી અને ઇસરાએલનાં સંતાનો તેની પાસે ન્યાય કરાવવા આવતાં." સેમેટીક સાહિત્યનું અતિ ઉલ્લાસમય યુદ્ધગીત આ સ્ત્રીન્યાયાધીશનું છે; જેણે સિસેરાનો વધ કર્યો તે પછી ડેબોરાએ એ જયગીત ગાયું હતું. આ રીતે આપણને માલમ પડે છે કે પ્રાચીન જુડીઆમાં સ્ત્રીઓ રાજ્ય કરનાર, ભવિષ્યવાદિની, ન્યાયાધીશ તથા સૈનિક પણ હતી.

આગલા જમાનામાં અરબસ્તાનમાં મુસલમાન સ્ત્રીઓને પુરૂષોની બરોબરીનું શિક્ષણ અપાતું. ઇસ્લામ ધર્મ ઉન્નતિને શિખરે પહોંચ્યો તે સમયમાં તે સમાજમાં સ્ત્રીની જે પદવી હતી તેપરથી સિદ્ધ થાય છે કે પુરુષોના સરખા જ હક સ્ત્રીઓના હતા. પેગંબર હઝરત મહમદની પોતાની સ્ત્રીઓ એકાંતમાં રહી સુસ્ત જીંદગી ગાળતી નહોતી. ઉલટું તેઓને પૂર્ણ છૂટ હતી. મહમદની પહેલી સ્ત્રી ખદીજા મહમદના ઉથલપાથલવાળા તથા અનિશ્ચિત જીવનની સાથી પચીસ વર્ષ સુધી હતી. તેના મરણ પછી મહમદની જુવાન સ્ત્રી આયશાએ "ઉટના વિગ્રહમાં" લડનાર તરીકે આગેવાનીવાળો ભાગ લીધો હતો. મહમદની પુત્રી ફાતિમાએ જાહેર રાજકીય વાદવિવાદમાં મોટી નામના મેળવી હતી. તેની પૌત્રી ઝૈનાબ જાહેર અને ખાનગી જીવનમાં હોંશીઆરી માટે જાણીતી હતી. સ્ત્રીઓનાં નિરર્થક અને નવરાં જીવનની ઘટના પેગંબર મહમદે તેમને માટે કરી નહોતી. મુસલમાન સ્ત્રીઓ રાજ્યાધિકારી, શિક્ષક, ધર્મગુરુની પદવીએ હતી અને ધાર્મિક મંડળોની ઉપરી હતી, અને હિંદુ સ્ત્રીઓની પેઠે વિદ્યા, વક્તૃત્વ તથા શિક્ષણ

આપવાની કળા માટે પ્રખ્યાત હતી. સુલતાન બયાઝીદ પહેલાના વખતમાં સ્ત્રીઓ મસીદો તથા નિશાળોમાં બંને જાતિના વિદ્યાર્થીઓ આગળ ભાષણ આપતી, અને તે વખતમાં છોકરા છોકરીઓને સાથે શિક્ષણ અપાતું. ઓમીયાડીઝ તથા પહેલા આબીસાઇડીઝના સમયથી કાદીર બ-ઇલ્લાહ ( ઈ. સ. ૯૧૧ ) ના રાજ્ય સુધી જ્યારે મુસલમાન પ્રજાની ચઢતીના અંતની શરૂઆત થઇ, ત્યાં સુધી મુસલમાન સ્ત્રીઓ જાહેરમાં આગળ પડતો ભાગ લેતી. બાઇઝનટાઇન વિગ્રહ વખતે મનસુરના હાથ નીચે તેની બે પિત્રાઇ બહેનો બખ્તર પહેરી લડાઇમાં ગઇ હતી. રસીદ-અલ-મમુનના રાજ્યમાં સ્ત્રીઓ કાવ્યોની સ્પર્ધામાં તથા વિદ્વત્તા ભરેલી ચર્ચાઓમાં ભાગ લેતી, તથા આરબ યુવતીઓ ઘોડે બેસી લડતી, અને લસ્કરનું ઉપરીપણું ચલાવતી. હારૂન-અલ-રશીદની બેગમ ઝુબીદા કવિ તરીકે મશહૂર થઈ ગઇ છે. તેની આજ્ઞાથી જ મક્કાની મોટી નહેરો બંધાઇ હતી અને ગ્રીક લોકોએ અલેક્ઝાન્ડ્રીઆ શહેરનો નાશ કરેલો તે શહેર પણ તેણે જ ફરી બંધાવ્યું હતું. લડાઇ તથા શાંતિની દરેક કળામાં નામાંકિત થએલી મુસલમાન સ્ત્રીઓનો વર્ગ એટલો મોટો છે કે તેમનાં નામ ગણાવતાં લંબાણ થાય તેમ છે. તાતાર લોકનાં ટોળાંના હુમલા તથા ધર્મના તેમ જ રાજકુટુંબોના ઝઘડાને લીધે પૂર્વના સુધારાની ગતિનો અવરોધ થયો ત્યારથી એવી સ્ત્રીઓ થતી બંધ પડી અને તે વખતની સામાન્ય અવનતિની સાથે મુસલમાન સ્ત્રીઓની ઉન્નતિનું શુભ કાર્ય લગભગ બંધ પડી ગયું. પુરાતન ઇજીપ્ટમાં સ્ત્રીઓ પુરુષોની સમાન તેમ જ તેમની સાથી હતી. કાયદાથી તેમને પુરુષ સરખા જ હક મળતા; તેઓ ધર્માધિકારી કે રાજ્યાધિકારી થવાને યોગ્ય ગણાતી.

ગ્રીસમાં પણ હોમરના સમયથી એવી ઉદારચરિત, માનપ્રદ સ્ત્રીજાતિના આદર્શરૂપ સ્ત્રીઓ થઇ ગઇ છે. ત્યાંના સાહિત્યમાં તેઓ અમર થઇ ગઇ છે. *પેનીલોપ, એન્ડ્રોમાકી, કલીટેમ્નેસ્ટ્રા,* એ નામ દુનીઆની સ્ત્રીજાતિના ઇતિહાસમાં ગ્રીસનું સ્મરણ તાજું રખાવનારાં છે. ઇટલીએ પણ પ્રજાસત્તાક રાજ્યના વખતમાં દ્દનાવાળી, શૂર-

વીર, તેના પતિના જેવી જ નિશ્ચયવાળી, આદર્શરૂપ રેમન પ્રૌઢ સ્ત્રીનું દર્શન મનુષ્યજાતિને કરાવ્યું છે. જર્મનીમાં એક સમય એવો હતો કે ટેસીટસના કહેવા પ્રમાણે કેટલીક જાતિઓની સ્ત્રીઓ સરદાર હતી અને શૌર્ય તથા ડહાપણમાં પુરુષો કરતાં ચઢીઆતી હતી. સ્ત્રી સંબંધી ટ્યુટનોનો મત દર્શાવતાં ટેસીટસ કહે છે કે "તેઓ એમ માને છે કે તેનામાં (નારીજાતિમાં) કોઇ દિવ્ય અંશ રહેલો છે." આગળના સમયમાં આ રીતે સ્ત્રીઓને માનનીય ગણનાર દેશોની ગણનામાં બ્રિટન મૂકી દેવાનો નથી; કેમકે પ્રાચીન બ્રિટનની બોએડીસીઆ રાણી થઇ ગઇ છે. એ રાણી ચઢી આવેલા રોમનોની સામે જાતે રથ હાંકી લડી હતી.

આવી હકીકત છતાં આ આગળના વખતની સ્વતંત્રતા તે સ્ત્રીજાતિની સ્વતંત્રતાના ઉદયનો આભાસ માત્ર હતો. એ શરૂઆત થઈ અને અટકી ગઇ; દરેક પ્રજાને સંબંધે એવો સમય આવ્યો કે એ વૃદ્ધિ થતી રોકાઇ. તે પછી ઉપલા વર્ગમાં સ્ત્રીઓના ભાગ્યમાં છીછરૂં અને નિરર્થક અથવા સ્વપ્રવૃત્તિહીન જીવન સરજાયું અને નીચલા વર્ગમાં અધોગતિ કરનાર જડતાયુક્ત કષ્ટમય પરિશ્રમ સ્ત્રીઓને પ્રાપ્ત થયો.

મધ્યયુગ સુધી સ્ત્રીજાતિના જીવનપથપર નવા પ્રકાશની ઝાંખી થઈ નહીં. એકંદરે આખા યુરોપમાં મધ્યયુગમાં સ્ત્રીજાતિને પ્રથમ જે માન મળતું તેનું પુનરુજ્જીવન થયું. સ્ત્રીજાતિને માન આપી તેમનું રક્ષણ કરવાનો (chivalry નો) આ યુગ હતો. એ સમયમાં 'નાઈટ' નામના વીરો હથીઆરથી સજ્જ થઇ અનાથ અને નિર્બળ મનુષ્યોની સેવામાં જીવન કાઢતા તથા સ્ત્રીઓની સત્તાને લીધે પશુબળના આદર્શને ઠેકાણે હક્ક અને ફરજનાં ધોરણ રચાયાં હતાં. નિર્બળનું રક્ષણ કરવાના (kinghthoodના) પવિત્ર શપથ લેનારને પોતાની સ્ત્રીને વફાદાર રહેવાના સોગંદ લેવા પડતા, તથા તેના તે સ્ત્રી પ્રત્યેના પ્રેમમાં ભક્તના પોતાના દેવ પ્રત્યેના ગૂઢ પવિત્ર પૂજ્યભાવનું મિશ્રણ થયેલું જણાતું. આ 'શિવલરી'ના સૈકામાં સ્ત્રીઓનું પ્રબળ હતું તેટલું કોઇ કાળે નહોતું એ નિઃસંશય છે.

જે અંધકારમય યુગ કહેવાય છે તેમાં સ્ત્રીજાતિ માનસિક શક્તિ માટે સુવિખ્યાત થઇ ગઈ છે. તે વખતે સ્ત્રીપ્રોફેસરો અને સ્ત્રીવૈદ્યો યુરોપખંડમાં ઘણી હતી અને તેઓ છોકરા તેમ જ કન્યાઓને શિક્ષણ આપતી. જર્મનીનાં ઘણાંક શહેરોમાં પુરુષના જેટલા જ દરજ્જાથી ધંધામાં સ્ત્રીઓને દાખલ કરતા, તેમજ ફ્રાન્સમાં કામ કરનારી સ્ત્રીઓનાં મંડળ હતાં અને સ્ત્રીજાતિને યોગ્ય ઉદ્યોગ માટે તેઓ એકસંપ થઈ તેમના પોતાનાજ હાથમાં ઉદ્યોગ રાખતી. ફ્રાન્સમાં જુદી જુદી મ્યુનીસીપાલીટીના કામકાજના વહીવટ માટે સ્ત્રીઓ પુરુષ સાથે જ મત આપતી; વળી ઈસુ ખ્રિસ્તની પવિત્ર કબરના રક્ષણ માટેની 'ક્રુસેડ' લડાઇઓ પછી ફ્રાન્સની વસ્તીનો પુરુષ વર્ગ ઘટી જવાથી પોતાના ધણીઓની મીલકતોનો વહીવટ સ્ત્રીઓએ હાથમાં લીધો હતો અને તે કાર્યમાં તેઓ સંપૂર્ણ રીતે પ્રમાણિક તથા ખબરદારીથી કામ કરનાર માલમ પડી હતી. આ રીતે એ અંધકારપૂર્ણ યુગમાં યુરોપમાં સ્ત્રી એ યુગના પ્રકાશરૂપ હતી.

પરંતુ તે પછી અનિવાર્ય રીતે પાછાં પડવાનું શરૂ થયું. થોડોક કાળ ઉન્નતિનો આવે છે કે થોડા સૈકાઓ પછી સ્ત્રીજાતિને હેઠી પડેલી જોઇએ છીએ. યુરોપમાં થએલા પુનરુજ્જીવન (રીનાસંસ) ને પરિણામે કળા પ્રત્યે, સાહિત્ય પ્રત્યે તથા એથી પણ વધારે સ્ત્રીજાતિ પ્રત્યેની ઉત્કટ પ્રેમવૃત્તિ ઈટલીમાંથી શરૂ થઇ ફ્રાન્સ તથા ઈંગ્લાંડમાં શરૂઆતના જુસ્સા સહિત ફેલાઈ હતી. આ પ્રગતિ જેને વિદ્યાના પુનરુજ્જીવનનું નામ આપવામાં આવ્યું છે તે મહાન બુદ્ધિવિષયક પ્રગતિ હતી. પરંતુ સ્વતંત્રતાની ઉન્મત્ત ઇચ્છાથી પ્રત્યેક વિષયમાં બીજો છેડો ગ્રહણ કરવામાં આવ્યો; અને સ્ત્રીઓને ઉપરથી તો પ્રથમની પેઠે જ સન્માન મળતું; પરંતુ તેઓ મધ્યયુગના નાઈટોના જેવા શુદ્ધ પૂજ્યભાવની પ્રેરક બનતી નહોતી. બુદ્ધિની તીવ્રતા સાથે અનિયંત્રિત દુરાચાર વૃદ્ધિ પામ્યો. સોળમા સૈકામાં ફ્રાન્સિસ પહેલાની બ્હેન માર્ગેરાઇટ દ વાલોનો દરબાર પતિતપણામાં સૌથી વધારે અનીતિમાન હતો. સત્તરમા સૈકામાં ફ્રાન્સમાં સ્ત્રીઓ માનસિક કેળવણીમાં સુપ્રસિદ્ધ હતી, અને તેજ સમયમાં મેડેમ દ મે

ન્ટનોન સરખી સ્ત્રીઓ રાજાની સલાહકાર તથા બાળકોની શિક્ષક હતી. વળી મેડેમોઇસેલ દ સ્કુડેરી તથા મેડમ દ સેવાઇની સરખી સ્ત્રીઓ સ્ત્રીજાતિના બુદ્ધિપ્રભાવના મૂર્તરૂપ જેવી હતી.

ઇંગ્લાંડમાં બીજા ચાર્લ્સ રાજાના વખતમાં 'રેફરમેશન' (ખ્રિસ્તિ ધર્મમાં માર્ટીન લુથરે કરેલા સુધારા) પછીના પાછા આઘાતથી સ્ત્રીઓની પદવીની ગતિ બીજે છેડે ગઈ હતી. સ્ત્રીજાતિ પ્રત્યેનો જુનો પૂજ્યભાવ નાશ પામ્યો હતો, અને તેને સ્થાને સ્ત્રીઓના સ્વભાવનું છીછરાપણું, આછકલાપણું તથા નિરર્થકતા વૃદ્ધિ પામવા લાગ્યાં. પોપ કવિનું ટુંકું કાવ્ય જે તે સમયનો ઉપહાસ કરનારૂં ગણાય છે તેમાં આની વિરુદ્ધ પ્રહાર છે. એ કવિનો બીજો પત્ર જે 'એક બાનુને' અર્પણ કરેલો છે તે વાંચવાથી તે સમયની સમાજમાં ભાગ લેનારી સ્ત્રી વિષેનો એનો અભિપ્રાય જણાઈ આવે છે. ઉપલા વર્ગમાં સ્ત્રીઓને શિક્ષણ મળવા છતાં ઉતરતા વર્ગની સ્ત્રીઓ આ વખત માત્ર ઘરના નિત્યના કામકાજના બોજાથી દબાએલી તથા અજ્ઞાન અને જડતામાં ડુબેલી હતી. 'ઘરમાં બેસી રહેનાર યુવકોની અક્કલ મંદ હોય છે' એ કહેવત અરાઢમા સૈકાની સ્ત્રીઓના ઘણા ભાગે સિદ્ધ કરી હતી. આ પછી છેક ઓગણીસમી સદીના પાછલા ભાગમાં ઉચ્ચ શિક્ષણના પ્રકાશનો સ્ત્રીજીવનમાં પ્રવેશ થતાં સ્ત્રીઓ પોતાનું શીર્ષ ઉંચું લાવી શકી છે, અને હાલ પોતાના ઉત્કર્ષ માટે કાયમની સ્વતંત્રતાના માર્ગપર ગમન કરતી જણાય છે. પશ્ચિમની જે પ્રજાઓમાં સ્ત્રીઓને સૌથી વધારે સ્વતંત્રતા કાયદાથી આપી છે તે (અમેરિકા અને રશીઆ સિવાય) દુનીઆની મહાન પ્રજાઓ નથી એ વાત ધ્યાનમાં લેવા જોગ છે. ફિનલાન્ડ, નોર્વે, સ્વીડન અને આઇરલેન્ડમાં કાયદાથી સ્ત્રીઓને ઘણી છૂટ મળેલી છે. ફિનલાન્ડમાં તો સ્ત્રીઓ મત આપી શકે છે, તેમ જ પાર્લામેન્ટમાં દાખલ પણ થઈ શકે છે, નોર્વેમાં કર ભરનારી સ્ત્રીઓને પાર્લામેન્ટની બેઠક માટે મત આપવાનો અધિકાર છે. રશિયા જે પશ્ચિમની દુનિઆનો સર્વથી પૂર્વમાં આવેલો દેશ કહેવાય છે પણ જેને પૂ-

વેની દુનીઆનો સૌથી પશ્ચિમમાં આવેલો દેશ કહેવો જોઇએ એમ કહેવામાં આવ્યું છે તે દેશમાં સ્ત્રીઓએ આશ્ચર્ય ઉપજાવે એવી આગળ ગતિ કરી છે અને રાજકીય વિષયોમાં તેમણે સર્વોપરી નામના મેળવી છે. ત્યાંના ઝેમ્સસ્ટ્વો તથા બીજાં આગળ વધેલાં રાજકીય મંડળોએ સ્ત્રીપુરુષની સંપૂર્ણ સમાનતાનું તત્ત્વ સ્વીકાર્યું છે, અને ત્યાં ઉંચી પંક્તિના ધંધા સ્ત્રીઓ કરે છે. ત્યાં ઘણી સ્ત્રીઓ દાકતર છે, ઘણીક ઇજનેર છે અને સાહિત્યમાં ખ્યાતિ મેળવવા માટે પ્રયાસ કરનારી સ્ત્રીઓની સંખ્યા લગભગ હેમત ખવડાવે એટલી ઝડપથી વધતી જાય છે. કેમકે હાલના વખતમાં ગ્રંથકર્ત્રી થઇ પુસ્તક પ્રસિદ્ધ કરવું એ રશિયાની સાહિત્યપ્રેમી સ્ત્રીનું લક્ષણ છે.

સ્ત્રીવિષયક પ્રશ્નનું દરેક દેશમાં તેનું પોતાનું ખાસ સ્વરૂપ હોય છે. ઇંગ્લાંડમાં અસલના "ફયુડલ" સમયથી (જે સમયમાં લડાઈમાં સહાય કરવા બદલ જાગીરો આપવાનો રિવાજ હતો ત્યારથી) સ્ત્રીઓની સામાજિક સ્વતંત્રતાવાળી સામાન્ય સ્થિતિ છે, પરંતુ પુરુષ વર્ગની સાથે જ્યાં મજુરી કરવાની હોય છે ત્યાં તેને ઘણી વાર પ્રતિકૂળતા હોય છે. ધીમે ધીમે ત્યાં સ્ત્રીઓએ પોતાની ગતિ આગળ વધારી છે અને હાલમાં વકીલના તથા ધર્મગુરુના ધંધા સિવાય બીજા લગભગ સર્વે ઉંચા ધંધા કરવાની તેમને છૂટ છે. અને બીજા ધંધા જેમાં સ્ત્રીજાતિ પોતાની શારીરિક અશક્તિથી પ્રત્યક્ષરીતે નાલાયક ન હોય તેમનો ઘણો ભાગ સ્ત્રીઓ કરી શકે છે. અંગ્રેજ સ્ત્રીઓની ચડતીનો ક્રમ દેખાડનાર કેટલીક વચલી સ્થિતિનું ટુંકાણમાં નિરીક્ષણ કરીએ. ઇ. સ. ૧૮૭૦ માં વિવાહિત સ્ત્રીની મિલકતનો કાયદો પસાર થયો (૧૮૮૨ માં તેમાં સુધારો કરવામાં આવ્યો છે) એ કાયદાથી વિવાહિત સ્ત્રીને પોતાની મેળે સ્થાવર જગમ મીલકત પ્રાપ્ત કરવા, રાખવા તથા આપી દેવાની છૂટ છે, તેમજ તે ગમે તે કરાર કરવા તથા ધંધો કરવા સ્વતંત્ર છે. હિંદુ સ્ત્રીને આવી છૂટ મનુના સમયથી એટલે કદાપિ ઇસ્વીસનના પહેલાંથી છે. ઇ. સ. ૧૮૯૪ માં ઇંગ્લાંડની વેરો ભરનાર સ્ત્રીઓને ડીસ્ટ્રીકટ કાઉન્સીલ, બોર્ડ ઓફ ગાર્ડીઅનસ, લંડન કાઉન્ટી કાઉન્સીલ અને પેરીશ કાઉન્સીલ જેવાં

સ્થાનિક મંડળોમાં મત આપવાની સત્તા મળી હતી. ૧૯૦૭ માં સ્ત્રીઓને શહેરના 'આલ્ડરમેન' (માજીસ્ટ્રેટ જેવા અમલદાર) તથા 'મેયર' (નગરાધ્યક્ષ) ની પદવી મેળવવાનો અધિકાર મળ્યો છે; પરંતુ તેઓ 'જસ્ટીસ ઓફ ધી પીસ' (સુલેહના અમલદાર) થઈ શકતી નથી, તેમજ જુરીમાં બેસી શકતી નથી. અમેરિકા, નોર્વે તથા ફિન્લાન્ડમાં સ્ત્રીઓ જુરીનું કામ કરે છે. અને એ ફરજ તેઓ અત્યંત સત્યનિષ્ઠાથી તથા અપક્ષપાતથી બજાવે છે.

ઓગણીસમા સૈકાના પાછલા ભાગમાં કેળવણીનું એક મોટું મોજું ઇંગ્લાંડમાં ફરી વળ્યું; અને એ મોજાએ સ્ત્રીજાતિને પોતાની ટોચ પર ઉચકી લીધી. કેળવણીની વૃદ્ધિનું એક કારણ ઇંગ્લાંડ તથા આખા યુરોપ ખંડમાં પુરુષ કરતાં સ્ત્રીઓની વસ્તીનો વધારો એ હતું. એ કારણથી ઘણીક ઘરમાં બેસી રહેનાર સ્ત્રીઓને જીવન ચલાવવાના યુદ્ધમાં ભાગ લેવાની જરૂર પડી. મધ્યમ વર્ગની ઉન્નતિ તે વેળા સ્થાપિત થઈ ચૂકી હતી. ઉદ્યોગ આશ્ચર્ય ઉપજાવે એટલા પરિમાણથી વિસ્તાર પામતા હતા. નવાં યંત્રો તથા પરસ્પર વ્યવહારની નવી પદ્ધતિઓ દાખલ થઈ હતી. ઓગણીસમી સદીમાં આખા જગતના તળ ઉપર મહાન ફેરફાર થયા હતા. કાંતવા તથા વણવાના હુન્નરમાં નવી શોધો થવાથી તેથી બનતી ચીજો ઉત્પન્ન કરવાની પદ્ધતિમાં એટલો બધો ફેરફાર થયો હતો, તથા દરરોજના વપરાશની અસંખ્ય વસ્તુઓ પેદા કરવાની રીતમાં એટલો બધો તફાવત પડયો હતો કે હાથને બદલે એ સર્વ કાર્ય યંત્રથી થતાં; તેને લીધે પ્રથમ કરતાં ઘણાંક ઘરનાં કામથી સ્ત્રીઓ મુક્ત રહી શકતી અને તેથી તેમની શક્તિ અન્ય ઉદ્યોગનાં કાર્ય કરવામાં વાપરવા તેઓ સમર્થ થઇ હતી. આ રીતે ક્રમશઃ ત્યાંની સ્ત્રીઓ આગળ વધતી ગઇ અને અંતે હવે પુરુષની સાથે ઉભાં રહેવાનો તથા પોતાની નૈતિક તથા આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો હક માગે છે. અંગ્રેજ સ્ત્રીઓને પાર્લામેંટ માટે મત આપવાનો હજી અધિકાર નથી. આ અધિકાર પ્રાપ્ત કરવા માટે ત્યાંની સ્ત્રીઓમાં કેટલીક એ પ્રયાસ ફેલાવવાને મહાન પ્રયત્ન કરે છે.

ઈંગ્લાંડમાં રાજકીય બાબતોમાં સ્ત્રીઓનો પ્રત્યક્ષ રીતે ભાગ નથી તથાપિ મત આપવાના અધિકાર વગર પણ તેમની ઇચ્છા હોય તો ત્યાં તેઓ તેમ જ જગત્‌ના સર્વ દેશોમાં પરોક્ષ રીતે મોટી સત્તારૂપ બની શકે છે. ખાસ કરીને લંડનની સમાજમાં સ્ત્રીઓ પોતાના પતિ, પિતા અથવા ભાઇનો પક્ષ લઇ તેમની પાર્લામેંટની ઉમેદવારીમાં સફળ થવા માટે તેમને સહાય થાય છે; ઉત્સાહથી પોતાના પક્ષનું સમર્થન કરીને મત આપનારાનાં મન રંજન કરે છે, તથા જાહેર સ્થાનોમાં ભાગ લઈ નિર્ધન તથા દુઃખીને સુખ પ્રાપ્ત કરાવવાને પ્રયાસ કરે છે. લંડનમાં આવી સત્તાનો ઉપયોગ કરવાની ખાસ અનુકૂળતા છે, કારણ કે ત્યાં કેટલાક સૈકાથી સામાજિક તથા રાજકીય કાર્યો પરસ્પર વિરોધ વગર એકત્ર થએલાં છે. ઈંગ્લાંડમાં મોટી પદવીની સ્ત્રીઓની કેવી સત્તા ચાલે છે તેનો ખ્યાલ લાવવાની ઇચ્છા હોય તેમને મીસીસ હમ્ફ્રી વૉર્ડની નવલ કથાઓમાં રાજકીય જીવનની આ બાજુનો વિચારવંત અને રસિક હેવાલ મળશે તેમ જ લેડી રેન્ડૉલ્ફ ચર્ચિલનાં હાસ્યરસ વાળા તથા આનંદજનક 'રેમીનીસન્સીસ' નામનાં પુસ્તકમાં કાંઇક રમુજી બાનીમાં એ જ હકીકત મળી આવશે.

સુધારાનાં કિરણો આ દેશમાં દાખલ થયાં તે પછીના આટલા બધા સૈકાઓમાં હિંદની સ્ત્રીઓની શી સ્થિતિ થઇ છે ? દુનીઆના પ્રાચીન યુગમાં એટલે જ્યારે ઉત્તર યુરોપ જંગલીપણામાં ડુબેલો હતો ત્યારે હિંદુસ્તાનમાં સ્ત્રીઓને શ્રેષ્ઠ જાહેર સન્માન મળતું તથા તે કાળની સર્વ પ્રવૃત્તિઓમાં તેમ જ જ્ઞાનમાં તેમનો ભાગ હતો એ આપણે જોયું છે. વળી મનુ તથા બીજા સ્મૃતિકારોએ ૨૦૦૦ વર્ષ પર રચેલા સ્ત્રીઓની મીલકત અથવા 'સ્ત્રીધન' સંબંધી કાયદાઓ પશ્ચિમના કાયદાઓથી કોઇ રીતે ઉતરતા નથી, એ વાત કદી ભૂલવા જેવી નથી. મુસલમાન સ્ત્રીઓ પણ તેમના કાયદાથી પુરૂષના સંબંધીઓની મિલકતમાં હિસ્સો મેળવવાનો હક ઘણા કાળથી ભોગવે છે, પરંતુ તે પછીના સમયમાં હિંદમાં સ્ત્રીની પડતી થઇ છે. આપણા દેશમાં બહારથી થતા હુમલા અને અ

વિગ્રહોને લીધે ચાલતા નિરંતરના કલહથી વિદ્યા માટે તથા સ્ત્રી-જાતિ માટે થતા પ્રયાસ બંધ પડ્યા. સલાહ શાંતિમાં વૃદ્ધિ પામનારી સર્વ કળાઓ ખીલી શકી નહીં અને સત્તરમા તથા અરાઢમા સૈકામાં વિગ્રહો ચાલુ રહેવાથી દેશ ઉજ્જડ થયો અને સ્ત્રીઓનાં હિત તથા તેમની કેળવણી માટે બેદરકારી થઇ તે દબાઇ ગયાં અને હમણાં જ તે બાબત ફરી સચેતન થવા લાગી છે.

સ્ત્રીઓ, ઉંચી અને ઉન્નત પદવી ક્યાં સાધનથી પ્રાપ્ત કરી શકે તે પ્રશ્ન પૂછવાની સુભાગ્યે હવે જરૂર નથી રહી. સ્ત્રીજાતિનો ઉદ્ધાર તેની કેળવણીના સદુપયોગને આધારે રહ્યો છે એ વાત પશ્ચિમની સ્ત્રીઓની પેઠે પૂર્વની સ્ત્રીઓએ નિશ્ચયપૂર્વક માનવાની છે. જ્યાં સુધી તેઓ અજ્ઞાન રહેશે ત્યાં સુધી તેઓ અવનત તથા પીડિત રહેશે, અને પુરુષના ઉદ્યોગ તથા મનોરથમાં ભાગ લેવા શક્તિમાન થશે નહીં. પરંતુ તેઓને કેળવણી આપશો તથા તેમના પ્રયાસને સુવ્યવસ્થિત કરવામાં સહાય થશો તો તેઓ બદલાએલી પરિસ્થિતિને અનુરૂપ બનશે. માત્ર કેળવણી અને ઉપયોગી સંસ્થાઓ યોગ્ય સ્વતંત્રતા તથા જ્ઞાન આપવા સમર્થ છે. યુરોપ તથા અમેરિકામાં સ્ત્રીઓનાં મંડળોથી સ્ત્રીઓએ ભૂતકાળમાં નહોતી તેવી જે વધારે વિશાળ દૃષ્ટિ, વધારે વિસ્તીર્ણ સ્નેહ પ્રાપ્ત કર્યા છે તથા જીવન તરફ વધારે ઉજ્જ્વળ તથા સામાન્ય રીતે વધારે ઉપયોગી વૃત્તિ ધારણ કરી છે તે સર્વ પૂર્વની સ્ત્રીઓ પ્રાપ્ત કરી શકશે. ભૂતકાળમાં જે આળસ તથા બેદરકારી તેમની આસપાસ વીંટળાઇ વળ્યાં છે તે ઉંચી, નીચી, ગરીબ, શ્રીમંત સર્વ વર્ગની સ્ત્રીઓએ ઘણે ભાગે ખંખેરી નાંખવાનું શરૂ કર્યું છે. આ કાર્ય કાંઇ એક વર્ગ કે ધર્મ અથવા દેશ કે ખંડમાં જ ચાલે છે તેમ નથી. આખી દુનીઆમાં સ્ત્રીજાતિની માનસિક ઉન્નતિ કરવાનો તથા જાહેરમાં તેની પદવી ઉન્નત કરવાનો એ કાર્યનો હેતુ છે. આ બાબતમાં સ્ત્રીપુરુષનાં હિત જુદાં નથી. સ્ત્રીનું હિત છે તે જ પુરુષનું હિત છે. ઘણા સુપ્રસિદ્ધ પુરુષોએ સ્ત્રીજાતિના શ્રેયની દરેક પ્રજાને અગત્ય છે એવું સ્વીકાર્યું છે તથા કોઇ પ્રજાની સુધારણાનું

ધોરણ તે પ્રજાની સ્ત્રીઓની પ્રતિષ્ઠાપરથી કળી શકાય છે એવું કબૂલ કર્યું છે. સુવિખ્યાત નાટકકાર શેરિડન કહે છે કે " સ્ત્રીઓ આપણા- પર સામ્રાજ્ય ચલાવે છે; તેમને પરિપૂર્ણ બનાવો; જેટલી તે વધારે સંસ્કારી થશે તેટલા વધારે સારા આપણે થઇશું; સ્ત્રીઓના મનની કેળવણી પર પુરુષના ડહાપણનો આધાર છે. "

સ્ત્રીઓ માત્ર કેળવણીથી જ પોતાના પતિની સહચરી તથા શુભ કાર્ય પ્રેરનાર સહકારિણી બનવા લાયક થઇ શકે. માત્ર જ્ઞાન- થી જ સ્ત્રીઓ પોતાનાં છોકરાંનાં આચરણ વ્યવસ્થિત કરી શકે તથા સ્નેહમય તથા સમજણવાળી લાગણીથી તેમના વર્તનક્રમ સમજી શકે. આ કારણથી દરેક દેશની સ્ત્રીઓએ તેમનાથી બની શકે તેટલી ઉંચી કેળવણી પ્રાપ્ત કરવી એ પોતાની ફરજ છે એમ સમજવું જરૂરનું છે; એથીજ તેઓ પોતાનાં સંતાનની નૈતિક તથા માનસિક માતા- ઓ ખરી રીતે થઇ શકશે. જે માતાઓના છોકરા જ્ઞાનમાં તેમનાંથી આગળ વધી જાય છે તેઓની તે છોકરા પર કાંઇક સત્તા સાધારણ રીતે ઓછી થાય છે. માતાની તથા છોકરાની વચ્ચેનું સ્નેહબંધન નિકટ તથા મૃદુ ક્યારે થાય કે જ્યારે માતા પોતાના શિક્ષણ વડે અધ્યાત્મિક, માનસિક તથા સાંસારિક બાબતોમાં તેમની સહાનુયોગી થઇ શકે.

હિંદુસ્તાનમાં સ્ત્રીશિક્ષકોની ખોટ છે એ વાતની ના પડાય તેમ નથી. યુનાઇટેડ પ્રોવીન્સીસની લેજીસ્લેટીવ કાઉન્સીલની એક સભા વખતે ગયા એપ્રિલ માસમાં **મી. ડી લાટ્રોસે** સરકાર તર- ફથી બોલતાં કહ્યું હતું કે "સ્ત્રીશિક્ષકોની ઓછી સંખ્યા છે તે માટે મુખ્ય મુશ્કેલી લોકો તરફની છે, કેમકે ઉપલા વર્ગની હિંદુ સ્ત્રીઓ શિક્ષક તરીકે પોતાનું ગુજરાન કરવું એ પોતાના દરજ્જાથી હલકું સમજે છે." આવો અભિપ્રાય છે એમ અમે પણ ધારીએ છીએ. જગતમાં કોઈ પણ રાજ્ય પરિપૂર્ણ નથી તેમ હિંદુસ્તાનનું બ્રિટિશ રાજ્ય અગર કોઈ પણ દેશી રાજ્ય પરિપૂર્ણ નથી; પરંતુ દેશી કે પરદેશી ગમે તે રાજ્ય લોકોની સામેલગીરી વગર કાંઈ પણ સુધારા

કરવા અસમર્થ છે. તે માટે બ્રિટિશ કે દેશી રાજ્યની તમામ સ્ત્રીઓને અમારી વિનંતિ છે કે તેમની સત્તામાં હોય તેટલી મદદ ઉન્નતિના કાર્યમાં કરવી.

કૅન્ટ કહે છે કે "જગતમાં જે કાંઇ ઇષ્ટ છે તે શુભ શિક્ષણને લીધે જ ઉત્પન્ન થાય છે." જીવનને સ્વતંત્ર અને વિસ્તૃત કરે એવી આદર્શભૂત સ્ત્રીકેળવણી વ્યવહારમાં મૂકવી મુશ્કેલ છે. એ કેળવણી એવી હોવી જોઇએ કે તે લેનાર વિદ્યાર્થીઓ મનુષ્યજાતિનાં સર્વ કર્તવ્યો બજાવવાને માટે યોગ્યતા સંપાદન કરે-જેનાથી માતાની, પુત્રીની, પત્નીની તથા રાજકીય ફરજો પ્રજાના ઉપયોગી અંગ બનીને બજાવી શકાય. એ કેળવણી વ્યવહારિક તેમ જ શાસ્ત્રીય હોવી જોઇએ; ઇન્દ્રિયશાસ્ત્ર સંબંધી અને તે સાથે માનસિકશાસ્ત્ર સંબંધી હોવી જોઇએ. હિંદુસ્તાનમાં સૈકાઓથી ચાલતા આવેલા તત્ત્વજ્ઞાનના પ્રચારને લીધે અહીંની શિક્ષણ પદ્ધતિ કાંઇક ગહન વિચાર તરફના વલણવાળી જણાય છે, પરંતુ એ ધ્યાનમાં રાખવાનું છે કે બુદ્ધિ એકલી બસ નથી. જે શિક્ષણ કન્યાને ગૃહનાં કર્તવ્ય માટે અયોગ્ય બનાવે તે કેવળ ઉંધે માર્ગે જ ગતિ કરે છે, કેમકે ઘરના કામકાજની ઘટના કરવાનું સ્ત્રીઓના મોટા ભાગને હોય છે જ. ઇંગ્લાંડના અનુભવપરથી આ બાબતમાં હિંદુસ્તાનને ચેતવણી લેવાની છે. સાહિત્યના એકદેશી શિક્ષણથી સાવધ રહેવાનું છે. યુરોપમાં સ્ત્રીઓએ બુદ્ધિની ખીલવણી પાછળ તમામ શક્તિ એટલી ખંતથી વાપરી છે કે જીવનની વ્યવહારિક બાબતોપર ધ્યાન આપી શકાશે નહીં એવો ભય રહે છે, અને પરિણામે ઘણીક જાતના ઉદ્યમોમાં જોઇએ તે કરતાં વધારે માણસો થઇ ગયાં છે. એવા ઘણા ઉદ્યોગો છે કે જેમાં સ્ત્રીઓને આસાન, સુખમય, તથા કુશળતાવાળાં કામ મળે છે, તે વિષે આગળનાં પ્રકરણોમાં કહીશું, પણ હાલ તેમાટે એટલું જ કહેવાનું છે કે માત્ર બુદ્ધિની ખીલવણી પાછળના અભ્યાસમાં એ ઉદ્યોગો તરફ બીલકુલ લક્ષ આપવામાં આવતું નથી. પરંતુ એ ઉદ્યોગ એવા છે કે એમાં કોમલ હસ્તવ્યાપાર તથા સુઘડ રસજ્ઞતા જેવા સ્ત્રીઓના સ્વભાવિક ગુણની જરૂર પડતી

હોવાથી તેમને માટે ઘણા જ યોગ્ય છે. તે ઉપરાંત કેટલીક સ્ત્રીઓના મનનું વલણ સ્પષ્ટરીતે વ્યવહરિક હોય છે. સર્વેનું વલણ બુદ્ધિના વ્યાપાર તરફ હોતું નથી તેથી કાંઇક ઉદ્યોગી પ્રવૃત્તિમાં તેઓ ઘણુંખરૂં વધારે સરલતાથી કાર્ય કરી શકે છે. ઈંગ્રેજી સ્ત્રીની સામાન્ય ઉંચી કેળવણીની ખામી છેક હમણાં જ જણાઇ છે; અવ્યવહારિકપણું, એકત્ર થઇ સુવ્યવસ્થિત કાર્ય કરવાની વૃત્તિનો અભાવ, ઇન્દ્રિયશાસ્ત્રની અવગણના, તનદુરસ્તીનાં તત્ત્વો શિખવવા તરફ દુર્લક્ષ એ સર્વ એ કેળવણીની ન્યૂનતાઓ છે. એ કેળવણીની સફળતાનું એક કારણ એ છે કે તેમાં માનસિક શક્તિઓ અતિશય ખીલવવા સાથે કન્યાઓની શારીરિક શક્તિ ખીલવવામાં તે અવરોધકર્તા થવા દેવામાં નથી આવતી. ઈંગ્લાંડમાં સ્ત્રીઓનું કદ સારી રીતે વધતું જતું જોવામાં આવે છે અને ઉંચી કેળવણી પામેલી સ્ત્રીઓની શરીરસંપત્તિ જોઇએ તેવી હોય છે. સ્ત્રી સંબંધી જે વિચાર કરવાનો છે તે યુરોપ તથા અમેરિકાથી હિંદુસ્તાનમાં મૂળમાંથી જુદા જ પ્રકારનો છે. યુરોપ તથા અમેરિકામાં અવિવાહિત સ્ત્રીઓની સંખ્યા પુરુષ કરતાં ઘણી વધારે હોવાથી વચલા તથા નીચલા વર્ગની અવિવાહિત સ્ત્રીઓ તથા વિધવાઓ પોતે પોતાના પુરુષ સંબંધીઓને બોજારૂપ ન થવા માટે પ્રયત્ન કરે છે. પૈસેટકે સુખી વર્ગમાં પણ સ્ત્રીઓએ પોતાના ઉપયોગીપણાના પ્રદેશનો વિસ્તાર કરવાની ઇચ્છા જણાય છે; કેમકે અગાઉ આવા મોટા પાયાપર પરોપકારની સંસ્થાઓ નહોતી, તેમજ ગરીબ અને દુઃખીઓનાં દુઃખ નિવારણ કરવા માટે હાલ જેટલું કરવામાં આવે છે તેવું કોઈ કાળે નહોતું. જગત્માં જ્યાં જ્યાં મૃદુતા, દયા, માયા છે તેમાંનો ઘણો ભાગ સ્ત્રીઓને લીધે જ છે, અને મનુષ્યજાતિ આ દિશામાં જે ઉત્તરોત્તર ગતિ કરે છે તે ઉત્તેજિત રાખવામાં સ્ત્રીજાતિનો કેટલો મોટો ભાગ છે! સ્ત્રીજાતિની નિગેહબાની હેઠળ ઘર વગરનાંનું રક્ષણ થાય છે, રોગીને સાજા કરવામાં આવે છે, નિર્બળને બળ આપવામાં આવે છે, વિમાર્ગે ગએલાને સુમાર્ગે ચઢાવવામાં આવે છે તથા તેમને આશ્વાસન આપવામાં આવે છે પરમાર્થ ખાતર પરોપકારનાં પુણ્યમય કાર્યો એટલાં બધાં થાય છે

આગળ કોઇ વખત તેટલાં થતાં નહોતાં. આ સર્વ સ્ત્રીઓને અસંકુચિત કેળવણી આપવાનું તથા તેમણે સ્થાપેલી સંસ્થાઓનું પરિણામ છે.

હવે એ પ્રશ્ન પુછીએ કે "જે કાર્ય સ્ત્રીઓએ કરવાં જોઇએ એમ કહેવામાં આવે છે તે કરવાની તેમનામાં યોગ્યતા છે? પુરુષોને જે વિસ્તીર્ણ કેળવણી આપવામાં આવે છે તેવી કેળવણી સ્ત્રીઓને આપવાથી તેમને લાભ થાય એવી શારીરિક તથા માનસિક શકિતઓ તેમનામાં છે?" આ બાબતમાં આપણા દેશની નિપુણ સ્ત્રીઓ સંબંધી અનુભવ જો પુરતો ન હોય તો અહીંની સ્ત્રીઓએ યુરોપ તથા અમેરિકામાં સ્ત્રોન્નતિવિષયક જે કેટલાક સિદ્ધાંત પ્રતિપાદન કર્યાં છે તે ધ્યાનમાં લેવા જેવા છે. બુદ્ધિનો ખપ અથવા હસ્તચાપલ્યની જરૂર હોય તેવા લગભગ બધા કાર્યવિભાગમાં સ્ત્રીઓના વિશેષ ગુણ વિઘ્નરૂપ નથી થતા એ નિર્ણય વધારે ને વધારે એ દેશોમાં સ્વીકારવામાં આવે છે. સ્ત્રીનું મગજ જન્મકાળથી પુરુષ કરતાં પ્રમાણમાં નાનું નથી હોતું. તેમ જ જનસુધારામાં આગળ ન વધેલી પ્રજાઓમાં તપાસતાં માલમ પડયું છે કે વધારે કેળવાએલી પ્રજાઓ કરતાં જંગલી પ્રજાઓમાં સ્ત્રીપુરુષના મગજ વચ્ચે ઓછો તફાવત હોય છે. તે પરથી એવું અનુમાન કરી શકાય કે ઘણા સૈકાઓ સુધી બેદરકારી રાખવાથી તથા અજ્ઞાનમાં રાખી મુકવાથી સુધરેલી પ્રજાઓમાં સ્ત્રીજાતિની માનસિક શકિતઓનો કુદરતી વિકાસ અટકી પડયો હશે. પુરુષના મગજ કરતાં સ્ત્રીનું મગજ સામાન્ય રીતે કદમાં ખરેખરૂં નાનું છે, તથાપિ શરીરના કુલ વજન સાથે સરખાવતાં સ્ત્રીનું મગજ પ્રમાણમાં મોટું છે એમ જણાશે. તેમ છતાં વાસ્તવિક રીતે સ્ત્રીઓની માનસિક શક્તિ સાધારણ રીતે પુરુષો કરતાં ઉતરતી છે. લોમ્બ્રોઝો નિસર્ગશક્તિના ઇતિહાસમાં સ્ત્રીને છેક ઓછી ગણનાને પાત્ર ગણે છે; પરંતુ સ્ત્રીઓને જે ખાસ શિક્ષણ અપાય છે તેમાં બુદ્ધિ કરતાં લાગણી તથા મનોભાવને પુષ્ટિ મળે છે એ વાત ભૂલી જવી જોઇતી નથી; અને તેથી કરીને વિજ્ઞાન, કાવ્ય, તત્ત્વજ્ઞાન અને લલિત કળાઓમાં સ્ત્રી કરતાં પુરુષ

શ્રેષ્ઠ પંક્તિએ છે. એ જ પ્રમાણે ઘણી સદીઓથી સ્ત્રીજાતિની શારીરિક કેળવણીની પણ અવગણના કરવામાં આવી છે, તેથી ઉત્ક્રાંતિના નિયમના અનિવાર્ય પરિણામ રૂપે સ્ત્રીઓની શરીરશક્તિ પુરુષ સાથે સરખાવતાં ઉતરતી થઇ છે.

જે સ્ત્રીઓને રાજ્ય કરવાનું પ્રાપ્ત થયું હતું તેઓ એ ઉન્નત કાર્ય કરવા યોગ્ય નીવડી હતી. હિંદુસ્તાનમાં અલ્તમશ બાદશાહની પુત્રી રજીઆ બેગમે પોતાનો ભાઇ પદભ્રષ્ટ થયો તે પછી દિલ્હીમાં રાજ્ય કર્યું હતું; વળી જહાંગીર બાદશાહને પોતાને બેગમ નુરજહાં પ્રત્યે એટલી પૂજ્યવૃત્ત હતી કે એના વખતમાં રાજ્યકારભાર ખરેખરો નુરજહાં જ ચલાવતી, અને જહાંગીરે તેની છાપવાળા સિક્કા પણ પડાવ્યા હતા. આયર્લૅાંડના વતની કવિ ટૉમસ મૂરે જેનું નામ યશસ્વી કર્યું છે તે લાલા રૂખ તે આ જ બેગમ હતી. હાલનાં ભોપાળનાં બેગમ કુશળ મુસલમાન રાજ્યકર્ત્રી તરીકે ગણવા યોગ્ય છે. અરાઢમા સૈકામાં હોલ્કરનું રાજ્ય ચલાવનાર અહલ્યાબાઈ હિંદુ રાજ્યકર્ત્રીના નમુના રૂપ ગણાય તેમ છે. ઇંગ્લાંડમાં સ્ત્રીના અમલ નીચે દુનીઆનું સૌથી મહાન સામ્રાજ્ય વિસ્તાર પામ્યું છે. ખરેખર રાજ્ય કરનાર તરીકે સફળતા મેળવેલી એવી એટલી બધી રાણીઓ થઇ ગઈ છે કે ભારે જવાબદારીનાં કાર્ય કરવા યોગ્ય બુદ્ધિશક્તિ સ્ત્રીઓમાં નથી એમ કહી શકાય તેમ નથી.

મનુષ્યજાતિના સુધારા માટે જે જે પ્રયાસો થાય છે તેમના મૂલ ચાલક તરીકે ઘણેભાગે સ્ત્રીઓ જ હોય છે. દૃષ્ટાંત તરીકે અમેરિકામાં જે સુવિખ્યાત પરિશ્રમને પરિણામે ગુલામના ધંધાનો અંત આવ્યો તે કાર્યની યોજના કરનાર હેરીઅટ **બીચર સ્ટો** નામની સ્ત્રી હતી. ઇંગ્લાંડમાં **મીસ** ફ્લોરેન્સ નાઇટીંગેલે પોતાના દેશબંધુઓ અને દેશભગિનીઓ જે રોગકારી કારાગૃહોમાં ઝુરતાં હતાં તેની સુધારણા કરવા માટે વર્ષો સુધી નિઃસ્વાર્થ પ્રયાસ કર્યા હતા. આ રીતે સ્ત્રીઓમાં સંસાર સુધારા માટેની યોગ્યતાનો સ્વીકાર કરવો ઘટે છે.

એકત્ર થઇ સુવ્યવસ્થિત રીતે કાંઇ કરવાની પદ્ધતિમાં સ્ત્રીઓ હજી સુધી નિષ્ફળ થઇ છે. આમાં તેમની કેળવણીનો કેટલોક દોષ છે અને કેટલોક દોષ તેમની ખોટી ગર્વવૃત્તિનો છે; અને એ વૃત્તિથી તેઓ પુરુષોની સહાયતા માગતાં ખંચાય છે. સ્ત્રીઓનાં ગૃહકાર્યમાં સ્વતંત્ર વર્તનની જરૂર પડે છે, તેથી કરીને તેમનામાં વ્યક્તિત્વનો વિકાસ થાય છે; પરંતુ મનના ઐક્યની વૃત્તિ ખીલતી નથી તે માટે હજી કેટલાક જમાના સુધી પુરુષની સહાયતાની એમને જરૂર રહેવાની જ.

હુન્નર કળા તથા વિજ્ઞાનની બારીક વિગતોમાં ચોકસાઇ રાખવાની સ્ત્રીઓની ખામી તેમનાં સાંસારિક તથા નૈતિક સુધારાનાં કાર્યોમાં તેમને નડે છે; લાગણીનું અતિશય પ્રાધાન્ય એ પણ સ્ત્રીઓની નિર્બળતા છે; સ્ત્રીઓ બુદ્ધિને આધારે નહીં પરંતુ હૃદયની લાગણીને આધારે દલીલ કરે છે. આથી તેમની ઘણી ભૂલો થાય છે તથા ઘણી મુશ્કેલીઓ તેમને નડે છે. તેમનો ઉત્સાહ આડે રસ્તે દોરાઇ જવાથી તેઓ દરેક બાબતમાં પરાકાષ્ઠાએ જાય છે; તેમનામાં સદ્‌ગુણોની ઉન્નત પરિસીમા દીઠામાં આવે છે અને તે જ સાથે બીજી તરફ જોઇશું તો ફ્રેંચ રાજ્યક્રાંતિમાં બન્યું હતું તેમ તેમનામાં અનીતિની ભયંકર નીચામાં નીચી સીમા જોવામાં આવે છે. તે ઉપરાંત સ્ત્રીઓનું કાર્યબળ થોડો સમય ટકે એવું હોય છે. શેક્સ્પીઅરે કહ્યું છે કે, 'સ્ત્રીની લાયકાત તેના મનની લહેર પ્રમાણે આવે છે.' પરંતુ સ્ત્રીનાં આ બધાં લક્ષણો એવાં છે કે વ્યવહારિક ઉદાર ભાવનાવાળી કેળવણીથી કાળે કરીને તે ભૂસાઇ જાય તેવાં છે; અને તે પછી સાહજિક જ્ઞાન, સમભાવ, ઉત્કંઠા, નૈતિક * પ્રેરણા, નિઃસ્વાર્થતા અને ચતુરાઇ એ તેની ઉત્તમ સ્વાભાવિક શક્તિઓના સાધનથી સ્ત્રીજાતિ સમક્ષ ઉપયોગિતા અને સુખનું પ્રકાશમય ભાવિ દર્શન ખડું થશે. પરંતુ તે દરમીઆન પુરુષની વ્યવહારિક કામ કરવાની શક્તિની સહાયતા વિના ચાલે તેમ નથી.

સ્ત્રીશિક્ષણ સંબંધી મુશ્કેલી એ છે કે એવી યોજના શી રીતે ઘડવી કે જરૂર પડે તો સ્ત્રીઓ એ શિક્ષણની યતાથી પોતનું

ગુજરાન ચલાવી શકે અગર પોતાના મનુષ્યબંધુઓને સુખી કરવાના પ્રયત્ન જાતે કરી શકે અને તે સાથે સ્ત્રીજાતિનાં અતિ મહત્ત્વનાં, પત્ની તરીકેનાં તથા માતા તરીકેનાં કર્તવ્ય કરવા માટે અયોગ્ય ન થાય. આ મહાપ્રશ્ન છે અને તેનું નિરાકરણ કરવું મુશ્કેલ છે એમ હાલના કેળવણીશાસ્ત્રના અભ્યાસકો તથા વિજ્ઞાનવેત્તાઓને સ્વીકારવું પડે છે; તેઓને સ્પષ્ટ રીતે જણાય છે. કે સ્ત્રીજાતિ પાસે તેમની જાતિને યોગ્ય ન હોય તેવાં હાથનાં કે બુદ્ધિનાં પણ કાર્ય કરાવવાં એ જગતતંત્ર ચલાવવા માટે અત્યંત નુકસાનકારક પદ્ધતિ છે. એ માટે ઉત્તમ માર્ગ એ છે કે સ્ત્રીઓએ જાતે એવા ઉદ્યમોની ખીલવણી કરવી કે જેમાં તેમનાં વિશેષ લક્ષણો વધારે ઉપયોગી થાય. ગયા જમાનામાં પ્રચલિત થએલા ચીલાને માર્ગે પુરુષોનું અનુસરણ કરવાના જૂના વિચાર તેમણે છોડી દઇ તેમણે એવા રોજગાર શોધી કાઢવા જોઇએ કે તેમાં તેમની વિશેષ ઉત્કૃષ્ટતા પૂર્ણ રીતે આચારમાં મૂકી શકાય. સ્ત્રીપુરુષની કાર્યશક્તિ વચ્ચે મૂલગત ભિન્નતા રહેલી છે. કેટલાક ગુણોમાં પુરુષ સ્ત્રીથી શ્રેષ્ઠ છે; કેટલાકમાં સ્ત્રી પુરુષથી ચઢીઆતી છે. ડા. ટી. એસ. ક્લાઉસ્ટન કહે છે કે એ વિશેષ ગુણો એક બીજાની અપેક્ષાવાળા છે. સ્ત્રીપુરુષમાં શ્રેષ્ઠ કોણ એમ સરખામણી કરવાનો અવકાશ જ નથી. જગતના હિત સારૂ બંનેની જરૂર છે. નામાંકિત વિજ્ઞાનશાસ્ત્રીઓનો એવો મત છે કે સ્ત્રીજાતિની ઉન્નતિ માટે જોયા વિના એકદમ યોજના તૈયાર કરી દેતા પહેલાં સ્ત્રીનો ભૂતકાળનો ઇતિહાસ અને પ્રજાનો અનુભવ લક્ષમાં લેવાની જરૂર છે; અને તે ઉપરાંત સૌથી જરૂરની વાત ધ્યાનમાં રાખવાની એ છે કે ગૃહજીવનનો ત્યાગ કરાવી સ્ત્રીઓને રોજગાર કરવાને ઉત્તેજન આપવું એ માર્ગે ગતિ કરવી ભૂલભરેલી છે. બેશક એ મુશ્કેલીથી નિર્ણય કરાય એવી બાબત છે; એથી સ્ત્રીઓને માથે બેવડા શિક્ષણનો બોજો નાંખવો પડે તેમ છે. એક જાતના શિક્ષણથી તેમનામાં પત્ની તરીકે તથા માતા તરીકેનાં કર્તવ્ય કરવાની યોગ્યતા પ્રાપ્ત કરાવવાની છે, અને બીજા

શિક્ષણથી જરૂર પડવે ઘર બહાર પોતાનું ગુજરાન કરવાને તેમને શક્તિમાન કરવાની છે. હાલ તરત એટલો જ નિર્ણય થઈ શકે એમ છે કે બંને તરફની છેડાની હદ જોખમ ભરેલી છે. સ્ત્રીઓના શિક્ષણ સારૂ સામાન્ય નિયમ વગર જોખમે ઘડી શકાય તેમ નથી; પરંતુ દરેક વ્યક્તિની જરૂરીઆતો ધ્યાનથી તપાસી કાળજીપૂર્વક નિરીક્ષણ કર્યા પછી શાસ્ત્રીય દૃષ્ટિથી ફેરફાર કરવા જોઇએ; યુરોપીઅન તથા અમેરિકન કેળવણીશાસ્ત્રના પ્રમાણભૂત પુરુષોને મતે શરૂઆતમાં છોકરીનો શિક્ષણક્રમ છોકરાના સરખો અમુક સમય સુધી ન રાખવાનું કાંઇ કારણ નથી. પછીથી ઉભયના માનસિક બંધારણની વિશિષ્ટતા લક્ષમાં લઈ તે પ્રમાણે જુદી પદ્ધતિ ચલાવવી જોઇએ એવો તેમનો અભિપ્રાય છે.

વડોદરા રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત કરેલી છે અને અમુક ઉમર સુધી છોકરા છોકરીઓને એકઠાં ભણાવવાની શાળાઓ છે. વડોદરાના રાજ્યવહીવટના ૧૯૦૮-૯ ના રીપોર્ટમાં જણાવ્યા મુજબ અંત્યજ વર્ણોને આ પ્રાથમિક ફરજીઆત કેળવણીની પદ્ધતિથી ઘણો લાભ મળ્યો છે. વડોદરાની બીજી ઉંચાં ધોરણવાળી કન્યાશાળાઓમાં સામાન્ય શિક્ષણક્રમ ઉપરાંત ગુંથણકામ, ચિત્રકળા, રસોઇ કરવાનું, શીવણ કામ વગેરે બાબતો શીખવવામાં આવે છે. ફીમેલ ટ્રેનીંગ કોલેજને લગતું કન્યાઓને શાળામાં રહેવાનું સ્થાન કરેલું છે અને તેનો લાભ ઘણી સ્ત્રીવિદ્યાર્થીઓ લે છે.

સ્ત્રીઓના શિક્ષણનો વિષય વડોદરાના મહારાજા પોતાના હૃદયની ખાસ નિકટનો ગણે છે. સને ૧૯૧૧ માં એપ્રિલ માસમાં મુંબઈની સેનીટરી એસોસીએશનની વાર્ષિક સામાન્ય સભામાં મહારાજાએ કહ્યું હતું કે પોતાની ઉન્નતિમાં મનુષ્યે જાતે, તેમાં વિશેષે કરીને સ્ત્રીઓએ પોતે ભાગ લેવો જોઇએ, તથા આપણે સ્ત્રીઓને શિક્ષણ આપવાની અતિ મહત્ત્વની બાબતમાં પ્રયાસ કરવાની જરૂર છે, એવું ભાર મૂકીને કહ્યું હતું. તેમણે કહ્યું હતું કે:-" શિક્ષણ એ આપણું એક જ હથીઆર છે-સ્ત્રીઓનું શિક્ષણ-કારણ કે ગૃહજીવનને અસર

કરવાનું તેમના હાથમાં છે અને ભવિષ્યની પ્રજાનું બંધારણ ઘડવું તેમની સત્તામાં છે; તથા સ્ત્રીઓના શિક્ષણ સાથે આપણા અજ્ઞાન જનસમૂહને સ્વચ્છતા તથા આરોગ્યનાં મૂળતત્ત્વોનું શિક્ષણ એ જ સાધન છે......છોકરા છોકરીઓને માત્ર લખતાં વાંચતાં તથા અક્ષર ઉકેલતાં શીખવવું એટલું બસ નથી. તેમના ઘરમાંના જીવન સંબંધી જ્ઞાન આપવું જોઇએ. એ ઉદ્દેશને માટે પ્રજાના સુશિક્ષિત વર્ગ પ્રત્યે તથા લોકના અગ્રણીઓ પ્રત્યે મારી વિનંતિ છે કે તેમણે દાખલો બેસાડવો અને તેમના પછાત પડેલા સહવાસીઓને આરોગ્યમય જીવન કેમ ગાળવું તે બાબત જાતવર્તનથી તથા ઉપદેશથી શિક્ષણ આપવું. કેળવણીની હું હિમાયત કરૂં છું."

કેળવણી પ્રજાને ખરેખરી લાભદાયક થાય તે માટે તેનું વ્યવહારિક વલણ હોવું જોઇએ તે વાત ઈંગ્લાંડનાં મહારાણીના લક્ષમાં પૂર્ણ રીતે છે. તેઓ એમ દૃઢતાથી માને છે કે તેમના દેશનું નૈતિક અને શારીરિક શ્રેય બાલકોના યોગ્ય શિક્ષણને આધારે છે અને એ કાર્ય સ્ત્રીઓના હાથમાં રહેલું છે. મહારાણીનો અભિપ્રાય એવો છે કે પ્રત્યેક કન્યાના શિક્ષણક્રમમાં ગૃહવ્યવસ્થાના શાસ્ત્રનો તથા ગૃહસંબંધી કળાઓનો સમાવેશ થવો જોઇએ, કેમકે તેથી ગૃહની અધિષ્ઠાત્રી શિક્ષિત તથા અનુભવવાળી થાય અને હાલમાં ઘણે ઠેકાણે હોય છે તેવી અકુશળ ગૃહિણીઓ ન રહે. સ્ત્રીઓનો સ્વભાવ અટકળના ધોરણથી કાર્ય કરવાનો હોય છે, પણ ગૃહને લગતી બાબતોનું વિજ્ઞાન શીખવાથી જૂની અનિયમિત ચાલતી આવેલી પદ્ધતિ તેઓ બદલશે એવી આશા રાખી શકાય છે. ઈંગ્લાંડમાં ગૃહજીવનની વિદ્યા શીખવવાની યુનીવર્સીટી સ્થાપવા માટે ૧,૦૦,૦૦૦ પૌંડની રકમ ઉઘરાવવામાં આવી છે. તેમાં રસાયનશાસ્ત્ર, આરોગ્યવિદ્યા, અર્થશાસ્ત્ર, અને ઇન્દ્રિયવિજ્ઞાન શીખવવા માટે પ્રોફેસરો તથા શિક્ષકોનું મંડળ રાખવાની ગોઠવણ કરવામાં આવી છે. સ્ત્રીવિદ્યાર્થીઓ માટે ત્યાં રહીને શીખવાની આ યુનીવર્સીટી છે અને તેના આશ્રયદાતાઓ જેઓ મોટા મોટા દરજ્જાવાળા છે તેઓ આશા રાખે છે કે તેનું કવીન મેરી વસતિગૃહ રાજ્યાભિષેકના આ વર્ષની

યાદગીરી સબળ રીતે જાળવનાર સ્તંભ રૂપ થશે. હિંદુસ્તાનની સ્ત્રીઓની કેળવણીની વૃદ્ધિમાં અંગ્રેજ સન્નારીઓએ જે મહત્ત્વનો ભાગ લીધો છે તેની યોગ્ય ગણના કરવામાં આવેલી જણાતી નથી. હિંદુસ્તાનમાં સ્ત્રીગ્રેજ્યુએટોની સંખ્યા સૌથી વધારે બંગાળામાં છે એ સર્વમાન્ય છે. બંગાળામાં હિંદુ સ્ત્રીઓને સૌથી શરૂઆતમાં શિક્ષણ આપવાનો પ્રયાસ રાજ્ય તરફથી નહોતો થયો, પરંતુ તે અંગ્રેજ સન્નારીઓને એ આરંભ કરવાનું માન ઘટે છે તે ખીના જાણવા જોગ છે. સને ૧૮૧૯ માં એટલે હિંદુસ્તાનમાં યુનીવર્સીટીઓ સ્થપાઈ તેના પણ એક જમાના પહેલાં હિંદુ સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો પ્રયાસ એ સ્ત્રીઓએ કર્યો હતો. લેડી એમહર્સ્ટ અને મીસ કુક એ બે સન્નારીઓનાં નામ હતાં. તેઓ હિંદુસ્તાનની સ્ત્રીકેળવણીનાં અગ્રગામી હતાં. આ પરથી જણાય છે કે પોતાની જાતિના હિત માટે સ્ત્રીઓ ધર્મની, કોમની, અને ભાષાની ભિન્નતા હોવા છતાં કેટલું કરી શકે છે.

યુરોપ તથા અમેરિકામાં સ્ત્રીજાતિના પ્રચલિત આદર્શથી હિંદુઓનો આદર્શ કાંઈ જુદો છે, માટે આપણા દેશની સ્ત્રીઓને કેળવણી આપવાની પદ્ધતિ તે મુજબ ઘટિત ફેરફારવાળી હોવી જરૂરની છે. પરંતુ કેળવણી માત્રનો ઉદ્દેશ એવો હોવો જોઇએ કે શિક્ષણ લેનાર પોતાનું જ્ઞાન દરરોજના વ્યવહારમાં વાપરી શકે, જે સ્થિતિમાં રહેવાનું હોય તેને માટે સ્ત્રીઓને લાયક કરે તે માટે **નાલાયક બનાવે નહીં.** યોગ્ય પદ્ધતિથી લીધેલું શિક્ષણ—માનસિક વિકાસની શરૂઆતની સ્થિતિથી આરંભેલું શિક્ષણ એ જ માત્ર આ ઉદ્દેશ પાર પાડી શકે તેમ છે. પશ્ચિમના ચિંતકો જે આદર્શ પોતાની સંમુખ રાખે છે તથા તેમના મતે જે રીતે કેળવણી તે સર્વોપરિ મહત્ત્વનો અંશ છે તે વિષે ઈંગ્લાંડના સૌથી આગળ વધેલા લેખકોમાંના એક મી. એચ. જી. વેલ્સ નીચે પ્રમાણે સુઘટિત રીતે સંક્ષેપમાં કહે છેઃ—

"કેળવણીને આપણે પુષ્ટ કરવી છે તથા તેનું પુનરુજ્જીવન આપણે કરવું છે. કેળવણીને લગતી સઘળી યોજનાઓની શિષ્ટતા

તરફ, આનુવંગિક પરિણામો તરફ તથા જીવનનું દુઃખમય સ્વરૂપ કાઢી નાખવા તરફ થતા વલણને મજબૂત કરવાના ચાલુ પ્રયાસ કરવા આપણે ઇચ્છીએ છીએ."

"સાહિત્ય અને કલાદ્વારા જીવનનું મૂર્ત રૂપ દર્શાવવા તથા નવી શોધખોળદ્વારા તેનું સંશોધન કરાવવાને ઉત્તેજન આપવાની આપણી ઇચ્છા છે.

"ઉત્તમ અને ઉત્કૃષ્ટ વિચાર જાણવાનું સર્વ કોઈને સુલભ કરવા અને વિશેષે કરીને સ્વતંત્ર વિવેચન પુષ્કળ ઉત્પન્ન કરવા તથા ચાલુ રાખવા આપણે ઇચ્છીએ છીએ. એવા વિવેચન વિના સાહિત્ય કળા તથા સંશોધન એ સર્વ માત્ર પરંપરાથી ચાલતી આવેલી સ્થિતિ થઇ જઈ અથવા ખોટા દંભ થઇ જઇ અધોગતિ પામે છે.

"તે પછી, દરિદ્રતા, રોગ, જુદી જુદી પ્રજાઓ વચ્ચે સલાહ કરવાની મુશ્કેલી-જીવનને સામાન્ય રીતે સતત સુંદર બનાવવાનો સંભવ જેને આપણી સમક્ષ આપણે જવલ્લે જ લાવીએ છીએ તે-વગેરે બીજા સર્વ પ્રશ્નો જેનો હાલ નિર્ણય કરવો કઠિન લાગે છે તે ......સરલ થશે......"

આ પછીનાં પ્રકરણોમાં અમે કેટલાક રોજગાર સંબંધી ચર્ચા કરવાની ધારણા રાખીએ છીએ. એ સંબંધી ઈંગ્લાંડમાં મળેલા અનુભવ પરથી જણાશે કે વધારે સારી યોજનાથી સ્ત્રીઓ સામાન્ય રીતે પોતાની જાતિ માટે અને વિશેષે કરીને પોતાને માટે પોતાનું ભવિષ્ય ઘડી શકે એમ છે. આ સર્વમાં પુરુષો સાથે વાસ્તવિક સરખામણી કરવાની જરૂર નથી, તેમનાથી શ્રેષ્ઠ થવાનો કે તેમની બરોબર થવાનો વિચાર પણ નથી. સ્ત્રીઓના શિક્ષણનો ઉચ્ચતમ ઉદ્દેશ એ હોવો જોઇએ કે જે વડે તે વગર અડચણે, નિર્ભયતાથી પુરૂષની સાથે તેની સહયોગી બની કામ કરવા યોગ્ય થાય; અથવા તેની સાથે નહીં તો તેની બાજુએ રહીને મનુષ્યજાતિના હિત સારૂ કાર્ય કરવા યોગ્ય થાય. સ્ત્રીના સ્વભાવમાં રહેલી આધ્યાત્મિકતા તે પુરુષસ્વભાવની ઐહિકતાથી બાકી રહેતી ઉનતા પૂરનાર છે. આ સુધી આ બે શક્તિઓ ઘણીવાર છુટી છુટી ઉપયોગમાં

અથવા કદાપિ પરસ્પર વિરુદ્ધતાથી વપરાય છે. એ બે શક્તિઓનો યોગ થઇ તેઓ સાથે પૂર્ણ સંવાદથી કામ કરે તો શું ન કરી શકે તે કોણ કહી શકે તેમ છે? તે જ પ્રમાણે પૂર્વની જરૂરીઆતો માટે કેટલીક પાશ્ચાત્ય યોજનાઓ ઘટાવવાથી હિંદુસ્તાનની તત્ત્વમય દૃષ્ટિને ઉચી લાવવાનું સાધન ઈંગ્લાંડની વ્યવહારિક દૃષ્ટિરૂપિ ખમીરથી મળે અને તેથી દેશના લોકના હિતમાં ચમત્કારિક કાર્ય થાય. પૂર્વ ને પશ્ચિમના આ સુખમય સંયોગમાં આવતા જમાનાને તેજસ્વી દિવસનું સુપ્રભાત જણાશે. એથી હિંદુસ્તાનની સ્ત્રીઓની પદવી જાહેર જીવનમાં ચઢતી થશે અને હિંદુસ્તાનમાંનું પ્રગતિનું જે મહાન્ કાર્ય સુશિક્ષિત સ્ત્રીપુરુષોના અંતઃકરણમાં વાસ કરી રહ્યું છે તેને સહાયતા મળશે.

---

## પ્રકરણ ૨ જું.

---

### સ્ત્રીઓ માટેના ઉદ્યોગો.

"જેને વેપાર છે તેની પાસે મીલકત છે, અને જેને રોજગાર છે તેને ફાયદાવાળી અને માનવાળી પદવી છે. સ્વબળથી ઉભેલો ખેડુત ઘુંટણપર પડેલા ગૃહસ્થ કરતાં ઉચો છે."—**ફ્રાંકલીન.**

વર્તમાન સમયમાં આટલા બધા રોજગાર તરફ સ્ત્રીઓનું ધ્યાન ખેંચાયું છે ત્યારે સ્ત્રીઓ માટે ઉઘડેલા વધારે નવીન ઉદ્યમોમાંના મુખ્ય સંબંધી વિગતવાર વિચાર કરતા પહેલાં હાલમાં જે ધંધામાં તેમની પ્રવૃત્તિઓ ચાલે છે તે ધંધાઓમાં તેમની સફળતા અથવા નિષ્ફળતા વિષે જે સામાન્ય અનુમાન કરવામાં આવ્યાં છે તે બાબત સંક્ષેપમાં નોંધ લેવી નિરર્થક નહીં ગણાય.

સૌથી પહેલાં એ ધ્યાનમાં લેવું જોઇએ કે સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનું કામ સ્ત્રીઓએ પોતે જ માથે લેવું જોઇએ. તેમને પોતાની આર્થિક સ્થિતિ સબળ કરવાની ઇચ્છા હોય તો તેમણે પોતાનો ઉદ્ધાર પોતાને હાથે જ કરવો જોઇએ. પશ્ચિમમાં પણ સ્ત્રીઓ પોતાને માટે

વિશેષ ઉદ્યમો શોધી કહાડવા સમર્થ થઈ નથી. તેઓ એક જ માર્ગે ગઈ છે તેથી યુરોપ અને અમેરિકામાં છેક થોડા પગારની સ્ત્રી-શિક્ષકો તથા અર્ધશિક્ષિત સ્ત્રીકારકુનોની સંખ્યા વધી ગઇ છે. નવું શોધવાની તેમનીજે અશક્તિ છે તેમાં કેટલોક દોષ તેમની કેળવણીનો છે. તેમનું શિક્ષણ જોઇએ તે કરતાં વધારે વિચારમય, જોઇએ તે કરતાં વધારે બુદ્ધિવિષયક હોય છે; તેઓની કેળવણી એકની એક સપાટીપર ગતિ કરે છે, અને તેમાં એ વાતનું વિસ્મરણ થાય છે કે સ્ત્રીઓના સ્વભાવમાં પુરુષસ્વભાવ જેટલી જ વિવિધતા હોય છે તેથી કેટલીક છોકરીઓના સ્વભાવનું વ્યવહારિક વલણ હોય છે, કેટલીકને કળા તરફ કે બુદ્ધિવિકાસ તરફ વૃત્તિ હોય છે. એ વલણ તથા વૃત્તિઓને પોષવામાં આવે તો સારાં પરિણામ આવે. પ્રચલિત માર્ગથી જુદે માર્ગે જવા માટેના ઉત્સાહમાં વૃદ્ધિ થવા ખાતર પણ પ્રવૃત્તિના નવા પ્રદેશ શોધી કહાડવા જરૂરના છે. તે કારણથી, જુદા જુદા ધંધાઓ સંબંધી વિગતવાર ચર્ચામાં અમે સ્ત્રીઓના ગુજરાન માટે પ્રથમથી ચાલતા આવેલા ધંધાનો બારીક હેવાલ મૂકી દઈશું અને જે ઉદ્યમો તેઓ સુવ્યવસ્થિત યોજના વડે થોડે ઘણે અંશે કે પૂર્ણ અંશે પોતાના લાભ માટે યોજી શકે તેવા ઉદ્યમો સંબંધી વિવેચન કરીશું.

આ સંબંધમાં, એક મધ્ય મંડળ (સેન્ટ્રલ સોસાઈટી) ની સ્થાપના થાય તો હિંદુસ્તાનમાં સ્ત્રીઓને લગતાં કાર્યોમાં સહાયતા થાય; હિંદુસ્તાનના બધા પ્રાંતોમાં જુદા જુદા ધંધાઓમાં માણસોનો ખપ તથા છત સંબંધી ફેરફાર થાય તે બાબત લક્ષમાં રાખવી; સ્ત્રીઓ માટે નવા તથા તેમને રસ પડે તેવા ધંધા સંબંધી માહિતી મેળવવી, અને જેઓ અમુક રોજગાર માટે લાયક ન હોય તેઓ ખાસ શિક્ષણ શી રીતે મેળવી શકે તેની ચોકસ વિગત આપી કાર્ય કરવાની શક્તિનું સામાન્ય ધોરણ ઉંચું કરવું, એ એવા મંડળનો હેતુ છે. એવું મંડળ સ્ત્રીઓના પગારનું ધોરણ ચઢીઆતું કરવા સારૂ બનતા પ્રયાસ કરી શકે તથા એનો આશ્રય લેનારને તેમને લાયક ઉપરીના સંબંધમાં આણનાર રજીસ્ટારનું કામ પણ કરે. લંડનમાં એવાં કેટલાંક મંડળ છે તે સ્ત્રીઓના ઉદ્યમ બાબત વિના મૂલ્યે સલાહ આપે છે, તેમ જ

તેમને હસ્તક ફંડ છે તેમાંથી, જેઓને ધંધાનું શિક્ષણ લેવું હોય અને જોઈતાં સાધન પાસે ન હોય તેઓને કામ શીખવા માટે પૈસા તથા શિક્ષણની ફી અમુક સરતોથી આપવામાં આવે છે. રોજગાર મળ્યા પછી એ પૈસા લેનારને તે હફતે હફતે પાછા ભરી દેવા પડે છે. વળી સારા ઘરની સ્ત્રીઓને ઉદ્યમે લગાડનારી એક સભા છે તેમાં ધંધા વગેરેની નોંધ રાખવા ઉપરાંત સ્ત્રીઓની બનાવેલી વસ્તુઓ વેચવાના ભંડાર પણ છે; એ વસ્તુઓમાં બગીચામાં થતી પેદાશ તથા દુધ, દહીં, માખણ વગેરે ચીજો તેમ જ મુરબ્બા મીઠાઇ વગેરે બધી વસ્તુઓ હોયછે.

પશ્ચિમમાં એક જૂની વિચિત્ર કહેવત છે જે સર્વ પ્રજાનાં સ્ત્રી-પુરુષોને લાગુ પડે તેવી છેઃ—"કોઈ પણ ધંધો મૂર્ખાઈ ભરેલો નથી, માત્ર લોકો મૂર્ખાઈથી ભરેલા છે." જે જે ધંધાઓ સ્ત્રીઓ કરે છે તે માટે સ્ત્રીઓની કેટલી યોગ્યતા છે તે પ્રશ્ન આ કહેવત પરથી આપણી આગળ ખડો થાય છે. હજી સુધી સ્ત્રીઓ સફળતા મેળવવામાં કાંઈક પછાત રહે છે; પરંતુ તેમ થવામાં બધો દોષ તેમનો નથી. કામ કરવામાં જે કાંઇ ખામી રહે છે તેનું મુખ્ય કારણ એ છે કે ઘણે ભાગે ગુજરાન ચલાવવાના ખરા દિલના હેતુથી સ્ત્રીઓને શિક્ષણ આપવામાં આવતું નથી. હિંદુસ્તાનમાં લગ્ન એ બધી સ્ત્રીઓનું લક્ષ્ય હોય છે અને તે માટે કાંઈ ભારે તૈયારી કરી મૂકવાની જરૂર કોઈ ધારતું નથી. પશ્ચિમમાં પણ થોડી સ્ત્રીઓ જ પોતાને માટે કાંઈ અપૂર્વ ઉદ્યમ શોધી કહાડવા માટે બુદ્ધિનો ઉપયોગ કરે છે, તથા જેવી ખંતથી છોકરો ધંધો શીખવા રહે છે અથવા ધંધા માટે શિક્ષણ લે છે તેવી ખંત કોઈક જ છોકરીઓ રાખે છે. મુકરર સંકલ્પના અભાવરૂપિ ખડક પર આજસુધી સ્ત્રીઓ અથડાઈ છે. આ અનિષ્ટ પરિણામ અટકાવવા માટે તથા છોકરીઓને જીવનના જુદા જુદા માર્ગ માટે યોગ્ય કરવા સારૂ ઇંગ્લાંડમાં ઘણી યોજના કરવામાં આવી છે. વિજ્ઞાન તથા કળા શીખવવાના વર્ગો; ધંધાને લગતી કારીગરી (ટેકનીકલ આર્ટ) શીખવવાની શાળાઓ; રસોઇ, શીવણ, લુગડાં શીવી તૈયાર કરવાં, ટોપલીઓ બનાવવી, ફીનારીઓ બનાવવી, બાગબાની, લાકડાપર કોતરકામ, ધાતુપર કામ, વગેરે હાથને કેળવવાનાં

સર્વ કાર્યોનું શિક્ષણ આપવાના વર્ગો; મધમાખીઓ રાખવાના તથા મરઘાં પાળવા સરખા વિષયો પર વ્યાખ્યાન; ગૃહવ્યવસ્થા શીખવનારી શાળાઓ; છેલ્લામાં છેલ્લી પદ્ધતિ પ્રમાણે લૂગડાં તૈયાર કરતાં, લાકડાના સામન પર કપડું વગેરે મઢતાં તથા છબી પાડતાં શીખવનારી ધંધાદારી દિવસની શાળાઓ: આ સર્વ ઉપર દર્શાવેલી યોજનાઓમાંની કેટલીક છે. છેલ્લી કહી તે ધંધાદારી શાળાઓમાં એવી પદ્ધતિ છે કે બે વર્ષ ધંધો શીખ્યા પછી છોકરીઓ શરૂઆતની જગાઓ માટે લાયક ગણાય છે અને તેમને પગાર મળે છે. ચાલાક શીખનારાંને સહાયતા મળે તે સારૂ આ વર્ગોમાં સ્કોલરશીપો આપવામાં આવે છે. ધંધા શીખવવામાં શાસ્ત્રીય પદ્ધતિથી કામ થતું હોવાથી પરિણામે શીખનાર તે વિષયમાં શીઘ્રતાથી પરિપૂર્ણ નિપુણતા પ્રાપ્ત કરે છે.

પગારનો સવાલ પણ ઘણો ચર્ચાએલો વિષય છે; કારણ કે અમુક ધોરણવાળા કામ સારૂ જેટલા પૈસા પુરુષને આપવામાં આવે છે તેના કરતાં તેવા જ કામના સ્ત્રીને સાધારણ રીતે થોડા પૈસા આપવામાં આવે છે એ નિઃસંદેહ છે. આનો ઇલાજ કદાપિ એ કે કાર્ય કરવાનું સામર્થ્ય વધારવાથી તથા યોગ્ય વ્યવસ્થાથી કેટલાક રોજગારોનું નિયંત્રણ તેમના હાથમાં જેટલું હજી સુધી આવ્યું હોય કે લેવા પ્રયત્ન કર્યો હોય તે કરતાં વધારે તેમના કબજામાં આવી શકે. પોતાના હિતના રક્ષણ માટે એકત્ર થવાની શકિત હજી સ્ત્રીઓમાં આવી નથી. તેઓ પોતે છુટાં પડી કામ કરવાનું વધારે પસંદ કરે છે, અને હાલની સ્થિતિ સુધરી શકે એમ નથી એવું માને છે. પરંતુ, તેઓ વાસ્તવિક રીતે સારૂં કાર્ય કરવા સમર્થ છે તથા તેમના કામનો અયોગ્ય ઉપયોગ અટકાવવા એકત્ર થઈ શકે છે એમ માલમ પડચું છે, તેથી આગળ જતાં વધારે પગાર મળવાનો સંભવ છે.

હિંદુસ્તાનની જે સ્ત્રીઓ ઉપયોગી જીવનમાં પ્રવેશ કરવા ઇચ્છતી હશે તેમને—કેળવણી, વ્યવસ્થિત યોજના, વિશેષ શિક્ષણ, આ ત્રણ મુદ્દા જીવનમાં સફળતા પ્રાપ્ત કરવા માટે જરૂરના જણાશે.

# પ્રકરણ ૩ જું.

## ખેતી.

"તેણે પોતાનો અભિપ્રાય એવો દર્શાવ્યો કે જમીનના જે કકડા પર પ્રથમ ધાન્યનું એક કણસલું અથવા ઘાસનું એક તણખલું ઉગતું ત્યાં જે મનુષ્ય બે ઉગાડી શકે છે તે, રાજ્યનીતિજ્ઞ પુરુષોના એક સમૂહ કરતાં મનુષ્યજાતિની વધારે ઉંચી ગણનાયોગ્ય છે અને દેશની વધારે ઉપયોગી સેવા કરનાર છે."—સ્વિફ્ટ.

હિંદુસ્તાનની વસ્તીમાંથી ૭૦ ટકા ખેતીથી પોતાનું ગુજરાન કરે છે તેથી એ ધંધા વિષે આપણે પહેલો વિચાર કરીશું. ખેતીનું કામ સ્ત્રીઓ કરી શકશે? ખેતરમાં જે સખત મજુરી કરવી પડે છે તે કામમાં પુરુષોનું કામ સ્ત્રીઓ એટલી જ યોગ્યતાથી ઘણું કરીને કદી પણ કરી શકશે નહીં; વળી ખેતીને ઉપયોગી ઢોરની વ્યવસ્થાને લગતાં કામ તેમને અનુકૂળ પણ થશે નહીં; પરંતુ તેમને એ વિષયનું શાસ્ત્રીય તથા વ્યવહારિક શિક્ષણ મળ્યું તો તેમની સહાયતા બીજી અનેક રીતે અમૂલ્ય થઈ શકશે. સલાહ અને વિચારથી તેઓ સહાય થઇ શકે અને જો તેઓ નિયમિત તથા ખબરદાર હોય તો તમામ દેખરેખ રાખવાનું તેમ જ હિસાબ કીતાબ સુદ્ધાં રાખી પાકની વ્યવસ્થા કરી ખેતીને લગતા વેપારનું કામ પણ કરવા સમર્થ થાય. ધંધાને લગતી વ્યવહારિક બુદ્ધિવાળી સ્ત્રીઓ માટે આ ધંધા જેવી અનુકૂળતા બીજા થોડા ધંધામાં જ છે. સ્ત્રીઓના ધંધા તરીકે ખેતીમાં મુખ્ય બે ફાયદા છેઃ—

૧. એ ધંધાનું નિરોગી જીવન.

૨. એ ધંધો ગ્રહણ કરવાથી પત્નીતરીકેના કે માતા તરીકેના ધર્મો બજાવવામાં અવરોધ આવતો નથી તે.

બધા ઉદ્યોગોની પેઠે આમાં પણ સારી રીતે કામ કરી શકવાનો આધાર બરોબર રીતસરના શિક્ષણપર છે. એ ધંધામાં સફ-

ળતા મેળવવા માટે કારીગરીનું શાસ્ત્રીય તેમ જ વ્યવહારિક શિક્ષણ ખાસ જરૂરનું છે અને તેથી નાનપણથી જેઓ ખેતીના ધંધામાં ટેવાએલાં હોય છે તેઓ શહેરના વાસીઓ કરતાં સુગમતાથી કામ કરી શકે છે. આ ધંધો કરવા ઇચ્છનાર માટે ઇંગ્લાંડમાં ખેતીવાડીની શાળાઓ છે; તેમાં ઢોર તથા બીજાં જનાવરો ઉછેરવાનું, દુધ દહીં સંબંધી કામ કરવાનું, ઢોરને લગતી આરોગ્યવિદ્યા, જમીન વિષે અભ્યાસ, બાગબાની, સામાન્ય ગૃહવ્યવસ્થા તથા બીજા વિષયો શીખવવામાં આવે છે. મરઘાં પાળવાનું તથા મધમાખીઓ રાખવાનું પણ ત્યાંના અભ્યાસક્રમમાં છે અને આ વિષયોમાં શાસ્ત્રીય રીતિઓનો ઉપયોગ કરવાથી ઘણી સફળતા મળી છે. પરંતુ આ શાળાઓ સંબંધી વિચાર કરતા પહેલાં ત્યાં ભણનાર વિદ્યાર્થીઓ કરતાં પણ નાની ઉમરમાંથી જ ગામડાના ઉદ્યમોપર શોખ પેદા કરવાની જરૂર સંબંધી સૂચનાઓ કરવી ઘટે છે. નિશાળે જતાં નાનાં છોકરાંઓમાં જ ખાસ કરીને ગામડાંની નિશાળોમાં ખેતીવાડીનો શોખ રાખતાં શીખવવાની જરૂર છે. જો નાની છોકરીઓમાં ગામડાની જીંદગીનો શોખ ઉત્પન્ન કર્યો હોય, જમીન ઉપર કામ કરવાથી તંદુરસ્તીને થતા ફાયદા સમજાવ્યા હોય તો માત્ર બુદ્ધિવિષયક શિક્ષણ તરફ તેમની વૃત્તિ ઓછી વળે, અને ખેતીનું કામ તે હલકું પાડનાર નહીં પણ બળ આપનાર તથા પ્રતિષ્ઠા વધારનાર છે એમ તેમને લાગે. ગામડાંની શાળાઓમાં પ્રાથમિક શિક્ષણના ક્રમમાં વાંચવાના તથા લખવાના પાઠ વગેરે ખેતીને લગતા હોય તો વિદ્યાર્થીઓમાં બાળપણથી જ એ જાતની જીંદગી તરફ વલણ થાય તથા આવા સરળ માર્ગે એ સંબંધી ઘણી માહિતી તેઓ મેળવી શકે. ઇંગ્લાંડની ઘણી નિશાળોમાં બાગબાનીનો વિષય ચાલતા વિષયોમાં દાખલ કરેલો છે. દરેક છોકરીને જમીનનો કડકો આપવામાં આવે છે તેમાં તે શિક્ષકની દેખરેખ નીચે પોતાને મનગમતાં ઝાડ, ફૂલ, ફળ, શાક ઉગાડે છે. બગીચાની ચીજોનું પ્રદર્શન દરવર્ષે ભરવામાં આવે છે અને સૌથી સારી ચીજો ઉગાડનારને ઇનામ મળે છે.

હિંદુસ્તાનમાં મધ્ય પ્રાન્તોમાં આ યોજના દાખલ કરી છે. ગામડાંની નિશાળોમાં અડધો વખત ભણાવવાની ગોઠવણ કરી છે તેથી સવારના સાતથી દસ વાગતા સુધી છોકરાને ભણાવે છે અને દહાડાનો બાકીનો ભાગ તેઓ પોતાનાં માબાપને ખેતરમાં કામ કરવા લાગે છે. તેમના શિક્ષણક્રમમાં વાંચન, લેખન, ગણિત, નામું, ભૂગોળ ( વિદ્યાર્થીના ગામડાથી આરંભ કરી વ્યવહારિક રીતથી શિખવાતી ) જમીનની સાદી માપણી, તથા ખેતી એટલું છે. પ્રત્યેક શાળામાં બાગ હોય છે તથા ત્યાં વપરાતી વાંચનની ચોપડીઓમાં ખેતીવાડીને લગતા વિષયો મુખ્યત્વે હોય છે.

હિંદુસ્તાનમાં છોકરીઓને ખેતીને લગતું શિક્ષણ આપવા માટે આવીજ ગોઠવણ કરી શકાય:

(૧) શાસ્ત્રીય ક્રમ રાખવો અને તેમાં મૂખ્ય બાબતોપર વ્યાખ્યાન, ડીક્ટેશન, તથા નિબંધ શીખવવા અને દરેક જીલ્લાને ઘટતા વિષયના ફેરફાર કરવા. દાખલા તરીકે જે પ્રદેશમાં દુધ વગેરેનો ખાસ સ્થાનિક ઉદ્યોગ હોય ત્યાં એ વિભાગપર વિશેષ ધ્યાન આપવું; બીજે ઠેકાણે જ્યાં દ્રાક્ષનો પાક પુષ્કળ થતો હોય ત્યાં દ્રાક્ષની ખેતીનો ખાસ અભ્યાસ કરાવવો.

(૨) શાળાને લગતા બગીચામાં, શાકભાજી તથા ખાવામાં વપરાતી વનસ્પતિને લગતો અને રસાયની ખાતરના ઉપયોગ સંબંધી વ્યવહારિક ક્રમ શીખવવો.

(૩) ખેતીનું કામ ફતેહમંદીથી ચલાવવા માટે ધંધો ચલાવવાની જે કુશળતાની જરૂર છે તે ખીલવવા સારૂ મોટી ઉમરની છોકરીઓ પાસે દરેક ટર્મમાં તમામ ખર્ચ, નફા તથા નુકસાનની યાદી રખાવવી. આવા શિક્ષણથી ઘણો જ લાભ થાય તેમ છે.

ફ્રાન્સના **બી**આરીટ્સની પાસે વિશાળ ખેતરો માત્ર સ્ત્રીઓ જ ખેડે છે અને તેમાંથી નફો ઉત્પન્ન કરે છે, તેમાંનાં કેટલાંકમાં નાની છોકરીઓ કામ કરે છે. બાળકોએ ગુનાહ કરેલા હોય તેમને સુધારવા માટે સ્થાપેલાં સ્થાનમાંથી અથવા ધર્માદા ખાતામાંથી આ

છોકરીઓને ત્યાં મોકલેલી હોય છે; ખેતરના કામમાં તેમના વર્તન પર નીતિની અસર પણ સારી થએલી માલમ પડી છે.

જે સ્ત્રીઓ મોટાં ખેતરોની માલીક અથવા વહીવટ કરનારી થવા ઇચ્છતી હોય તેમને માટે ચઢીઆતા જ્ઞાનની જરૂર છે. એને સારૂ ઘણાં જાતજાતનાં કાર્ય કરવાનાં હોય છે; મજુરો પાસે બરોબર કામ કરાવવું, રસોઈ તથા ગૃહવ્યવસ્થાની દેખરેખ તથા ધંધાને લગતી નાણાંની લેવડદેવડનો વહીવટ એ સર્વ કામ તેને માથે રાખવાં પડે છે. એટલા માટે ઉત્તમ દેખરેખ રાખનાર થવા સારૂ સ્ત્રીઓને ખેતી તથા ડેરી સંબંધી માહિતી ઉપરાંત તંદુરસ્તીનાં મૂળતત્ત્વોનું પાકું જ્ઞાન, ઘરની બાંધણી તથા અંદરની રચના સંબંધી સમજણ, અકસ્માત થાય કે ઘા લાગે. તેને માટે તત્કાળ ઉપાય લેવા માટે તે વિશેનું જ્ઞાનઃ એ સર્વ અગત્યનાં છે. આરોગ્યનો વિષય ઘણી જરૂરનો છે છતાં હિંદુસ્તાનમાં કેટલાક વર્ગોમાં એ બાબતનું અજ્ઞાન જોવામાં આવે છે. ઢોરોની સ્વચ્છતા તથા કામ કરનારાનાં શરીર, લુગડાં, ખોરાક તથા ટેવોની સ્વચ્છતા વિષે જેટલું કહીએ તેટલું થોડું છે. ઢોરો સંબંધી સ્વચ્છતા ન સાચવ્યાથી ઘણી વાર નુકસાન થાય છે. રહેઠાણમાં સ્વચ્છ હવા તથા ચોખ્ખાઇને લગતા આરોગ્યના નિયમો, ખેતીવાડીનું કામ ફત્તેહમંદ થાય તે માટે અતિશય આવશ્યક છે. આવી બાબતોમાં સ્ત્રીઓની દેખરેખ પુરુષો કરતાં ઉતરતી હોવાનું કાંઇ કારણ નથી.

દુધમાખણનો ઉદ્યોગ (ડેરી) એકલે હાથે સ્ત્રીઓ સારી રીતે ચલાવી શકે અને તેમાં નફો મેળવી શકે. એને લગતી જે ભારે મહેનત છે તેમાં પુરુષોની સહાયતાની જરૂર લાગે છે, પણ તે સિવાય માખણ તથા ઘી બનાવવાનું કામ, દુધ દોહી તેની વ્યવસ્થા કરવાનું કામ, સ્ત્રીઓ પોતાના હાથમાં રાખી શકે. ગ્રેટબ્રિટનની મોટી ડેરીઓમાં ચાલે છે તેવા મોટા પાયાપર માખણ બનાવવાનું કામ ઘણું જ નફાવાળું છે. આ ધંધો સ્ત્રીઓને ઘણો અનુકૂળ આવે એવો છે એ વાત ડેન્માર્ક જેવા મુખ્યત્વે માખણ બનાવનારા દેશના દાખલા પરથી સિદ્ધ થાય છે; ત્યાં ડેરી (દુધ માખણના) ના ઉદ્યોગમાં ઘણે ભાગે સ્ત્રીઓ જ કામ કરનાર હોય છે.

ડેરીની ચીજો સંભાળથી ગોઠવી બહાર મોકલવાની રીત એ ડેરીની સારી વ્યવસ્થાની ખરી કસોટી છે. ડેરી અને મરઘાં પાળવાનું કામ નફાથી ચલાવવાનો એક માર્ગ એ છે કે ટપાલ મારફતે ઘરાકી સાચવવી. હિંદુસ્તાનના ટપાલ ખાતામાં વેલ્યુપેએબલની જે પદ્ધતિ છે તેથી ઈંગ્લાંડ કરતાં વધારે સગવડ ડેરી રાખનારને થાય તેમ છે. મોટી ડેરીનો ઉત્સાહી હિંદુ માલીક શહેરની નજીક રહેતો હોય તો તેના માખણ ઘી તથા મધના ડબાની સારી ખપત થાય અને વખત જતાં તે વસ્તુઓની પેદાશના બહોળા અને નફાવાળા સ્થાનની ઉપરી થઇ શકે. એવો માલીક મુસલમાન હોય તો ઉપરની ચીજો ઉપરાંત ઈંડાં તથા મરઘાં પણ વેચે. નાના પાયાપર પણ ડેરીઓ સાધારણ રીતે ચલાવી શકાય પરંતુ શરૂઆત માટે નાની સંસ્થા હોય તો ઠીક પણ નફો મેળવવાનું ઘણો જથો હોય તોજ બની શકે. નાના પાયાપરના ઉદ્યમથી માત્ર ગુજરાન ચાલે, પણ દોલત મેળવવા માટે બહોળા પાયાપર ધંધા ચલાવવા જોઇએ.

નાની ડેરીઓનો માલ બહાર મોકલી વાપરનારાઓને પહોંચાડવાની અરસ્પરસ મદદ કરનારી (કોઓપરેટીવ) યોજનાનો ઉદ્યમ લક્ષમાં લેવા જેવો છે. એવી યોજના ઘણા વિસ્તારવાળી હોવાની જરૂર છે તથાપિ નાની જમીનના માલીકને પણ તેથી અમૂલ્ય લાભ થાય તેમ છે.

આ ખેડુતને ફાયદાકારક એવી બીજી યોજના છે. તે ઈંગ્લાંડમાં પરગણાંનાં સલાહકારક મંડળો (કાઉન્ટી કાઉન્સીલ) અમલમાં આણે છે. એ યોજના અનુસાર સ્ત્રીઓને ગામડામાં મોકલી તેમની પાસે ખેડુતોની સ્ત્રીઓને નવામાં નવી પદ્ધતિથી માખણ બનાવતાં શીખવવામાં આવે છે. એમાં શીખનારને કાંઇ ખરચ કરવું પડતું નથી. તેમને માટે ઇનામની હરીફાઇ રાખવામાં આવે છે. આ ઇનામ માટે ઘણી તીવ્ર સ્પર્ધા ચાલે છે.

ઈંગ્લાંડમાં આખા દેશમાં સર્વત્ર ડેરી–સ્કુલો છે ત્યાં ડેરીને લગતું તમામ કામ શીખવાય છે અને બે વર્ષ સુધી ત્યાં શાસ્ત્રીય અને વ્યવહારિક શિક્ષણ મેળવનારને પ્રશંસાપત્ર (ડિપ્લોમા)

મળે છે. આ શિક્ષણ લેનાર, ડેરીને લગતાં શિક્ષક, ડેરીના અથવા મલાઈ બનાવવાના કારખાનાનાં વ્યવસ્થાપક થવા માટે યોગ્ય થાય છે. રેડીંગમાં ( ઇંગ્લાંડના એક પરગણામાં ) એક યુનીવર્સીટી કૉલેજ છે ત્યાં ડેરી સંબંધી કામની દરેક શાખાનું શિક્ષણ અપાય છે અને કાઉન્ટેસ ઑફ વૉરીકે ત્યાં સ્ત્રીવિદ્યાર્થીઓને રહેવા માટે મકાન બાંધ્યું છે. ત્યાંના શિક્ષણક્રમમાં, ખેતીવાડી, રસાયનશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, ભૂતળવિદ્યા, ઇન્દ્રિયવિજ્ઞાન, આરોગ્યવિદ્યા, ક્ષેત્રમાપ તથા જમીનની મોજણી કરવા સુદ્ધાંનું ગણિત એ વગેરે જુદા જુદા વિષયોનો સમાવેશ થાય છે. ધંધાને લગતું શિક્ષણ પૂરૂં કર્યા પછી વિદ્યાર્થીઓને કોઇ પંચ કે ખેતીવાડીનાં મંડળમાં દાખલ થવાની સલાહ આપવામાં આવે છે. એવાં મંડળોનાં પોતાનાં વર્તમાનપત્રો, પુસ્તકાલયો, વ્યાખ્યાનમાળાઓ વગેરે શિક્ષણનાં સાધનો હોય છે અને તેથી તેમનાં સભાસદો ચાલતા સમયની બાબતોથી વાકેફ રહી પછાત પડતાં અટકે છે. ઇંગ્લાંડનું " એગ્રીકલચરલ એસોસીએશન ફૅર વીમેન" એવું એક મંડળ છે. તે ખેતી તથા બાગબાનીનો ધંધો કરનારી સ્ત્રીઓનું સમસ્ત પ્રજા માટેનું એકસંપી મંડળ છે અને નેશનલ યુનીઅન ઑફ વીમેન વર્કર્સ ( કામ કરનાર સ્ત્રીઓના મંડળ ) ને જોડાએલું છે. સ્ત્રીઓના કામ તથા સંસ્થાઓની સર્વ પ્રજાઓની બીજી પરિષદના હેવાલમાં ( રીપોર્ટ ઑફ ધી સેકન્ડ ઇન્ટરનેશનલ કૉન્ગ્રેસ ઑન વીમેન્સ વર્ક ઍન્ડ ઇન્સ્ટીટ્યુશન્સમાં ) એ ( યુનીઅન ) મંડળના હેતુ નીચે પ્રમાણે આપ્યા છે.+

૧. સર્વ દેશની સ્ત્રીઓ જેઓ ધંધા માટે કે શોખ માટે ખેતીનું, ડેરીનું, મરઘાં ઉછેરવાનું, મધમાખી પાળવાનું, ફળ ફુલ ઉગાડવાનું, જમીન અને જંગલ સુધારવાનું તથા મીલકતોના વહીવટ કરવાનું કામ કરતી હોય તે સર્વને પરસ્પર જોડવાનો.

૨. ઉપયોગી માહીતિઓ પ્રસિદ્ધ કરવાનો તથા જુદા જુદા દેશો અને જીલ્લાઓની જુદી જુદી પદ્ધતિઓનો મુકાબલો કરવાનો.

+ પુસ્તક ૩ જું પૃષ્ઠ ૬૦૫.

૩. માલ કેમ ખપાવવો તે બાબત સલાહ આપવાનો, તથા મેમ્બરોને કામે રાખનાર તથા કામ કરનાર યોગ્ય મનુષ્યોનો પરિચય કરાવવાનો. મેમ્બરો એક બીજાની સલાહ લઈ શકે, એથી તેઓ તદ્દન જુદા દેશમાં રહેનારની સલાહ તે દેશમાં ધંધો શરૂ કરવા સંબંધે મેળવી શકે.

૪. ધંધાની આ શાખામાં સ્ત્રીઓના પગારનું ઘટિત ધોરણ સાચવવાનો.

બરોબર કુશળતાથી કામ કરવામાં આવે તો મરઘાં પાળવાનો ધંધો જે ખેતીવાડીના ધંધાની શાખા છે, તે ફાયદાથી ચલાવી શકાય. શરૂઆતમાં ઘણાં માણસ સાથે ઘરાકી બાંધવા સારૂ જાહેર ખબર એ જ સાધન છે; કામ ફત્તેહમંદીથી ચાલવા માંડ્યા પછી જાહેર ખબરની જગાએ ભલામણોથી કામ ચાલે છે. આ ધંધામાં પણ ખેતી તથા ડેરીના ધંધા પેઠે સ્ત્રીઓને ખાસ સગવડ પડે તેમ છે. તેમના ગૃહસંસારનાં કામ તેમને એ ધંધામાં છોડવાં પડતાં નથી.

શાકપાનની વાડીઓ એ ખેતીવાડીને મળતી જ તેની શાખા છે. તે મોટા પાયાપર ચલાવવા પાછળ સ્ત્રીઓ પોતાનું ધ્યાન આપી શકે. એમાં વધારે નફો મેળવવા માટે સ્ત્રીઓ એકઠી થઇ શાકભાજી ઉગાડવાના ધંધા ભેગો મરઘાં તથા મધમાખી રાખવાનો, ડેરીનો, ચટણી બનાવવાનો, ફળના મુરબ્બા કરવાનો, અથાણાં બનાવવાનો વગેરે ધંધા જોડે. આવો ઉદ્યોગ કોઈ ખપવાળી જગાએ શરૂ કરવામાં આવે તો તેમાંથી વધતે વધતે ડેરીમાં તથા વાડીમાં બનતા માલની મોટી વખાર બને.

બાગબાની માટે, ઇંગ્લાંડમાં કેન્ટ પરગણામાં સ્વૉન્લી હોરટીકલચર કોલેજ જેવી શાળામાં બે વર્ષ સુધીના વ્યવહારિક પૂર્ણ શિક્ષણની જરૂર પડે છે. આ શાળામાં ધંધાને લગતા ચાલુ કામની માહિતી અપાય છે તે સાથે શાસ્ત્રીય કેળવણી પણ અપાય છે અને વનસ્પતિશાસ્ત્ર, કૃષિવિદ્યા, રસાયનશાસ્ત્ર, ભૂતળ, બાગબાની, મરઘાં તથા મધમાખી ઉછેરવાનું કામ, ડેરી સંબંધી કામ, જમીનની મોજણી, જંતુવિદ્યા, તથા નામું શીખવાય છે. આવા મનોરંજક ઉદ્યમ

માટે ઘર બાંધવાની વિદ્યાનું જ્ઞાન ઉપયોગી થાય. આવા જ્ઞાનથી ઘરની રચનાને અનુકૂલ બાગ બનાવાય. વળી ઝાડને ઉછેરવા તથા સંભાળવા સંબંધી માહિતીની પણ જરૂર રહે છે. યોગ્ય શિક્ષણ પામેલી સ્ત્રીને બાગ બનાવવા માટે નકશો કરી આખી રચના પહેલેથી છેલ્લે સુધી કરવાની જરૂર વખતે પડે. એકવાર જાણીતા ઇજનેર સાથે ઓળખાણ થયા પછી સ્ત્રીબાગબાન પોતાના હાથ નીચે મદદનીશો રાખી પોતાની યોજના પરિપૂર્ણ કરવા સમર્થ થશે. સ્ત્રીઓ ઝાડપાન ઉછેરવાનો ઉદ્યોગ શરૂ કરી શકે અને તે બાબત સલાહ આપે તથા છોડ વેચે અને ખપ હોય ત્યાં તેવા કામનાં ખાસ કામ કરનારાં બીજે ઠેકાણે મોકલે.

સ્ત્રીઓ સાધારણ પાયાપર બગીચાને લગતું પરચુરણ કામ કરી શકે. છોડ ઉછેરવાના બગીચાથી આરંભ કરી તેમાંથી છોડ વેચે, ફળ, ફુલ તથા શાકની વાડીઓની વ્યવસ્થા રાખવાનું સ્ત્રીઓ માથે લે તો સાધારણ મજુર કરતાં તેઓનું કામ ઘણું ચઢીઆતું થાય. ઘણાં જણ એકઠાં થઈ ધંધો કરે તો એકલાં કામ કરવા કરતાં વધારે પૈસા મેળવે.

છોડ ઉછેરવા માટેના બગીચાના ધંધા સાથે નજીકનાં શહેરોમાં ફુલના શણુગાર બનાવવાનો ધંધો ચલાવી શકાય. આ ઉદ્યોગમાં કલગીઓની, હારની, અને માળાની રચના માટે સ્ત્રીઓના ચપળ હાથ તથા રસજ્ઞતાની બરોબરી કોઈ કરી શકે જ નહીં. આ ઉદ્યમની નવી શાખા તરીકે ફુલથી શણુગારેલાં મેજ તથા ઘર એ લગ્નના સર્વ સમારંભમાં દાખલ કરી શકાય. ફુલરચનાના ઉદ્યોગ સાથે બીયાંનો વેપાર પણ કરાય. એ વેપાર સ્વચ્છ, સહેલો, આરોગ્યવર્ધક તથા સ્ત્રીઓને ઘણો જ અનુકૂલ પડે તેવો છે. વેચવા માટે છોડ ઉછેરવા, જમીનની રચના કરી બાગબાનીનું પરચુરણ કામ, ફુલરચના, બીયાંનો વેપાર, મુરબ્બા તથા અથાણાં બનાવવાં, ફળ તાજાં રાખી મૂકવાં, શાક તાજાં રાખવાં, એ વગેરેને લગતા ધંધા એકઠા કરવામાં આવે અને એક માલીક કે વ્યવસ્થાપક સ્ત્રીની દેખરેખ

નીચે તેની એક મોટી સંસ્થા સ્થાપવામાં આવે, ને તેમાં દરેક ખાતામાં કુશળ ઉપરી રાખવામાં આવે, તો દરેક વિભાગ જુદી માલીકોના હાથ નીચે ચલાવવા કરતાં ઘણું વધારે સારૂં પરિણામ આવે. શરૂઆતમાં નાણાંની સારી રકમની જરૂર પડે, અને જ્યાં સુધી એ યોજના પાર પડી ધંધો ચાલતો થાય ત્યાં સુધી શરૂ કરનારનું બે કે ત્રણ વર્ષ સુધી પોષણ થાય તેટલાં નાણાં રોકાઈ જાય; તે પછી જો કુશળતાથી કામ ચલાવવામાં આવે તો સારો નફો મળે અને આખા જીલ્લાના કામનો વાસ્તવિક રીતે જોતાં જાણે ઈજારો મળે એવું ધારવું કાંઈ ગેરવાજબી નથી.

આવા સાહસ સારૂ નાણાં જે સાધનથી મેળવી શકાય તથા ખેતી સંબંધી યોજનાઓમાં પરસ્પર સહાયતા કરવાની ગોઠવણની કીમત સમજાય તે દર્શાવવા સારૂ સર થીઓડોર મોરીસનના ઇન્ડસ્ટ્રીઅલ ઓરગેનીઝેશન્સ ઑફ એન ઇન્ડીઅન પ્રોવીન્સ (હિંદુસ્તાનના એક પ્રાંતના ઉદ્યોગને લગતી યોજનાઓ) નામના પુસ્તકમાંનો એક ફકરો અમે ઉતારીશું:—

"પરસ્પર સહાયતા કરવાની યોજના હિંદુસ્તાનમાં હજી શરૂ થઈ છે એમ પણ ભાગ્યે જ કહી શકાય. યુરોપીઅન ખેડુતો એકત્ર થાય છે તેવી જરૂર છે એવું પણ હિંદુસ્તાનના ખેડુતો સમજતા નથી.........ઉદ્યોગનાં તથા વેપારનાં કામમાં પરસ્પર સહાય થવાથી સામર્થ્ય કેટલું વધે છે તે બાબતથી તેઓ અજ્ઞાન છે. એકવાર જો પરસ્પર સહાયતાનું રહસ્ય હિંદુસ્તાનનાં ગામડાંમાં રહેનારાઓને સમજાવવામાં આવે તો ઘીનો વેપાર કરી ઘણો નફો કરી શકાય, એ વાતનો તેમને સાક્ષાત્કાર થશે. હિંદુસ્તાનનાં શહેરોમાં શુદ્ધ ઘી મળવાની ઘણી મુસ્કેલી છે; ઉંચી વર્ણના હિંદુઓની લાગણી દુખાય તેવા ભેગ તેમાં નફટાઇથી કરવામાં આવે છે. એકત્ર થઇ પરસ્પર સહાયતા કરવાના ધોરણ ઉપર ઘી બનાવવામાં આવે તો પરસ્પર સહાયતાના ધોરણ પર ડેરી ચલાવવાનો માર્ગ ઉઘડે; એ જ ધોરણ પર ડેરી ચલાવવાથી યુરોપમાં પરસ્પર સહાયતાની અન્ય દૂરગામી યોજનાઓની શરૂઆત થઇ હતી. હિંદુસ્તાનના ખેડુતો જ્યાં સુધી એકત્ર થઇ કાર્ય કરવાનું મૂલ્ય અનુભવથી

સમજતા થશે નહીં ત્યાં સુધી આવા માર્ગનો ઉપયોગ થવાનો સંભવ નથી........તે માટે ગામડાંમાં પરસ્પર સહાયક બેંકો સ્થાપી એ તત્ત્વના ગુણ સમજાવવાની આપણે આશા રાખીએ છીએ...... સર હોરેસ પ્લંકેટે દર્શાવ્યું છે કે અર્થશાસ્ત્ર સંબંધી કામ આયર્લૉડમાં ફરી કરવાનું તે આદરે તો ગામડાંની બેન્કો સ્થાપી શરૂઆત કરે. હિંદુસ્તાનમાં નાની 'કોઓપરેટીવ બેંકો' સ્થાપવા માટે તૈયારી થઈ છે. ખેડુતને બળદ અગર બીયાં લેવા માટે નાણાંની જરૂર પડે છે અને તેને પૈસા ધીરનાર શાહુકાર તેના પર કેટલો બોજો મૂકે છે તે એ બરોબર સમજે છે. તેને એ વાત પ્રત્યક્ષ સમજાય કે બીજા જોડે મળીને કામ કરવાથી, તેને જેટલાં જોઇએ તેટલાં તો નહીં પણ બીજા ખેડુતોને આપવા યોગ્ય લાગે તેટલાં નાણાં ઉછીતાં તે મેળવી શકે તો ખરી 'કોઓપરેટીવ' યોજનાનો પાયો સહેલાઇથી નંખાય અને તે પછી એ જ યોજનાના ધોરણપર વેચાણ કરવાનું તથા બીજા વેપાર કરવાનું ધીમે ધીમે ચાલુ થાય. હાલમાં આ જાતની યોજનાને જે નડતર છે તે કાયદા સંબંધી કે અર્થશાસ્ત્રના નિયમને લગતું નથી, પરંતુ લોકાચારને લગતું છે. 'કોઓપરેટીવ' યોજનાનો મોટો ફાયદો એ છે કે એ યોજનાથી કરકસર આવડે છે તથા સ્વબળપર ભરૂસો રાખતાં શીખાય છે, તે સાથે જોઇતાં નાણાં પણ મળે છે. અર્થશાસ્ત્રના દરેક પ્રશ્નની પાછળ લોકાચારના પ્રશ્ન રહેલા હોય છે તેથી અર્થશાસ્ત્રને લગતાં અનિષ્ટ દૂર કરવા માટેના ખાતરીબંધ ઇલાજ લોકોનાં દુઃખ તેઓ જાતે જ ટાળે એવી ગોઠવણ તે જ છે. યુરોપખંડના અનુભવથી સિદ્ધ થાય છે કે 'કોઓપરેટીવ બેંકો' તે આ પ્રકારની ગોઠવણ છે. તેથી ગામડાંના લોકોને પરસ્પર વિશ્વાસના ધોરણથી મંડળો સ્થાપવાનું શીખવવા જેવું ઉન્નત તથા દેશપ્રીતિનું કાર્ય હિંદુસ્તાનમાં બીજું એકે નથી."* હિંદુસ્તાનની જે સ્ત્રીઓ ખેતીનો ધંધો કરવા ઇચ્છતી હોય તેમને આ પરસ્પર સહાયતા સંબંધી સૂચનાઓનું મહત્ત્વ સારી પેઠે લક્ષમાં રાખવા જેવું છે.

---

* ઇ. સ. ૧૯૦૬ ની આવૃત્તિ, પૃષ્ઠ ૧૭૦-૧.

## પ્રકરણ ૪ થું.

---

### ઘરને લગતા ઉદ્યોગ.

"બહારના શણગાર–ચિત્રો, બાવલાં, રાચરચીલું, શિલ્પશાસ્ત્રનો શોખ–તે શું નૈતિક ગુણ છે? હા, જો તે શોખ યોગ્ય રીતે રાખેલો હોય તો તે નિઃસંદેહ નૈતિક ગુણ છે. ગમે તે ચિત્રો અથવા ગમે તેવાં બાવલાંનો શોખ તે તેવો ગુણ નથી, પરંતુ સારાં ચિત્ર અને સારાં પુતળાં માટેનો શોખ તેવો ગુણ છે......રસજ્ઞતા શીખવવી એ ખરેખર ચારિત્ર્ય બાંધવું જ છે."—રસ્કિન.

હિંદુસ્તાનમાં જે જે ધંધાઓ સ્ત્રીઓ કરે છે તેમાંના ભાગ્યે કોઈક પૂર્ણ રીતે સ્ત્રીઓના કબજામાં હશે. આથી પરિણામ એ થાય છે કે સ્ત્રીઓને તેમની ધંધાની કુશળતા દર્શાવવાનો પ્રસંગ ઘણું કરીને જવલ્લે જ મળે છે. સ્ત્રીઓ જેમાં કામ કરવા રહે છે તેવા ઉદ્યમોના સર્વ વિભાગમાં પુરુષો ઉપરી હોય છે, તેથી હિંદની સોળ કરોડ સ્ત્રીઓમાંથી પ્રમાણમાં જે નાની સંખ્યા પોતાની કમાઈ પર ગુજરાન ચલાવે છે, તે કમાઇ માત્ર પેટપુરતી હોવા ઉપરાંત વધારે થઈ શકે તે સારૂ સફળતા મેળવવાનું સાધન માત્ર હિંદુસ્તાનની સ્ત્રીઓને તેમના બાપ, ભાઈ તથા પતિ સાથે એકત્ર થઈ કામ કરવા માટે યોગ્ય કરવી એ છે. દરેક ધંધાનું ઉપરીપણું ચલાવવાનો હક માત્ર પુરુષોનો જ જ્યાં સુધી છે, ત્યાં સુધી સ્ત્રીઓનાં હિત તરફ ઘટતું ધ્યાન નહીં અપાય એ સ્વાભાવિક છે. પરંતુ પુરુષોની સાથે રહીને સ્ત્રીઓ કામ કરી ન શકવાનું કાંઇ કારણ નથી. કેટલાક ધંધા એવા છે કે તેમાં ખાસ સ્ત્રીઓનું જ કામ છે. તે માટે સ્ત્રીઓનો ઉદ્દેશ એવો હોવો જોઇએ કે જે ઉદ્યોગને માટે કુદરતી રીતે તેમ જ શિક્ષણથી તેઓ શ્રેષ્ટ રીતે યોગ્ય હોય તેવા ઉદ્યમ શોધી કાઢવા અને પુરુષો સાથે મળીને ઘટતી વ્યવસ્થા કરી આગળ જતાં કાંઇ નહીં તો તેમની સાથે ઉપરીપણું કરી શકાય.

. ઘરને લગતા કામની ઘણી શાખાઓ પુરુષને આધારે આટલી બધી શા સારૂ રહેવી જોઇએ ? એ પ્રમાણે પ્રથમથી હતું એમ નથી. પ્રાચીનકાળમાં મનુષ્યની ભટકતી અવસ્થામાં તંબુઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવા તથા તે પછીના સમયમાં કુટુંબને રહેવા સારૂ ઝુંપડાં બાંધવાં એ બધું સ્ત્રીનું કામ હતું. પરંતુ નવાઇ જેવી વાત એ છે કે હવેના વખતમાં તો ઘર જ્યારે બંધાઇ રહે, શિલ્પશાસ્ત્રીએ નકશો બનાવ્યા પછી બાંધનારા અને મજુરોનું કામ પૂરૂં થાય, સામાન મઢનારા તથા બીજા કારીગરો કામ કરી રહે અને ભીંતળીઓથી છેક છત સુધી તમામ સામગ્રી થઇ રહે ત્યાર પછી સ્ત્રી અંદર પગ મુકે છે અને ઘરને રહેવા લાયક બનાવવા બનતો પરિશ્રમ લે છે. ઘર બાંધવાનું કામ પુરુષનું છે એમ સ્વીકારીએ તોપણ ઘરને સુખસ્થાન (હોમ) બનાવવું એ સ્ત્રીઓના દક્ષતામય સ્પર્શથી જ થઈ શકે છે. ડબલ્યુ. આર. લાવેલ કહે છે કે "રસજ્ઞતા એ માત્ર પ્રતિભાથી જ ઉતરતી કુદરતી બક્ષીસ છે." એથી આગળ વધીને આપણે એમ કહી શકીએ કે કેટલીક સ્ત્રીઓમાં એ શક્તિ ઘરની બાબતોમાં પ્રતિભા જેટલે દરજ્જે હોય છે. આ પ્રમાણે જ્યારે સ્ત્રીઓની દક્ષતા તથા કલાચાતુર્ય પુરુષ કરતાં ચઢીઆતાં છે એમ હમેશાં સ્વીકારાય છે ત્યારે એ દિશામાં આગળ ગતિ કરવા માટે તેમણે શા માટે પ્રયાસ ન કરવો ? તથા તેઓએ વધારે નહિં તો ફક્ત ઘરને શણગારવાનું કામ તથા તેમાં રાચરચીલું ગોઠવવાનું કામ પોતાના હાથમાં રાખવાનો પ્રયત્ન શા માટે ન કરવો ? આ યોજના મોટા પાયાપર ચલાવવા માટે સુઘટિત વ્યવસ્થા તથા નાણાંનું સારૂં ભંડોળ જોઇએ. આ માટે હિંદુસ્તાનની સ્ત્રીઓનું કારીગરી સંબંધી તથા વિજ્ઞાનનું જ્ઞાન ઘણું વધારવાની જરૂર પડે; તથાપિ આ ઉદ્યમમાં તેમની કલાવિષયક અને વ્યવહારિક બુદ્ધિને અવકાશ મળે તેમ છે અને તેથી સ્ત્રીજાતિનાં બુદ્ધિશક્તિ માટે તથા હાથનાં કામ કરવા માટે અસંખ્ય માર્ગ નીકળે એમ છે.

ઘર બાંધવાના આરંભથી શરૂ કરીએ—ઘર બાંધવાની કળા જાણનારનો ધંધો મનને ઘણો રૂચતો આવે એવો છે તથા તેમાંનો કેટલોક ભાગ હિંદુસ્તાનની સ્ત્રીઓ શીખી શકે એવો છે. મજુરોની દેખરેખ

રાખવાનું કામ પુરુષો જ કરે તેમ જ બાંધકામપર નજર રાખવા માટે પાલખોપર ચઢી તપાસવાનું કામ પણ સ્ત્રીઓ કરી ન શકે. પરંતુ આપણા દેશની સ્ત્રીઓ આ બાબતનું ધંધા માટે શિક્ષણ લે તો નકશા કાઢવાનું કામ અને બીજી નાની નાની બાબતો તેઓ કરી શકે. ઘરનું તમામ બાંધકામ સ્ત્રીઓએ માથે રાખવાની કાંઇ અગત્ય નથી. મકાનની અંદરના ભાગમાં ઉપયોગમાં આવે તેવાં ભીંતની અંદરનાં કબાટો; નકશી કામ; થાંભલાની કંગની; બારી બારણાં સારૂ શોભાવાળી રચના; તથા મકાનની સામાન્ય શોભાને લગતી તમામ ઝીણી ઝીણી બાબતો તૈયાર કરવી: એવાં એવાં કામ કરવામાં તેમની બુદ્ધિનો ઉપયોગ થઇ શકે. ઘર બાંધવાને લગતું શિક્ષણ જાહેર મકાનો શણગારવા માટે પણ સ્ત્રીઓને ઉપયોગમાં આવે. આ કામ ઘણે દરજ્જે સ્ત્રીઓને સોંપવા લાયક છે. શિલ્પશાસ્ત્રી તરીકે ફત્તેહમંદ થવા જેટલો લોકનો વિશ્વાસ થોડા વખતમાં મેળવવો એ ઘણું અશક્ય લાગે છે, તથાપિ આવા રૂચિકર ધંધાના કેટલાક વિભાગમાં સફળતા મેળવતાં તેઓને અટકી રહેવાનું કાંઈ કારણ નથી. હિંદુમંદિરો અને મુસલમાની મસ્જીદોને લગતાં પરોપકારનાં કામ માટે વાપરવાનાં મકાનોમાં સ્ત્રીઓની બુદ્ધિનો પુષ્કળ ઉપયોગ થઈ શકે તેમ છે. અહીંનાં દહેરાંઓમાં જાત્રાના મેળા ભરાય છે તે વખતે જે સુશોભિત રચના થાય છે તે કરવાના ઉદ્યમમાં હજારો હિંદુ સ્ત્રીઓને કામ મળે તેમ છે.

ઘર શણગારવાના તથા તેમાં રાચરચીલું મુકવાના ધંધામાં કેટલીક સ્ત્રીઓ એકઠી થઈને દરેક જણ જુદા જુદા વિભાગનું કામ કરે એવી ગોઠવણ કરવી જોઇએ. કામ ચોકસ થાય તે માટે આમ કરવાની ખાસ જરૂર છે; કેમકે એટલા કામનો અવકાશ છે કે તેના સર્વ વિભાગનું કામ કોઈ પણ સ્ત્રી એકલી કરી શકે નહિં. બીજા ધંધાની પેઠે આમાં પણ સફળતાનું રહસ્ય ખાસ પ્રવીણતાવાળાં ને તેમને લાયક કામ સોંપવામાં છે. આવા ધંધાની ઉપરી સ્ત્રી ધંધો ચલાવવાની કુશળતાવાળી તથા કળાના જ્ઞાન અને શોખવાળી હોવી જોઇએ. ઘરને સુંદર કરવા માટે જે અસંખ્ય કારીગરોનું કામ પડે છે તેમની સાથે કામ લેવું સહેલું નથી, તેમ જ ખાસ કરીને

ઘરને શણગારવાના કામમાં મુશ્કેલીથી પ્રસન્ન થાય તેવા જુદા જુદા ફાંટાવાળા ઘરાકને રાજી રાખવાં તે કામ પણ સરળ નથી. સ્ત્રીઓને "આમાં ઉત્કૃષ્ટ થવા માટે મનુષ્યસ્વભાવના જ્ઞાનની જરૂર પડે છે તથા બરોબર કઈ ઘડીએ અચૂક કામ લેવું તે જાણી લેવાની ચતુરાઇનો ખપ પડે છે." આવી ચતુરાઇ તે તો સ્ત્રીઓની જ મીલકત છે તેથી એ ધંધાનો આ વિભાગમાં તેઓ સર્વમાન્ય શ્રેષ્ઠતા પામે એમ ધારવું જોઇએ.

ધંધાના નિયમો પછી બીજી જરૂરની બાબત એ કામના શાસ્ત્રીય શિક્ષણની છે. તેમાં શિલ્પશાસ્ત્રનો તથા રાચરચીલાની ચીજોનો અને આલેખનનો ઇતિહાસ જાણવો અગત્યનો છે. આ શિક્ષણ માટે વર્ગો તથા વ્યાખ્યાનો હોવાં જોઇએ તેમ જ ખાનગી અભ્યાસ પણ જોઇએ. વણતરના નમુનાના આલેખનના જુદા જુદા વિભાગ જાતે જ જુદા જુદા ઉદ્યમ છે તેને લગતું કલાવિષયક શિક્ષણ હજારો સ્ત્રીઓને ઉદ્યમનું સાધન થાય તેમ છે. શેતરંજીઓ, કામળા, ચિત્રવાળા બુટ્ટાદાર ગલીચા, ટુવાલ, ચાદરો, ટેબલક્લૉથની જાતનાં કપડાં અને ઘરશણગારની ઘણી ચીજોની અસંખ્ય વિવિધ ભાતો જોતાં એમ તરત લાગે છે કે કલાયુક્ત, બુદ્ધિવાળી તથા નવીન કલ્પનાવાળી સ્ત્રીઓ માટે વિશાળ કાર્યક્ષેત્ર ખુલ્લું છે. ઇંગ્લાંડમાં પણ આ કામનો ઘણો ભાગ પુરુષો કરે છે. હિંદુસ્તાનમાં સ્ત્રીઓનો જેટલો હિસ્સો એ કામમાં છે તેમાં ઘણી સુધારણાની જરૂર છે.

ઘર શણગારના સામાન (ફરનીચર) ના નમુના બનાવવાનો તથા તેને લગતું કોતરકામ કરવાનો ધંધો એ કારીગરી શીખેલી સ્ત્રીઓને માટે ઉદ્યોગનું સારૂં સાધન છે. એ એવું કામ છે કે જેમાં હાથ અને મગજ બંને પ્રવૃત્ત રહે છે; અને જેમને કળાઓનો શોખ છે તેમને એ ઉદ્યમ મનોવૃત્તિને અનુરૂપ લાગશે. હાલમાં ઘણુંખરૂં કોતરણીનું કામ સંચાથી થાય છે, તોપણ હાથના કામની વિશેષ કીમત ગણાય છે તથા કળાની કૃતિ તરીકે એ વધારે ચઢીઆતું હોય છે. સામાન મઢવાનું કામ પણ સ્ત્રીઓના હાથને માફક આવે એવો ઉદ્યોગ છે.

ઘર શણગારવાનો ધંધો જરાએ સહેલો નથી. એ ધંધાના સાદામાં સાદા વિભાગ પણ ફત્તેહમંદીથી ચલાવવા માટે ઘણી બાબતો શીખવી પડે છે. પરંતુ એ ધંધો એવો છે કે તેની અસંત વિવિધતાને લીધે તેમાં આકર્ષણ રહેલું છે તથા ધંધો ચલાવવાની શક્તિનો ઉપયોગ કરવાને ક્ષેત્ર મળે છે. ઘરાકોને સારૂં તેમ જ કરકસરથી થાય તેવું કામ જોઇએ છે; તેથી જે સ્ત્રીમાં તીવ્ર વ્યાપારી બુદ્ધિ સાથે કલામય દૃષ્ટિ તથા કારીગરોની પાસે કામ કરાવવાની શક્તિ જોડાએલાં હોય તે ઘરશણગારના ધંધામાં ફત્તેહ પામે છે.

ઘરમાં વપરાતા સામાનની ગાદીઓ વગેરે તથા રાચરચીલું વેચવાનો ધંધો સ્ત્રીઓને ઘણો અનુકૂલ આવે તેવો છે અને ઘર શણગારવાના ધંધાની પેઠે એમાં નિપુણતા મેળવવા માટે અનુભવની જરૂર છે. ફરનીચરની જુદા જુદા પ્રકારની ઢબ તથા તેમાં વખતોવખત થતા ફેરફારથી માહેર થવું જોઇએ તથા પ્રથમ કહ્યું છે તેમ ઉંચા ધોરણ પર કામ ચલાવવા માટે શિલ્પશાસ્ત્રના ઇતિહાસથી વાકેફ થવું જોઇએ. રાચરચીલાની સ્ત્રીવેપારી એ ધંધા જોડે પુરાણા ફરનીચરનો ધંધો પણ કરી શકે. હાલના કારખાનામાં બનેલો તદ્દન નવો કોરો સામાન નહીં પણ વખતના હાથથી સુશોભિત બનેલી ચીજોનો ખપ પણ દિવસે દિવસે વધતો જાય છે. આમાં પૈસા કમાવા માટે ખરેખરી જુની ચીજ ઓળખતાં આવડવી જોઇએ તથા તેને સોંઘી કીંમતમાં ખરીદતાં આવડવું જોઇએ. એ રીતે કેટલાક કોતરકામના કીમતી જુના નમુના, જુનું રૂપાકામ, છાપેલી વસ્તુઓ, સિક્કા, જુની કોરણો (લેસ), નકશીદાર કોઠીકામ, બ્રૉંઝની ચીજો, નકશીકામ વગેરે લઈ મૂકી સારા નફાથી વેચી શકાય. જુના વખતના ફરનીચરને સમારી સાફ કરવાનું કામ એ ધંધાની બહુ નફાવાળી શાખા છે. કેમકે સમારકામ સફાઇથી અને યોગ્ય રીતે કરવામાં આવે તો ઘણી ભારે કીંમત ઉપજે. જુના વખતની ચીજોનો વેપાર શરૂ કરવા માટે સ્ત્રીઓએ તેમાંની એક કે બે ખાસ શાખાઓ જ રાખવી જોઇએ. એથી એ ધંધાની યુક્તિઓ તે શીખી શકે, માલ વેચનાર તથા લેનાર સાથે

કેમ વર્તવું તે આવડે અને વેચાતો લીધેલો સામાન ઝડપથી ઠેકાણે પાડવાની હીકમત શીખાય એમ છે. આવી રીતે બીજી જાતનો માલ ઉમેરતાં જવાથી તમામ હુનર કળાના માલનો વેપાર ચાલુ કરાય. એ ધંધામાં ઘણી દોલત પેદા કરાય એવું છે. આ કામ માટે અમુક ચોકસ જાતનો સ્વભાવ હોવો જરૂરનો છે, તથા માત્ર એક બે કે ત્રણ વર્ષનું શિક્ષણ પુરતું નથી પરંતુ જે શાખાનું કામ કરતાં હોય તેના માલના કળાની કૃતિઓ તરીકેના મૂલ્યનો નિરંતર ચાલુ અભ્યાસ કરવો જોઇએ. આમાં પણ ઘણાં જણ એકઠાં થઇને કામ કરી શકે, અને જેને જે બાબતનું ખાસ જ્ઞાન હોય તે વિભાગ તેને સોંપવાની પદ્ધતિ દાખલ કરવા લાયક છે. હુંનરકળાની ચીજો વેચનાર સ્ત્રી ઘણી રીતે કામ કરી શકે. પ્રથમ માલ વેચાતો લઈ નફાથી વેચે; અગર કારીગરોનો માલ એમને એમ રાખી દલાલી લઈ વેચે; અથવા માલ લેનાર સાથે ઓળખાણ પડેલું હોય તેથી તેમના દરેકના શોખને બરનો માલ વરદીથી બનાવડાવે. આ ધંધામાં બારીક પરીક્ષક બુદ્ધિ વિના બીલકુલ ચાલે તેમ જ નથી એ તરત સમજાય એવું છે; પરંતુ એવી ચીજો સંગ્રહ કરવાનો સ્વભાવ હોય તેવાંને એ ધંધો પોતાની વૃત્તિને ઘણો અનુકૂલ પડે તેવો છે, તથા ઘણીવાર મનોરંજક થઇ પડે છે. ઘરને લગતી બીજી કલાવિષયક બાબતો પેઠે આમાં પણ ધંધામાં કુશળ મગજ તથા સૌન્દર્યનો શોખ એ બેની જરૂર પડે છે. નાણાંનું ભંડોળ તો મુખ્ય આવશ્યક વસ્તુ છે, પરંતુ ગુજરાન પુરતું મેળવવા માટે મોટા પાયા પર વેપાર ચલાવવાની જરૂર પડતી નથી. નાનું ખાતું હોય તોપણ સારો નફો મેળવી શકાય છે. મનના એક શોખ તરીકે એ કામ કરી શકાય તથા પૈસાનો નફો થાય તો ચાલુ રાખી શકાય.

ઘરના શણગાર પરથી રસોઇના ઓછા કલામય વિભાગ તરફ નજર કરીએ તો, આપણી સમક્ષ વિચિત્ર હકીકત આવે છે; તે એ છે કે સ્ત્રીઓ પોતાના જીવનનો મોટો ભાગ રસોડામાં ગાળે છે તે છતાં પુરુષો જે ઘરકામના એ વિભાગનાં ઘણાંખરાં જુદાં જુદાં કામથી અજ્ઞાન હોય છે તેઓ એ કામ કરવા માટે નવી નવી હીકમ-

તેની કલ્પના કરે છે. આમાં સ્ત્રીઓનો જ દોષ હોવો જોઇએ. નવી શોધ કરવાની વૃત્તિ સ્ત્રીઓમાં હજી ઝાઝી જણાઈ નથી. પરંતુ એ વિષય વિચાર કરવા જેવો છે. જે માણસે પેનસીલને છેડે પતરાની ભૂંગળી કરી તેમાં રબર ખોસવાનું પ્રથમ શોધી કાઢ્યું હતું તેણે અઢળક ધન મેળવ્યું. જે કોઈ ચતુર ગૃહિણી મહેનત બચાવે તેવી નાની નાની કરામત શોધી શકે–જે સાદી હોય પરંતુ કોઇએ અગાઉ વાપરી ન હોય–તેના ભાગ્યમાં ધનપ્રાપ્તિ હજી સરજાએલી છે.

ઘર શણગારવાના ધંધા સાથે ઘરનો સરસામાન ફેરવવાનું ખાતું રાખી શકાય, તથા તેમાં અનુભવથી અનુકૂલ પડે તેવા બીજા વિભાગ દાખલ કરી શકાય. ઘરને લગતી સામગ્રીની સર્વ ચીજો વેચવાનું ખાતું સ્ત્રીઓ કાઢવા ઇચ્છે તો તેઓ પોતાના ખાનગી ધંધા તરીકે તે કરે અથવા ઇંગ્લાંડની એવી સોસાઇટીઓ જે 'કોઓપરેટીવ યુનીઅન' સાથે જોડાએલી હોય છે. તેની પેઠે 'કોઓપરેટીવ સ્ટોર' ના ધોરણ પર રાખે; ઇંગ્લાંડનાં એવાં 'કોઓપરેટીવ યુનીઅન'માં એવી ગોઠવણ હોય છે કે તેમાં પ્રથમથી નક્કી કરેલા વ્યાજના શેર હોય છે અને જે ચોખો નફો રહે તેમાંથી ત્યાં કામ કરનારને બક્ષીસ આપવા જેટલાં તથા અનામત મૂકવા માટેનાં નાણાં કાઢી લઇ બાકીનાની એ યુનીઅનના મેંબરોને તથા દુકાનના ઘરાકોને તેમણે ખરીદી કરી હોય તેના પ્રમાણમાં વહેંચણી કરવી.

આગળ કહ્યા તે ધંધાની સાથે ઘરના અથવા મિલકતોના આડતીઆનું કામ સ્ત્રીઓ માટેના ધંધામાં ગણાવી શકાય. આ ધંધો હજી ઇંગ્લાંડમાં પણ સ્ત્રીઓએ કરવા માંડયો નથી, પરંતુ તેમાં હિંદુસ્તાનની સ્ત્રીઓની ચતુરાઈ તથા બુદ્ધિના ઉપયોગ માટે ઘણો સારો અવકાશ છે. અને ઘરના અંદરના વ્યવહારનું તેમનું જ્ઞાન એમાં ખપમાં આવે તેવો એ ધંધો નિ:સંદેહ છે. એની પ્રથમ શાખા–ઘરભાડું ઉઘરાવવાનું કામ–તેમાં અનુભવ મેળવવા માટે સ્ત્રીઓને પુરુષો જોડે કામ કરવું જોઇએ. ભાડું દરેક મહીને ઉઘરાવાય છે, તેની બરાબર તપાસ રાખવી જોઇએ. નવાં ભાડુત પસંદ કરવાં જોઇએ, જુનાંને

કાઢવાં જોઇએ, ઘરની મરામત બરોબર કરવી જોઇએ, ઘરધણીના કરવેરા ભરવા જોઇએ તથા મીલકતને લગતા તમામ કાયદા સંભાળવા જોઇએ. આ કામ સારી રીતે કરી શકવા માટે તે કરનાર સ્ત્રીને ઘરની કીંમત વગેરેની આંકણીનું કામ, નામું, ઘર અને એવી મીલકત સંબંધી કાયદા–મુખ્યત્વે મીલકતના વેચાણને લગતા, ઘર તથા જમીન પટે આપવા સંબંધી, ઘરધણી તથા ભાડુતના કરાર સંબંધીએ સર્વેનું જ્ઞાન હોવું જોઇએ. ઘર તથા મીલકતોનું તેણે નોંધપત્રક કરવું જોઇએ; જરૂર પડ્યે ઘરના સમારકામની વેપારીની નજરથી બરોબર તપાસ રાખી શકવા માટે ઘરના બાંધકામ તથા શણગાર સંબંધી તેને માહિતી હોવી જોઇએ; ઘરનાં રાચરચીલાં તથા તેમાં જે જે સગવડોની ગોઠવણ હોય તેની કીંમતથી તેણે વાકેફ રહેવું જોઇએ. સરસામાન તથા રાચરચીલા સાથે ઘર ભાડે આપવાનું હોય તેમાંના કાંઈ સામાનને ભાડુતથી નુકસાન થાય તેની કીંમત જાણવા માટે એ બધું અગત્યનું છે.

ભાડું ઉઘરાવવાના કામમાં કેળવાએલી સ્ત્રીને નિવાસ તથા તનદુરસ્તીને લગતા ઘણા સુધારા કરવાનો પ્રસંગ મળે તેમ છે. કોઈ મોટી મીલકતનો વહીવટ તેના હાથમાં હોય તો તે સ્ત્રી તેમાં પોતાના વિજ્ઞાન સંબંધી તથા આરોગ્યવિદ્યા સંબંધી જ્ઞાનનો ઉપયોગ કરી શકે; અને જે ભાડુતો ગરીબ વર્ગના હોય તેમના પરિચયમાં આવી સ્વચ્છતાના નિયમો તેમને સમજાવે. આ માટે આરોગ્યવિદ્યાનો અભ્યાસ ઘણો ઉપયોગી થાય તેમ છે, અને હાલના વખતમાં તો શરીરસુખાકારીને લગતી યુક્તિવાળી ગોઠવણોની ઘણી માહિતી ચોપડીઓ તથા ચોપાનીઆમાંથી મળી શકે છે.

આ ધંધાનો દેખાઇતો જ ફાયદો એ છે કે તે શરૂ કરવા માટે પ્રથમથી નાણાંની જરૂર પડતી નથી. ધંધો ચલાવવાની વાકેફગીરી તથા ઘરાક સાથે કળથી કામ લેવાની આવડ એ આ ધંધાની મુખ્ય જરૂરીઆતો છે. હિંદુસ્તાનમાં જે સ્ત્રીગ્રેજ્યુએટો છે તેમને બધાંને શિક્ષક અગર કંપેનીઅનની જગાઓ મળે તેમ નથી. આપણા પડદાના રિવાજવાળા દેશમાં યુનીવર્સીટીનું શિક્ષણ પામેલી સ્ત્રીઓ એ

દિશામાં તેમની શક્તિનો ઉપયોગ કરી શકે તેમ છે. કલકત્તામાં લગ્નનાં કોટાં કરનાર પુરુષની (Ghatak)ની જગાએ પડદાનો લાભ લેઈ હવે એ કામ અભણ સ્ત્રીઓ કરે છે. અને તેમણે પુરુષોને એ ધંધામાંથી હાંકી કાઢ્યા છે. હિંદના એ મુખ્ય શહેરમાં સૈકાંઓથી કામદેવના આડતીઆ તરીકે માત્ર પુરુષોનો હક હતો ત્યાં વીસ વર્ષથી વધારે ભાગે સ્ત્રીકોટાં કરનાર (Ghataki) ઘણા લગ્નસંબંધ જોડી આપવાનું કામ કરે છે. આ એટલું તો સિદ્ધ કરે છે કે કામ કરનાર સ્ત્રીઓને પડદા પાછળ જાતજાતનાં કામ કરવાનો પ્રસંગ જડે તેમ છે.

## પ્રકરણ ૫ મું.

### હુંનરકળા.

"કલાવિધાયકના જીવનમાં કોઈ પણ કલાક એવો ન હોય કે તેમાં તેને આનંદ ન મળે. પોષણને માટે કરવા પડતા કોઇ પણ ધંધામાં મનુષ્યને આવી આનંદમય સરતો હોતી નથી. ધારો કે તેમાં થોડી કમાણી છે; એમાં કાંઈ પણ કમાણી હોય એ જ નવાઈ જેવું છે. બીજાં મનુષ્યો પૈસા ખરચીને–ઘણા પૈસા ખરચીને–પોતાને ઇષ્ટ આનંદ પ્રાપ્ત કરે છે."

આર. એલ. સ્ટીવન્સન લલિત કલાઓ સંબંધે ઉપર પ્રમાણે લખે છે, પરંતુ એમનાં વચન બીજા ઉદ્યમોને પણ લાગુ પડે છે. જે કામમાં કલાકૌશલ્ય પ્રવેશ પામી શકે છે તે સર્વ માટે એ વચન સત્ય છે. જે સ્ત્રીઓ હુંનરકળાનો ધંધા તરીકે ઉપયોગ કરે તેમણે સ્ત્રીજાતિને આવા ઉદ્યમમાં જે નજીવું દામ મળે છે તે સારી રીતે વધે તે બાબતમાં ધ્યાન આપવું જોઇએ. આ અતિ વ્યવસાયી જમાનામાં યંત્રો તથા વિજ્ઞાનના પ્રબળથી સૌન્દર્ય, અદ્‌ભુતતા, અને મનોભાવ બાજુએ જઈ પડ્યાં છે, તેવા વખતમાં હસ્તકૃત હુંનરકળામાં જોઈતી ચોકસાઈવાળી કારીગરી માટે વખત મળે જ નહીં એમ કોઈ ધારે.

છતાં એમ માલમ પડયું છે કે ઉત્તમ પ્રતના હસ્તકૃત માલ, નાજુક
રણો, સુંદર મીનાકારી કામ તથા ઝવેરાતનું કામ, અથવા લાકડા-
ર કોતરણી કરનારના ઉત્કૃષ્ટ નમુનાની ખરેખરી ખપત છે. તે
ાવાય આવી કારીગરીઓને ઉત્તેજન આપવું જોઇએ. કેમકે એવાં
મમાં કલાની વૃત્તિ બહાર પડે છે અને હુંનરકળાનું કામ કરનાર
ને-પોતાના કુશળ હાથ નીચેથી નમુનો નીકળતાં તેની આકૃતિ
ા સુંદરતા જોઈ, કચ્છ તથા કટકના કારીગરોને તેમના દક્ષ હસ્તની
તે બતાવતાં થાય તેવો જ ભારે આનંદ થશે. કારલાઇલ કહે છે
"આપણા વખતમાં ખરૂં વીરરસકાવ્ય મનુષ્યો અને શસ્ત્રોમાં
ીં પરંતુ મનુષ્યો અને ઓજારમાં છે." આ વચનનો વિસ્તાર કરી
મે એમ કહીએ છીએ કે "ઓજારો તથા સ્ત્રીઓમાં છે" કેમકે
ાજકાલ ઘણા હુંનર એવા છે કે જેમાં કલાનિપુણ સ્ત્રીઓ પોતાની
કેત વાપરે તો એમાં પડતા પરિશ્રમ સાથે પોતાના મગજની
પનાનું મૂર્તસ્વરૂપ નજર આગળ આવતાં જે વિશેષ આનંદ સ-
નકલાવિધાયકના સદ્દભાગ્યમાં હોય છે તેનો અનુભવ તેઓ કરે.
નું, રૂપું, ત્રાંબું તથા પીત્તળ એ ધાતુઓનું હિંદુસ્તાનનું હુંનર
મ એ કારીગરીઓમાં મુખ્ય છે. પરંતુ "જે ઘણી કળાઓના
ટડા ભરવા જાય તે એકેનું પાન કરી શકતો નથી" એ કહેવત
સુંદર વસ્તુઓ બની શકે એવી એટલી બધી ધાતુઓ છે કે
કાદ ધાતુ-દાખલા તરીકે રૂપું કે પીત્તળ-નું કામ કરવાનો ખાસ
ભ્યાસ કરવો જોઇએ. એવા કામ માટે કળાની વૃત્તિ, નમુના બના-
ાની તથા ઘાટ ઉતારવાની શકિત, તથા હાથની ચતુરાઈ એટલા
ાુની જરૂર છે. સફાઇદાર કામ ન કરી શકે તેને ફત્તેહ મળવાનો સંભવ
ી. ધાતુ પરની નકસીના નાજુક કામમાં તેમ જ ઝવેરાતના નકશીકા-
ાં સ્ત્રીઓનાં નાજુક આંગળાંને કામ કરવા લાયક મોટું ક્ષેત્ર છે. આ
ષયમાં નામના કાઢવી હોય તેમણે પોતાના કામની કારીગરીના
ર નમુનાનો અભ્યાસ કરવા ચૂકવું ન જોઇએ. એથી વ
તાં ઉત્તમ કારીગરીનું તત્ત્વ તેમની કૃતિઓમાં અદૃશ્ય રીતે એ
ાહ દાખલ કરી શકશે. દરરોજના વપરાશની ચીજોના બાર

કામની સુંદરતા આપણને ચાલુ આનંદ આપે છે. ખરેખરી કલા-વિધાનની શક્તિવાળાં આવી કારીગરીનાં કામ કરે તો હલકું ગણાય એવો વખત હવે ગયો છે. હવે તો બીજા કે ત્રીજા વર્ગનું ઉતરતું ચિત્ર કાઢવા કરતાં સારો વ્યવહારોપયોગી નવો નમુનો બનાવવો એ વધારે સારૂં ગણાય છે. માત્ર શોભાની વસ્તુઓ નહિં પરંતુ ઉપયોગની ચીજો બનાવવાના શોખ તરફ જેમનું વલણ હોય તેમને માટે ઘરને લગતી પુષ્કળ ચીજો બનાવવાનું કામ મળે તેમ છે. નામની તખતીઓ, બારણાંના હાથા, કોતરેલી છાજલીઓ, એ વગેરે જાતનાં કામ તેઓ કરી શકે, અને એવાં કામમાં તેમને માત્ર સંચાની પેઠે કામ કરવાની મહેનત ન લાગતાં ખરેખરો રસ પડશે તથા તે આકર્ષક લાગશે. અહીંના રાજા રજવાડા કરતાં પણ યુરોપ અને અમેરિકાના ગ્રાહકો હિંદની કારીગરીની કીંમત ઘણી આપે છે તો હવે હિંદુસ્તાનની બહાર માલ મોકલનાર વેપારીઓએ પશ્ચિમની જરૂરીઆતો તરફ લક્ષ આપવું ઘટે છે.

ધાતુઓના કારીગરીવાળા કામના દરેક વિભાગ સંબંધી વિગતવાર લખતાં ઘણું લંબાણ થઇ જાય, માટે હિંદુસ્તાનમાં પ્રાચીન સમયથી ચાલતો આવેલો હોવાથી હિંદુસ્તાનની સ્ત્રીઓને ખાસ કરીને આકર્ષક લાગે તેવો એક હુંનર–મીનાકારી કામનો–તે વિષે કાંઇક કહીશું. આ ચિત્તાકર્ષક હુંનરની ખીલવણીમાં ઈરાન તથા જાપાન પણ શ્રેષ્ઠ પંક્તિએ છે; રોમનોમાં પણ તે હુંનર પ્રચલિત હતો, અને મધ્ય યુગમાં યુરોપમાં તે ઉચ્ચતમ પરિપૂર્ણતાએ પહોંચ્યો હતો. છેલ્લાં કેટલાંક વર્ષથી ઈંગ્લાંડમાં એ કારીગરી ફરી સજીવન કરવામાં આવી છે અને ઘરેણાંમાં તથા ચમચા, કુસુમપાત્રો અને બીજાં શોભાનાં પાત્રો, દાબડીઓ, દેવળને લગતા અલંકાર વગેરેને સુશોભિત કરવાના કામમાં એ હુંનરનું કામ અતિશય લોકપ્રિય થયું છે. એમાં રંગના સૌન્દર્યને લીધે તે કામ કરવું ખાસ કરીને ખુશકારક લાગે છે. હીરામાણેક વગેરે નંગનાં કામ કરતાં મીનાકારી કામમાં મનગમતા જુદા જુદા ઘાટ કરી શકાય છે તેથી હાલના ઝવેરાતમાં ઘણુંખરૂં જે ચાલતા આવેલા

ઘાટ હોય છે તેના કરતાં મીનાના કામમાં નવીનતા વધારે આવવાનો અવકાશ રહે છે.

મીનો કાચનો બનાવવામાં આવે છે તથા તેમાં ધાતુઓના જંગાલના મિશ્રણથી વિવિધ રંગ થાય છે. મીનો પ્રથમ સ્થિતિમાં રંગેલા કાચના ગઠ્ઠા જેવો દેખાય છે. પહેલાં તેને પાણી સાથે ખલમાં વાટવામાં આવે છે; આથી ત્રાંબું, રૂપું, સોનું, જે ધાતુપર તે ચઢાવવો હોય તે પર પીછી વતી તે લગાડવું સહેલું પડે છે. ધાતુને પ્રથમ ખટાશ ( આસીડ ) માં અને પછીથી પાણીમાં ધોવી પડે છે, તે પછી મીનાનું પડ તે પર ચઢાવાય છે અને તે ચઢાવેલી ચીજને ભઠ્ઠીમાં મુકવામાં આવે છે, તેથી એ પડ મળી જાય છે તથા ધાતુપર ચ્હોટી રહે છે. તાપમાં રાખવા માટે બધાનો વખત એક સરખો નથી; તાપની અસરથી રંગ બદલાય છે, અને મૂળ ધાતુ સોનું, રૂપું કે ત્રાંબું હોય તે તે પ્રમાણે જુદા જુદા ફેરફાર થાય છે. કેટલાક મીના પારદર્શક હોય છે અને કેટલાક તેવા નથી હોતા. 'ક્લૉઇસને' નામના જાપાનીસ મીનાકામમાં જુદા જુદા રંગ બને છે, અને એવી રચના હોય છે કે બારીક સોનાના વાળાથી એ દરેક રંગનો વિભાગ જુદો પાડવામાં આવેલો હોય છે. મીનાકારી કામ કરવાની બીજી અનેક પદ્ધતિઓ છે. એક જાતનું કામ થાય છે, તેમાં આકૃતિ ધાતુમાં ઉંડી કોરેલી હોય છે તેથી ધાતુની ઉંચી રહેલી કીનારીને લીધે રંગ જુદા રહી શકે છે. બીજી એક જાતનું કામ હોય છે તેમાં પહેલો ત્રાંબાનું પડ નીચે રાખી મીનો ચઢાવાય છે અને રંગ જુદા પાડવા માટે રૂપાની રેખાઓ કાઢવામાં આવેલી હોય છે; ભઠ્ઠીમાં નાંખ્યા પછી મીનો સખત થાય એટલે નીચેથી ત્રાંબું કાઢી લેવામાં આવે છે અને એકલું મીનાકારી કામ રહે છે. આ પદ્ધતિથી જે કામ થાય છે તે મીનાકામમાં ઉત્કૃષ્ટ પ્રતનું જણાય છે અને તેને 'એપ્લીક આ જુર' કહેવાય છે.

પુસ્તકો બાંધવાના કામમાં કામ કરવાની કુશળતા તથા કારીગરી સારેની બુદ્ધિની જરૂર પડે છે. તેમાં ચિત્રકામની તથા અટકળથી નમુના બનાવવાના કામની આવડત જોઇએ છીએ. તે સાથે જો કોઈ સ્ત્રી એકલી પુસ્તક બાંધવાનું કામ કરવા ઇચ્છતી હોય તો થોડાંક

પણ જરૂર પડે છે. આ મનને રૂચે તેવા ધંધામાં હાલ તો ઘણું કમાવાનો સંભવ નથી અને ઉત્તમ પ્રકારનું કામ કરવા સારૂ ધીરજથી ઘણો પરિશ્રમ કરવો પડે છે. પુંઠાપર ચામડાના થોડા કામવાળી, વિશેષ સુંદરતાવાળી બાંધણીના સારા પૈસા મળે છે તેથી સાધારણ પુસ્તક બાંધવાનું નહીં પણ એવા ઉંચા પ્રકારની બાંધણીનું કામ કરવાની સ્ત્રીઓને ભલામણ કરવામાં આવે છે. ધંધા તરીકે એમાં સફળતા મેળવવા માટે એ ધંધાને લગતું કામ આપનારનું ઓળખાણ પહેલું પાડવું જોઇએ. ખાનગી ગૃહસ્થોને શ્રેષ્ઠ બાંધણીના અનેક નમુનાઓ પોતાનો હુન્નર દર્શાવવા દેખાડવા જોઇએ. એ કામ શીખવા સારૂ એક વર્ષની મુદત જોઇએ છે. આ ધંધો મુખ્યત્વે પુરુષો જ કરે છે તેથી જો સ્ત્રીઓને તેમની સાથે રહીને એ કરવો હશે તો તે માટે પ્રયાસ કરવાની જરૂર પડશે. ચોપડીઓ બાંધવાનો ધંધો કરનાર સાહસિક સ્ત્રીઓ ખાસ કરીને હિંદુ તથા મુસલમાનોનાં પવિત્ર શાસ્ત્રનાં પુસ્તકો બાંધવાનું કામ કરે તો સારી રીતે બની શકે તેમ છે. અમારા હિંદુ વાંચનારાને જણાવવાની જરૂર નથી કે હિંદુઓનાં પવિત્ર પુસ્તકો બાંધવામાં કેટલાક પ્રકારનાં મૃગચર્મ સિવાય કોઇ પણ ચામડું વાપરવાની જરૂર નથી. મુસલમાનોનાં ધર્મ સંબંધી પુસ્તકો બાંધવાંમાં તે લોકોની ધર્મની લાગણીઓનો અભ્યાસ કરવો જોઇએ. હિંદુસ્તાનના લોકની ધર્મની લાગણી સાચવે તેવાં પુસ્તક બાંધવાનાં ખાતાંના અભાવને લીધે કેટલા બધા સંસ્કૃત તથા અરબી હસ્તલેખ હિંદુસ્તાનના બધા ભાગમાં હાલમાં બાંધ્યા વગરના પડી રહ્યા છે.

કોરણો (લેસ) બનાવવાનો ઉદ્યોગ એવો છે કે ખરા કારીગરની મદદ વગર ગરીબ લોકો એકલાં જ ચલાવે તો તે કામની તરેહ અને સફાઇ બંને ઉતરતા પ્રકારનાં થતાં જાય એમ છે. તેથી એ ધંધામાં હાલના સમયના લક્ષણ રૂપ બનતા 'કોઓપરેશન'-નો એમાં પુષ્કળ અવકાશ રહે છે. કોઇ શિક્ષણ પામેલી સ્ત્રીને લેસ બનાવવાનો હુંનર આવડતો હોય તો તે નાણાંના ભંડોળ વડે ગામ અગર જીલ્લામાં છુટા છુટા વસનારા કારીગરોના પરિચયમાં

આવે, માલ ઉઘરાવવા માટે સ્થાનિક આડતીઆ અથવા બધે ફરીને માલ વેચાતો રાખનારા નીમે તથા માલને ઠેકાણે પાડવા સારૂ મુખ્ય ભંડાર રાખી શકે. આ ગોઠવણ માટે નાણાં જોઇએ, કારણ કે બનાવવા માંડેલો માલ તૈયાર થતે વખત લાગે અને દરમીયાન કારીગરને પૈસા તો આપવા જ પડે. આ ધંધો માથે લેનાર સ્ત્રીને વ્યવસ્થાપૂર્વક કામ કરવાની પદ્ધતિ ઉપરાંત બીજી ઘણી બાબતો પર લક્ષ આપવાની જરૂર પડે છે. ફીનારીઓ (લેસ)ની તરેહ તથા તેની કારીગરી જોઇએ તેવા પ્રકારની રહે તે માટે એ ધંધો કરનાર સ્ત્રીને કામ શીખવવાના વર્ગ સ્થાપવા પડે; જુની તરેહ પાછી ચાલુ કરવી પડે તથા નવી કાઢવી પડે; માલની કીમતનો અગાઉથી અડસટ્ટો કાઢવા માટે તથા વેચવા મોકલેલા નમુનાની કીમત કરવા માટે લેસના બજારભાવ વગેરેની ખબર તેને હોવી જોઈએ. ખેતીના ઉદ્યમવાળા જીલ્લાઓમાં ગરીબ વર્ગમાં લેસ બનાવતાં શીખવવામાં આવે તો તેવા લોકની આવકમાં વધારો થાય. અસ્વચ્છ કામ કોઈ લે નહીં તેથી લેસ બનાવવા સાથે ઘરની સ્વચ્છતા સંબંધી કાંઈ સુધારો થાય એમ છે. એ કામમાં નાનપણથી મહાવરો હોવાની જરૂર છે, અને કામની ઝડપનો હુંનર આવડવા સારૂ બાળપણથી શીખવું જોઇએ. પરંતુ કારીગરોને કાંઇક ખરેખરો ફાયદો થાય તે સારૂ તો સુવ્યવસ્થિત કાર્યપદ્ધતિ જ આવશ્યક છે. થોડાં નાણાંના ભંડોળવાળી જો કોઇ સ્ત્રી આ ઉદ્યમની યોજના કરે તો તે વડે તે પોતે સુખથી રહે એટલું પેદા કરી શકે, અને તે ઉપરાંત દૂર વસેલી નિર્ધન સ્ત્રીઓ—જેમને પોતાનો માલ કયાં ખપાવવો તે ખબર નથી તેઓ—ને ઘણો ફાયદો કરી આપે.

વળી માટીનાં વાસણ બનાવવાનો ધંધો એક બીજો ઉદ્યમ છે, અને તેમાં નફો મેળવે તેવી વ્યવસ્થા સ્ત્રીઓ કરી શકે તેમ છે. જે જીલ્લાઓમાં જોઇતી માટી જથાબંધ મળી શકતી હોય ત્યાં સ્ત્રીઓ મોટા પાયાપર વાસણ બનાવવાનું કારખાનું કાઢે; રસોઇ કરવાનાં માટીનાં વાસણ, ફુલ મુકવાનાં વાસણ, શોભાની વસ્તુઓ અને બીજી ઘણી

ચીજો માટીની ગરીબડી પણ ઉપયોગી તેઓ બનાવી શકે. ઈંગ્લાંડના ડોરસેટ પરગણામાં લેડી એકરે બીજા ઉદ્યોગોની સાથે માટીનાં વાસણ બનાવવાની 'કોઓપરેટીવ' યોજના ચાલુ કરી છે. એ ઉદ્યમ પોતાની મેળે ચાલી શકે એવી સ્થિતિમાં આવશે એટલે લેડી એકરનો વિચાર એવો છે કે નફામાંથી પંચોતેર ટકા અનામત રાખી એ જ ઉદ્યમની ઉન્નતિ ખાતે વાપરવા અને બાકીના પચીસ ટકા કારીગરોને વહેંચી આપવા. હાલના સમયમાં નવા પ્રયોગોથી જુદી જુદી ક્રિયાઓ શોધી કાઢી તે વેચવાના ખાસ હક (પેટન્ટ) મેળવી પેદાશનાં સારાં સાધન કરી શકાય.

ગામડાની અને ચઢીઆતા વર્ગની સ્ત્રીઓ 'કોઓપરેશન' થી ખીલવી શકે તેવો વળી એક હુંનર વણવાનો છે. ઈંગ્લાંડમાં વણવાનો હુંનર સ્ત્રીઓને શીખવવાની શાળાઓ છે, અને એ યોજનાથી ઝુંપડાંમાં વસતી નિર્ધન સ્ત્રીઓને તથા સારી સ્થિતિની સ્ત્રીઓ, જે પૈસા સંબંધી ખરાબ હાલતમાં આવી ગઈ હોય અને જેઓ વધારે કામ કરી આવક વધારવા ઇચ્છતી હોય તેમને શિક્ષણ મળે એવી આશા રાખવામાં આવે છે. વળી બહેરાં મુગાંઓને પણ એ યોજનાથી એ હુંનર શીખવવાની ધારણા છે. વણવાનો હુંનર બહેરાં મુગાંને આનંદ ઉપજાવે તેવો તથા લાભકારક છે. બનુસ, કામળા વગેરે બનાવવાનો હુંનર સ્ત્રીઓને અનુકૂળ પડે તેવો છે અને રેશમનું વણતર (ઉંચી પ્રતનું રેશમી કાપડ, સાટીન, મુખમલ વગેરે તૈયાર કરવાનું) એ એવો કારીગરીવાળો ધંધો છે કે તે કામ કરવા માટે સ્ત્રીકારીગરો તથા ઉંચા વર્ગની સ્ત્રીઓ સારી રીતે લાયક છે. આ બધા હુંનરમાં એ વાત મુખ્ય જરૂરની છે કે એ સર્વના પ્રથમના નમુના બનાવવાનું કામ શિક્ષણ પામેલી અને કળા જાણનાર સ્ત્રીઓના હાથમાં રાખવું જોઇએ, નહીં તો માલ ઉતરતા પ્રકારનો થતો જશે અને કારીગરીના દૃષ્ટિબિન્દુથી મૂલ્યહીન ગણાશે.

ગામડાંના વાસીઓમાં વણવાના અને તેને મળતા હુંનર માટેનો શોખ જાગૃત કરવા માટે, ઈંગ્લાંડનાં સુવ્યસ્થિત મંડળો કેવું કામ

કરે છે તે જોવા સારૂ દેશ છોડી ત્યાં જવાની સુભાગ્યે આપણી સ્ત્રીઓને જરૂર નથી; કારણ કે એ હેતુથી તથા ગરીબ વર્ગમાં ઉદ્યોગોની વૃદ્ધિ કરવાના હેતુથી હિંદુસ્તાનમાં મુક્તિફોજવાળાઓએ કેટલાક પ્રયાસ કર્યા છે. 'ધ ટાઇમ્સ ઓફ ઇન્ડિઆ' (જુન ૧૦, ૧૯૧૧) માં હાથની સાળથી કામ કરનાર વણકરોમાં મુક્તિફોજના કામને લગતો નીચેનો પેરેગ્રાફ છે તે પરથી જણાય છે કે એ લોકોએ હાથની સાળ બનાવવાનું એક કારખાનું સ્થાપ્યું છે તથા વણતાં શીખવવાની શાળાઓ ચાલતી કરી છે અને રેશમી કાપડ બનાવવાને ઉત્તેજન આપવા સારૂ રેશમનાં કીડા ઉછેરવાનાં ચાર ખેતરો કર્યાં છે.

" આ વર્ગ (હાથની સાળથી વણનાર) ની સંખ્યા ૧૧,૦૦૦,૦૦૦ ની છે અને એ વર્ગ ખેડુતો કરતાં સહેજ જ ઉતરતી અગત્યનો છે. મીલોમાં બનેલા તથા પરદેશી માલની હરીફાઇને લીધે વણકર વર્ગ જે પહેલાં આબાદાનીમાં હતો તે ધીમે ધીમે પડી ભાગી પ્રમાણમાં નિર્ધન થઇ ગયો છે. છેલ્લાં પાંચ ૭ વર્ષથી મુક્તિફોજ તરફથી એક યોજના શરૂ કરવામાં આવી છે અને એનાથી એ વર્ગમાં આશા અને વિશ્વાસ સજીવન થયાં છે. મુક્તિફોજના એક અમલદારે એક જાતની હાથની સાળની શોધ કરી છે તેનાથી ઝીણામાં ઝીણા તથા જાડામાં જાડા નંબરનું સુતર, રેશમ, તથા ઊન વણી શકાય છે અને તેની ઝડપ યાંત્રિક બળથી ચાલતી સાળ કરતાં કાંઈ પણ ઓછી નથી તથા તે સાથે એની રચના ઘણી જ સાદી છે. આ જાતની આશરે ૮૦૦૦ સાળ બનાવીને તેમણે વેચી છે અને એ દિવસે દિવસે લોકપ્રિય થતી જાય છે. મુખ્ય મુખ્ય પ્રદર્શનોમાં તે સાળ માટે સોનાના તથા રૂપાના ચાંદો મળે છે અને થોડા વખત પર યુરોપમાં એને માટે 'પેટન્ટ' લીધું છે. વળી તાણો બનાવવાના સંચા પણ બનાવ્યા છે અને તે એ વર્ગ ખરીદી શકે તેવી કીંમતના છે. વણવાની શાળાઓ સ્થાપવામાં આવી છે અને વણવાનું કામ શિખવનાર શિક્ષકો તૈયાર કરવામાં આવે છે તેઓને સુધરેલી સાળ અને નવી પદ્ધતિ શીખવવા મોકલવામાં આવે છે.

"મી. બુથ ટકરનો અભિપ્રાય એવો છે કે આ વણકરો યાંત્રિક બળથી ચાલતી સાળ તથા મીલોની હરીફાઈ ફત્તેહમંદીથી કાયમને માટે કરી શકશે તેનાં પાંચ કારણ છેઃ—(૧) તે વણકર પાસે પોતાના કુટુંબના જ મજુરો હોય છે તેથી તેમને પૈસા આપવા પડતા નથી. (૨) ઘણી પેઢીથી પ્રાપ્ત કરેલો કસબ તેની પાસે હોય છે. (૩) તે કરકસરીઓ હોય છે અને તેને ખર્ચ જુજ હોય છે. (૪) "કોઑપરેટીવ ક્રેડીટ સોસાઇટી" જેવાં પરસ્પર નાણાંની સહાય કરનારાં મંડળ તરફથી તેને નાણાં મળી શકે છે તથા (૫) એવાં મંડળ તેને માટે સસ્તામાં સસ્તે ભાવે સુતર ખરીદી તેનો માલ મોંઘામાં મોંઘે ભાવે વેચી આપે છે.

"પરંતુ હાથની સાળથી વણનાર વણકરોને માટે સુધારેલી સાળ તથા સુધરેલી પદ્ધતિ દાખલ કરી તેમને ગુજરાન માટેના પ્રયાસમાં સહાયતા કરવા ઉપરાંત મુક્તિફોજવાળા એ લોકોને તેમજ બીજી નીચ ગણાતી કોમોને ઘરમાં રહીને કરવાના નફાવાળા બીજા ઉદ્યમો બતાવે છે; તેમાં રેશમના કીડા ઉછેરવાનો, રેશમ ઉકેલી વીંટવાનો, રેશમ વણવાનો, અને ખેતીવાડીની જે વસ્તુઓ એ કીડાને પોષણ માટે જરૂરની છે તે પેદા કરવાના ઉદ્યમ છે. એમની સ્વાભાવિક ટેવોને લીધે તેઓ બહુ સારી રીતે એ ધંધા કરવાને લાયક છે. જે ધંધો ચીન તથા જાપાનને અતિશય સમૃદ્ધિનું સાધન થઈ પડયો છે અને હિંદુસ્તાનમાં કેટલાંક વર્ષથી પડી ભાગ્યો છે તેને વધારવા તથા તેને ઉત્તેજન આપવા સારૂ મુક્તિફોજવાળા ચાલુ પ્રયાસ કરે છે."

મુક્તિફોજની યોજનાની પદ્ધતિપૂર્વક વ્યવસ્થા તથા ગામડાના લોકોમાં ઉદ્યમ વધારવાના પ્રયત્ન અંગ્રેજો તથા હિંદુસ્તાનના લોકો એકત્ર થઇને કરે છે તે ઉપરથી હિંદુસ્તાનની સ્ત્રીઓને સૂચના મળે તેમ છે. એ સ્ત્રીઓમાંથી ઘણીકને લાગતું હોવું જોઇએ કે તેઓ પાસે પુષ્કળ વખત અને પૈસા છે, અને અમે આશા રાખીએ છીએ કે આવાં શુભ કાર્યો કરવાની વૃત્તિ પણ છે. ઘણી વેળા મુક્તિ-

ફોજની સહાયતાથી ગામડાના કામ કરનાર લોકો પોતાનાં નાનાં ઝુંપડાંમાં પોતાના કુટુંબનું પોષણ કરી શકે છે; અને તે સહાયતા ન હોત તો સ્થાનિક રોજગારના અભાવને લીધે તેઓના કુટુંબને વિખેરાઈ જવું પડત. વણવાના હુંનરની પેઠે હિંદુસ્તાનની સ્ત્રીઓને તથા બાળકોને શીવવાનું કામ તથા લેસ બનાવવાનું કામ તથા લૂગડામાંથી તાંતણા ખેંચી કાઢી તે ઉપર ભરત ભરવાનું કામ પણ તેઓ શીખવે છે.

બીજા પણ ખીલવી શકાય તેવા હુંનર છે. ટોપલીઓ બનાવવાનો ઉદ્યમ ઘણો નફાવાળો નથી પણ ખુશકારક છે તથા આંધળાં, બહેરાં અને મુંગાં કરી શકે તે ધંધામાં ઉમેરી શકાય તેવો છે. વળી ઘણી સ્ત્રીઓ એવી છે કે તેઓ ઘણો શ્રમ પહોંચે તેવું કામ ન કરી શકે તેવી નાજુક હોય છે તેમને એ કામ આકર્ષક, ઝાઝા બોજા વગરનું તથા સરળ લાગે તેવું છે. બીજા બધાની પેઠે એ બરોબર શીખવવાની જરૂર છે અને જો કસબી હાથથી તે કરવામાં આવે તો નેતરના કામના સુંદર નમુના બનાવી શકાય. અંગ્રેજી સ્ત્રીઓના પોશાકના ઉપયોગમાં હાથના બનાવેલા ઘાસના ગુંથણકામની હાલમાં એટલી ઘેલછા ચાલે છે કે હિંદની સ્ત્રીઓ ઈંગ્લાંડમાં ખપે તેવી ચીજો બનાવી શકે અને ત્યાં ખપાવી શકે તો ઘણીક નિર્ધન સ્ત્રીઓને પૈસા મેળવવાનું સાધન થાય.

શણગાર અથવા શોભા માટે વપરાતા ભરતકામની ઘણી જાતો છે તે સ્ત્રીઓથી ઘેર બેઠે કરાય તેવી અને ખુશકારક છે. હાથે કરેલું ભરતકામ, લેસ બનાવવાનું કામ, સુતર કાંતવાનું કામ, ચામડાનું કામ, લાકડાપર કોતરવાનું કામ, શોભા માટે વપરાતાં ચિત્રો ચિતરવાનું કામ, કલ્પનાથી નમુના બનાવવા, દરેક જાતની ધાતુનું કામ, ચોપડીઓ માટે ચિત્રો કાઢવાનું કામ, રોશની કરવાનું કામ, માટીનું કામ, નેતરની ચીજો બનાવવાનું કામઃ આ સર્વ ધંધા નફો પેદા કરે તેમ ચલાવવા માટે હિંદુસ્તાનના દરેક જીલ્લામાં મુખ્ય વ્યવસ્થાપક અને યોજના કરનારની જરૂર છે. જે સ્ત્રીઓને નવરાશ

છે તેઓ આવી વ્યવસ્થા અને યોજના કરી શકે; એવી સંસ્થાઓ ચલાવવા સારૂ વખત અને સાધન તેમને મળી શકે છે અને તેઓ વેચનાર તથા ખરીદનારના હિતનો વિચાર કરી શકે છે. મોટાં શહેરોમાં ભંડાર ઉઘાડવા જોઈએ અને હાથે બનાવેલી ચીજો લોકોમાં ફેલાવવા માટે વારંવાર તે વેચવાનાં પ્રદર્શન (સેલ) કરવાં જોઇએ. આવી એક યોજના સંબંધે ઇંગ્લાંડમાં એવી સૂચના કરવામાં આવી છે કે શહેરમાં હાથના હુંનરના ઉત્કૃષ્ટ નમુનાઓની દુકાન કાઢવામાં આવે તો તે ઘણી આકર્ષક થાય અને સારૂં ખોટું પારખનાર ખરીદનારને સંચાના માલ કરતાં હાથના માલની શ્રેષ્ઠતા જણાય કે તરત જ દુકાન કે ભંડારમાં માલ પડી રહેવાને બદલે વેચાઈ જાય. આવી માલ એકઠો કરી વેચવાની 'કોઓપરેટીવ' યોજનાની સફળતા કે નિષ્ફળતાનો આધાર તેનો વહીવટ કરનાર સ્ત્રીની ધંધો કરવાની કુશળતા ઉપર છે. લેસ બનાવવાના હુંનર સંબંધી લખતી વખત કહ્યું હતું તે મુજબ હિંદુસ્તાનમાં દરેક ઉદ્યોગ માટે માલ જુદે જુદે ઠેકાણેથી ફરીને એકઠો કરી વેચાતો લેનારની જરૂર છે. આવા ખરીદનારનો પ્રત્યેક સમૂહ એક ચોકસ ઉપરીની જવાબદારી તળે રહે અને એ ઉપરી વહીવટ કરનાર મુખ્ય સ્ત્રીના તાબામાં રહે અને તેના પોતાના કામ ઉપર એક નાની સભા દેખરેખ રાખે. આવાં સાહસથી ધંધો ચલાવવાની કુશળતા તથા કલાવિધાનની શક્તિ ખીલવવાનો પ્રસંગ મળે છે અને પરોપકારના કામ દાખલ એવી યોજના સંપૂર્ણ ઉત્તેજનને પાત્ર છે; કારણ કે હાલમાં જે ઉદ્યોગી નિર્ધન લોકોની બુદ્ધિ, તેમને સુવ્યવસ્થિત રીતે કામ કરાવવાના વખત અને શક્તિને અભાવે નિષ્ફળ જાય છે તેવાની દરિદ્રતા દૂર કરવામાં તથા તેમના જીવનમાં પ્રકાશ પાડવામાં આવાં સાહસ ઘણા અંશે સફળ થાય એમ છે. હજી સુધી અમે હુંનર સંબંધે કહ્યું છે હવે એક બે કળાઓ વિષે કહીશું. આ કળાઓ નિસર્ગશક્તિવાળી સ્ત્રીઓ માટે આકર્ષક ભવિષ્યલાભવાળી છે.

જો ચિત્રમાં ખાસ અસર કરવાનું સામર્થ્ય કોઈ સ્ત્રીને સુભાગ્યે તેનામાં હોય, તો જાહેર ખબરોના મોટા ભીંતે ચોઢવાના કાગળ

(પોસ્ટર) માટે નવી નવી ચિત્રની કલ્પનાઓ કરવી એ કામ ઘણો નફો મેળવાય તેવું છે. હાસ્યરસની વૃત્તિ ઘણું કીમતી ભંડોળ છે, અને સૌથી વધારે જરૂરનું સાધારણ કાળા રંગનાં ચિત્રો બનાવવાની કળાનું શિક્ષણ છે. જાહેર ખબરના એવા કાગળ કાળા રંગનાં ચિત્રવાળા તેમ જ બીજા રંગના ચિત્રવાળા બની શકે તેમ છે. એમાં અસંખ્ય વિષયો હોય છે, પરંતુ એ કામ કરનારે એ ધ્યાનમાં રાખવાનું છે કે અપૂર્વ ચિત્રો કાઢવાની શકિત અને વિષય તથા સ્થળને અનુકૂળતા એ જ ખરા કામનાં છે. એક જાહેર ખબર એક સ્થળમાં રમુજી લાગે અને બીજી જગાએ જરા પણ હાસ્ય ઉપજાવે નહીં એવી હોઈ શકે. હિંદુસ્તાનમાં ધર્મની લાગણીપર ઘણું ધ્યાન આપવાની જરૂર છે. એક મુસલમાન સન્નારીએ એક વખત કહ્યું હતું કે તેણે એક ગ્રામોફોન લેવાની ના કહી હતી કેમકે તેની જાહેર ખબરમાં કુતરાનું ચિત્ર હોય છે. મુસલમાન ધર્મમાં કુતરો અપવિત્ર પ્રાણી ગણાય છે એવી એ જાહેર ખબર બનાવનારને ખબર નહોતી. એ જાહેર ખબર પ્રથમ રચનારે એના ગ્રાહકની રૂચિનો અભ્યાસ કર્યો હોત તો આ પ્રમાણે થાત નહીં. જાહેર ખબરની રચના લોકસમૂહની નજર ખેંચે તેવી હોવી જોઈએ; તે ઘણી મહેનતથી તૈયાર કરેલી વિસ્તારી હોવાની જરૂર નથી, પરંતુ ધ્યાન ખેંચવા સારૂ કાંઇક નવીનતા હોવાની તથા વેપારીના દૃષ્ટિબિન્દુથી વ્યવહારિક હોવાની જરૂર છે. કેટલીક જાહેર ખબરોમાં આસપાસ ફરતું ચિત્રકામ કરવાની જરૂર પડે છે કે તેથી જાહેર ખબર તરતી જણાઇ આવે. કેટલીકમાં કિનારે ચિત્ર અને વચ્ચે સુશોભિત કારીગરીવાળા અક્ષર મુકવા જરૂરના છે; કેટલીકમાં આંકડાની રમુજી ગોઠવણ કરી શકાય છે; કેટલીકમાં આંકડાની કળાયુકત ગોઠવણ રચી શકાય છે.

આ ધંધાની શરૂઆત કરવા સારૂ એ ધંધો કરવાનું સાહસ ઉપાડનારે એમાં ફત્તેહ પામેલા કારીગરોના નમુનાનો કાળજીપૂર્વક અભ્યાસ કરવો જોઇએ. પછી તેણે જાહેર ખબર આપનાર અમુક પેઢીને અનુકૂળ નવીન નમુના બનાવવા જોઇએ, અને તે પસંદ કરાવવા મોકલવા જોઇએ. ધીમે ધીમે તેને

ઓળખાણ થાય અને તે પોતાનું કામ પસંદ કરવા મોકલ્યા વગર કમીશન અથવા હકસાઇ લઈ તૈયાર કરી શકે. આવા પોતાને જોખમે કરેલાં કામની પેદાશ એક સરખી હોઈ શકે નહીં. આ રીતે જાહેર ખબર આપનાર જુદા જુદા આડતીઆઓ સાથે ઓળખાણ પ્રાડી શકાય અને ચાલુ કામ મેળવી શકાય; પરંતુ ખરેખરો નફો પેદા કરવા જેવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે એક જ માર્ગ છે તે એ કે જાહેર ખબર બનાવી આપવાનો સ્વતંત્ર ધંધો કરવો અને જાહેર ખબર આપનાર સાહસિક પેઢીઓમાં ધરાકી બાંધવી. જાહેર ખબર બનાવવાના કામમાં એક જરૂરની વાત તે છાપીને તૈયાર કરવાના ખર્ચની સમજણ છે. આ સમજણ હોય તો રંગ અથવા બીજા કામમાં જોઇએ તે કરતાં વધારે શ્રમવાળી રચના અટકાવી શકાય અને બરોબર કામ હાથમાં લઈ શકાય; નવીસવી કામ કરનારી હોય તો તેને છાપી તૈયાર કરવાના ખર્ચની ખબર ન હોવાને લીધે તે નિષ્ફળ થાય.

જાહેર ખબર માટે જેમ રચના કરવી પડે છે તેજ પ્રમાણે પંચાંગ, ચોપડીઓપર લગાડવાની ચીઠીઓ, પુસ્તકોનાં મુખપૃષ્ઠ, પુંઠાં, ધંધાને લગતાં પત્રકો, જાહેર ખબરનાં તથા નમુના ચોઢવાનાં પાનાં વગેરે ઘણાં કામમાં રચના કરવી પડે છે. જાહેર ખબર ભેગું આ કામ કરી શકાય તથા ચોપડીઓ અને ચોપાનીઆં માટે ચિત્ર તૈયાર કરવાનું કામ પણ તેમાં ઉમેરી શકાય. છબી પાડવાનો હુંનર દાખલ થયા પછી ચોપડી ચોપાનીઆંનાં ચિત્ર બનાવવાનું કામ ઘટી ગયું છે તોપણ તેનો હજી ઘણો ખપ છે અને ઉંચા પ્રકારના કામની હજી વધારે ખીલવણી થશે. આગેવાન ચોપાનીઆં તથા પુસ્તક પ્રકટ કરનારી પેઢીઓ પર ચિત્રના નમુના મોકલવા જોઇએ. એક વખત કામની ધરાકી બંધાયા પછી એ ધંધો લાભકારક જણાશે, કેમકે નવી રચનાનો હમેશ ખપ હોય છે.

ભેટ આપવાનાં માનપત્ર તથા પુસ્તકોની સુશોભિત આવૃત્તિઓ માટે જોઇતી શણગારવાની કળા એ આ કળાનો એક વિભાગ છે. એ કળા સુંદર અને નાજુક છે અને તે કરનાર કારીગર નકશા કાઢી

શકનાર, નવી રચના રચનાર તથા સારા અક્ષર લખનાર હોવાની જરૂર છે. એ માટે ઘણો વખત શિક્ષણ લેવાની જરૂર છે તથાપિ એકવાર તેમાં પ્રવીણતા મેળવ્યા પછી તેમાંથી સ્થાયી આવક મળે તેમ છે. સ્ત્રીઓને માટે એ ઘણો ઉત્તમ ધંધો છે પણ તેનો અભ્યાસ કોઈ કરતું નથી. નાના સ્વરૂપનાં ચિત્ર( miniatures) કાઢવાના કામમાં પણ સારા પૈસા મળે છે, અને તે માટે પરિપૂર્ણ કળાનું શિક્ષણ આવશ્યક છે.

દૂર વસેલી સ્ત્રીકારીગરોનાં કામને એક મધ્યબિન્દુમાં એકઠાં કરવા માટે ઈંગ્લાંડમાં એક સફળતા મળે એવી ગોઠવણ કરવામાં આવી છે. સ્ત્રીઓ પોતાના નિર્વાહને અર્થે જે કામ કરે તેનું વર્ણન અને ખાનગી જાહેર ખબરોવાળું એક ચોપાનીઉં કાઢવામાં આવે છે તેનાથી એ મતલબ પાર પડે છે. આ પ્રમાણે જે કામને લગતી જાહેર ખબર આપવામાં આવેલી હોય છે તે સર્વ સ્ત્રીસભાસદોની કમીટીએ તપાસેલાં હોય છે એટલે ખરીદનારને તેના ગુણની ખાતરી થાય છે.

જેમને આ જાતના કામ માટે તીવ્ર વૃત્તિ ન હોય તેવાં કોઇએ એ પ્રકારના કામથી નિર્વાહ ચલાવવાનો પ્રયત્ન ન કરવો જોઇએ. શરૂઆત કરનારને તે કામ સરળ તથા આનંદદાયક માર્ગે જતું નહીં લાગે. કામમાં સફળતા મેળવવા સારૂ કામ કરવાની શક્તિ, ખંત તથા ધંધો ચલાવવાની કુશળતા જોઇએ છે, તેમ છતાં આ ગુણ હોય તો ગમે તે રૂપમાં કળાનું કામ મનને તેમાં તલ્લીન કરનાર આનંદદાયક છે એમ લાગશે; રોજના ભરણપોષણના સાધન તરીકે જ નહીં પરંતુ તેમાં પોતાનું હૃદય અને આત્મા અર્પણ કરી આનંદદાયક કામ તરીકે તે કરવા માંડી શકાય એવો એ ધંધો છે. માત્ર તેણે સર જે. રેનોલ્ડનાં આ વચનની વિસ્મૃતિ કરવી ન જોઇએઃ-" તમારામાં ઘણી બુદ્ધિ હશે તો ઉદ્યોગ તેમાં સુધારો કરશે; જો સાધારણ બુદ્ધિ હશે તો ઉદ્યોગ તેમાં રહેલી ખામી પૂરશે. સારે માર્ગે કરેલા યત્નને કાંઈ દુર્લભ નથી; **તેના વિના કદાપિ કાંઈ પ્રાપ્ત થતું નથી.**

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### બુદ્ધિવિષયક ધંધા.

ઈશ્વરે જે બુદ્ધિ આ જીવનમાં આપી છે તેના ઉપયોગ માટે તેણે કાંઈ મર્યાદા બાંધી નથી.—બેકન.

સ્ત્રીને પોતાના ઉદ્યોગી મગજની શક્તિનો ઉપયોગ કરવાના અસંખ્ય માર્ગ છે. મેડમ ક્યુરીની પેઠે તે રસાયનશાસ્ત્રનો અભ્યાસ કરે અને પોતાની વિજ્ઞાન સંબંધી શોધખોળના પરિણામ તરીકે રેડીઅમ સરખી નવી શોધ જગતને કરી આપે. દાક્તર તરીકે તે દઢતાથી મુશ્કેલ વાઢકાપનાં કામ (ઓપરેશન) કરે, અથવા જે માર્ગમાં તેની બરોબરી કોઈ કરી શકતું નથી એમ સર્વત્ર સ્વીકારાય છે તે–બાળકોને કેળવવાનો માર્ગ–ગ્રહણ કરેઃ આ સર્વ મુખ્ય રસ્તાઓ અને તે સાથેના તેને લગતા બાજુપરના માર્ગ તેને માટે ખુલ્લા છે, પરંતુ આ સર્વ માર્ગમાં ફત્તેહ મેળવવાના રહસ્યની ચર્ચા જાહેરમાં અનેક વાર થએલી હોવાથી એ છોડી દઇ જે હિંદુસ્તાનની સ્ત્રીઓને ઓછા પરિચિત હોય એવા એક બેની ચર્ચા કરવાનું અમે ધારીએ છીએ. આમાં પ્રથમ માર્ગ વ્યાખ્યાન આપવાનું કામ એ છે; જે સ્ત્રીઓમાં વાચાળતાની કુદરતી બક્ષીસ હોય અને પોતાનું જ્ઞાન બીજાને આપવાનો શોખ હોય તેવી બુદ્ધિમાન સ્ત્રીઓને આ કામ મનોરંજક થઈ પડે તેવું છે. બીજાં સર્વ કામની પેઠે આમાં પણ વિશેષ શિક્ષણ પ્રાપ્ત કરવું એ સર્વોપરિ નિયમ છે; પરંતુ વિશાળ સામાન્ય જ્ઞાનના પાયાથી દઢ કરેલું વિશેષ જ્ઞાન જોઇએ. જે કોઈ વિષયનો ખાસ શોખ હોય તે પસંદ કરી તેમાં પરિપૂર્ણ રીતે નિપુણતા મેળવનારનો ઉત્સાહ શ્રોતા જનને સમજાઈ જશે. ઈંગ્લાંડમાં યુનીવર્સીટી એક્સ્ટેન્શન સોસાઇટીઓ છે તે જુદાં જુદાં સ્થળોએ વિવિધ વિષયો સંબંધી વ્યાખ્યાનમાળાઓની યોજના કરી વ્યાખ્યાન કરવાના કામને ઉત્તેજન આપે છે; ત્યાં કોઇ સ્ત્રી યુનીવર્સીટીની પદવી ધરાવતી હોય અગર

તેના સરખી પદવીવાળી હોય તો તો અને વ્યાખ્યાન કરવાની શક્તિ માટે પ્રમાણપત્રો તેની પાસે હોય તો એ સૌસાઇટીઓને અરજી કરવાથી તેને વ્યાખ્યાનકાર નીમવામાં આવે છે. તેની અરજી સ્વીકારતાં પહેલાં યુનીવર્સીટીના અધિકારીઓ સમક્ષ પરીક્ષા તરીકે એક ભાષણ તેને આપવું પડે છે.

કળા, સંગીત, સાહિત્ય, માંદાની માવજત, આરોગ્ય, ગૃહ-વ્યવસ્થા, જનસમાજને લગતી યોજનાઓ વગેરે સંબંધે અસંખ્ય વિવિધ વિષયોમાંથી ગમે તે પસંદ કરી શકાય એમ છે, અને ગામે ગામ ફરીને વ્યાખ્યાન કરવાની ગોઠવણ મોટા પાયાપર સુવ્યવસ્થિત રીતે કરવામાં આવે અને વક્તૃત્વશક્તિવાળી સ્ત્રીઓ તે કામ કરે તો હિંદુસ્તાનની સ્ત્રીઓ માટે તેમની માનસિક દૃષ્ટિમર્યાદા વિસ્તારી થાય તેવું તેમના જીવનનું શુભ ચિહ્ન થાય. વિજ્ઞાનનો વિષય એવો છે કે સર્વ વર્ગની સ્ત્રીઓમાં તેનું ઘણે ભાગે અજ્ઞાન છે. ઇન્દ્રિયવિજ્ઞાન પણ એવો જ વિષય છે અને તેનું શિક્ષણ આપવાની પણ આવશ્યકતા છે. આવા વિષયોપર એક પછી એક વ્યાખ્યાનો આપવાની યોજના કરનાર સ્ત્રીને ઉત્સાહપૂર્ણ આવકાર મળે તથા તે સાંભળનારને એમ લાગે કે સામાન્ય સાહિત્ય કરતાં આકર્ષકરૂપમાં મૂકેલી વિજ્ઞાનની હકીકતો વધારે ચિત્ત હરનાર તથા વ્યવહારોપયોગી છે. સાહિત્યકળાના વિષયોપર વ્યાખ્યાન કરનાર લોકપ્રિય સન્નારી સારી આવક પેદા કરી શકે તેમ છે અને શોખની સેવા માટે એ કામ કરતી હોય તેને એમાં બુદ્ધિની કેળવણીનું કીમતી સાધન મળે એમ છે. પોતાના જ્ઞાનને પદ્ધતિપૂર્વક ગોઠવવું, તથા સાંભળનારને સ્પષ્ટ અને આનંદજનક થાય તેવા રૂપમાં તેને મુકવું એથી વ્યાખ્યાન કરનારને પોતાને જ ઉત્તમ માનસિક શિક્ષણ મળે છે. યુનીવર્સીટી એક્સ્ટેન્શનનું એક વ્યાખ્યાન પૂરું થાય એટલે તરત જ સાંભળનાર વર્ગમાંથી હર-કોઇને પ્રશ્ન પૂછવાનો હોય તો તેનો જવાબ આપવા સારૂ તથા પ્રથમના વિષયપર લેખ કોઇએ લખ્યા હોય તો તે પાછા આપવા સારૂ અમુક વખત જુદો રાખવામાં આવે છે. વિષયનાં જુદાં જુદાં દૃષ્ટિબિન્દુ વ્યાખ્યાનકાર તથા શ્રોતા વર્ગ સંમુખ લાવવા આવી ચર્ચા સહાયભૂત

બને છે. જે સ્ત્રી સારી જાહેર વ્યાખ્યાનકાર થવા ઇચ્છતી હોય તેણે બીજાને સંભાષણ કરવાનો મહાવરો કરવાનો દરેક પ્રસંગ ઉપયોગમાં લેવો જોઇએ; અને અક્લિષ્ટતા તથા ઉત્કંઠા એ વાક્ચાતુર્યનાં તત્ત્વો છે એ વાતની વિસ્મૃતિ કરવી જોઇએ નહીં.

વ્યાખ્યાનકારના ધંધાનો એક ફાયદો એ છે કે એ કામ કરનારને પોતાનો બધો કાળ તેમાં રોકવો પડતો નથી. પોતાના ઘરનાં કર્તવ્ય સાથે તે કરી શકાય તેવો ધંધો હોવાથી ગૃહકાર્યનો તેમાં ત્યાગ કરવાની જરૂર પડતી નથી.

વ્યાખ્યાન કરવાનું કામ જનસમાજ તરફના કર્તવ્ય તરીકે માથે લીધું હોય તો ગરીબ વર્ગમાં વૈદક, પાકશાસ્ત્ર વગેરેનું જ્ઞાન પ્રસારવાનું ઉત્તમ સાધન બને છે. એનો માત્ર એક વિભાગ, આરોગ્યની બાબત લઈ તે પર વ્યાખ્યાનો આપવાની બધા પરગણાંમાં ગોઠવણ કરી હોય તો ઉતરતા વર્ગના, ગીચ વસ્તીવાળાં ઘરમાં રહેનાર લોકસમૂહમાં તાજી હવા, અજવાળું, સ્વચ્છ ખોરાક, એ વગેરેની જરૂરીઆતનું ભાન કરાવી શકાય. ગરીબ વર્ગના લોકપર લખેલા ઉપદેશ કરતાં મ્હોએ ઉચ્ચારેલાં વચન વધારે બળવાન અસર કરે છે અને હિંદુસ્તાન સરખા દેશમાં જ્યાં ગામડાની વસ્તીનો મોટો ભાગ અભણ છે ત્યાં તેઓને જ્ઞાન આપવાનો આ એક જ માર્ગ છે. આ પ્રમાણે સ્ત્રીઓ સ્ત્રીઓ સમક્ષ વ્યાખ્યાનો આપે તે, પરોપકારના કામ તરીકે તેમ જ દ્રવ્યોપાર્જનના સાધન તરીકે તેથી શુભ પરિણામ થાય એમ જણાય છે.

ઇંગ્લાંડમાં "વીમેન્સ ઇમ્પીરીઅલ હેલ્થ એસોસીએશને" તનદુરસ્તીના કાફલાના પ્રવાસની યોજના કરી છે. તે મુજબ જે જીલ્લાઓ વૈદક સંબંધી ભાષણોનાં સ્થાનથી દૂર હોય ત્યાં જઇ ગરીબ વર્ગનાં બાળકો તથા મોટી ઉમરની સ્ત્રીઓ આગળ એ વિષયો પર વ્યાખ્યાન અપાય છે અને એ રીતે ઘણું સારૂં કામ થાય છે. હાલમાં આ મંડળે, નિશાળમાં ભણતાં છોકરાંમાં દાંતની સંભાળ વધારે લેતાં શીખવવાનો પ્રશંસનીય ઝુંડો ઉઠાવ્યો છે અને જુદાં જુદાં

મુખ્ય સ્થળોએ છોકરાં સાથે "વાતચીત" કરવાની યોજના કરી છે. તે વખતે તનદુરસ્તીના દૃષ્ટિબિન્દુથી આ બાબતની અગત્ય એક પ્રખ્યાત દંતવૈદ્ય તેમને સમજાવશે. આવી વાતચીત જેને "દાંતની વાતચીત" કહેવામાં આવે છે તેનાથી છોકરાંના મનપર અસર થઇ શકે છે તથા તેમાં તેમને રસ પડે છે. આ યોજના વધારે ખીલવી શકાય તેવી છે.

બીજા ઉદ્યમ વિષે અમે કહેવા ઇચ્છીએ છીએ તે જાહેર ખબર લખી આપવાનો ધંધો છે. આ ધંધો ઈંગ્લાંડમાં પણ સ્ત્રીઓએ ભાગ્યે જ હાથમાં લીધો હશે તેથી પુરુષ વર્ગ એ ધંધામાં તેમના પહેલાં સફળતાની શ્રેણીએ જે રીતથી ચઢતા ગયા તે દર્શાવવી એ હિંદુસ્તાનની સ્ત્રીઓ માટે વધારે સારો માર્ગ થશે.

જાહેર ખબર લખવાની કળા તે હાલની નથી. પુરાતન રોમમાં તે જાણીતી હતી. અમુક હકીકત આસપાસના લોકોમાં જણાય તે સારૂ આપણા અસલના પૂર્વજો પણ જુદી જુદી ગોઠવણો કરતા. ઈંગ્લાંડમાં પણ હાલના અંગ્રેજોના પૂર્વજોનું જાહેર ખબરનું પ્રથમ સાધન તે ઘણું કરીને ઘંટ હતું. આપણા હિંદુસ્તાનમાં શંખ ફુંકીને લોકોનું ધ્યાન ખેંચવામાં આવે છે અને તેથા તેઓ કાંઈ અસાધારણ બનાવ બનતો જાણી શકે છે. અત્રે એ નોંધવા જેવું છે કે પૂર્વમાં તેમ જ પશ્ચિમમાં જનસુધારણાની ભારે યુકિતઓના પ્રવેશ સાથે આ "મફિનમેન"નો ઘંટ અને શંખ જારી રહ્યા છે. જાહેર ખબર આપવાનો રિવાજ આટલા જૂના આરંભવાળો છે તથાપિ ગુજરાનના સાધન માટે એ લખી આપવાનો રીતસરનો ઉપયોગ છેક હાલના વખતનું જ એનું સ્વરૂપ છે. હાલના સમયમાં લોક તરફથી પૈસાની ઘણી મોટી રકમ જાહેર ખબર ખાતે ખર્ચાય છે અને એ રકમ વર્તમાનપત્રો તથા બીજાં જાહેર ખબરનાં સાધનોને પહોચતાં કરવામાં જાહેર ખબરના દલાલોની મોટી સંખ્યાને રોજગાર મળે છે.

પોતાની તરફથી એવું મોટું ખાતું (એજન્સી) શરૂ કરતાં પહેલાં જાહેર ખબર-લખવાના હુંનરના નિયમોનાં મૂળતત્ત્વોના પૂર્ણ

જ્ઞાનની જરૂર પડે છે; આ જ્ઞાન જાતે જ સ્ત્રીઓને માટે નફાવાળો ધંધો થઈ પડે તેમ છે. સારી જાહેર ખબર લખનારની ખોટ છે; એ લખનારમાં એવી શકિત હોવી જોઇએ કે તે લખાણુ લોકોની નજર ખેંચે અને તેને લીધે જાહેર ખબર આપનારનાં ગ્રાહક વધી તેને નફો થાય. એમાં નવીનતા ખાસ જરૂરની છે, તે સાથે તે ધંધાની માહિતી તથા માલ ખરીદનારના દૃષ્ટિબિન્દુથી જોવાની શકિત જરૂરની છે. લખનારમાં સાધારણુ બાબતને રસિક કરવાની શકિત હોવી જોઇએ, તેની શૈલી શિષ્ટ, સંક્ષિપ્ત અને પ્રાસંગિક હોવી જોઇએ. તેને છાપવાની ક્રિયાઓની તથા છપાવવાના ખર્ચની ખબર હોવી જોઇએ, તેમ જ જુદાં જુદાં વર્તમાન પત્રો અને માસિક પત્રો તથા જુદી જુદી જાતની જે જાહેર ખબરો તેમને અસર કરે તેવી હોય તે સંબંધી જ્ઞાન તેનામાં હોવું જોઇએ. ટુંકામાં એ લખનારનું જ્ઞાન જેમ વધારે વિસ્તારવાળું હોય તેમ લખવામાં તેને વધારે સફળતા મળવાનો સંભવ છે. એ ધંધામાં ફત્તેહ પામેલા લખનારાની શૈલીનો અભ્યાસ કરવાથી લખવાનું ઉત્તમ રીતે શિક્ષણુ મળે છે; તે સાથે એ ધ્યાનમાં રાખવું જોઇએ કે અપૂર્વ લખવાની શકિત પ્રાપ્ત કરવાનો પ્રયાસ એ શીખનારનું લક્ષ્ય છે. અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સમાં જેઓ જાય છે તેમને યુરોપની તથા અમેરિકાની જાહેર ખબરોમાં તફાવત જણાયા વિના રહેતો નથી. અમેરિકાના જાહેર ખબર લખનારા જે રીતે લોકસમૂહને પોતાના વિશ્વાસમાં લે છે તથા પ્રત્યેક મનુષ્યને ઉદ્દેશીને જે લખાણુ કરે છે અને જાહેર ખબરની એમણે પોતાની ખાસ શૈલી ઉપજાવી છે, તે ધ્યાનમાં રાખવા લાયક છે.

વર્તમાન પત્રો ઉપરાંત માસિક પત્રો તથા બીજાં જાહેર ખબરનાં સાધનનો અભ્યાસ કરવો જોઇએ. એવા અભ્યાસથી કોઇ વાર નવા માર્ગનું સૂચન થાય છે અને તે નવા વિચાર જાહેર ખબર આપનાર પેઢીને બતાવવાથી તેઓ અપૂર્વ સૂચના સારૂ વધારે પૈસા આપવા તત્પર હોય એ બનવા જેવું છે. એ રીતે એક વાર એવું ગ્રાહક બંધાય તો પછી જાહેર ખબર સંબંધી સલાહકાર અથવા

જાહેર ખબરની એજન્સીનું મોટું ખાતું ઉઘાડવાની શરૂઆત થાય. જાહેર ખબર સંબંધી સલાહકાર તે એ બાબતમાં પ્રવીણ માણસો હોય છે અને કોઇ બાબતની પ્રસિદ્ધિની મોટી યોજનાઓ બનાવવાની રીત માટે તેમની સલાહ લેવામાં આવે છે. આવું મોટું ખાતું ચલાવવાને માટે વિશ્વાસપાત્ર થવા સારૂ કોઈ પણ સ્ત્રીને લાંબો વખત લાગે તે સ્વાભાવિક છે; પણ દરેક વસ્તુને આરંભ તો હોય છે જ. એટલે તે પ્રથમ જાહેર ખબર લખવાનું, જાહેર ખબરનાં ચિત્રો બનાવવાનું, બીબાં અથવા ટાઈપની ગોઠવણનું અને પ્રૂફ વાંચવાનું વ્યવહારિક જ્ઞાન મેળવી આરંભ કરે, તો પછી ધીમે ધીમે પોતાના હાથ નીચે થોડાં કામ કરનાર રાખી ઓફીસ ઉઘાડી શકે. બધાં માસિક પત્રો તથા તેમની કામ કરવાની પદ્ધતિની એને સંપૂર્ણ માહિતી હોવાની જરૂર છે; દરેક જાહેર ખબરના ભાવ તથા જે લોકોમાં તે પત્રોનો પ્રસાર હોય તે તેણે જાણવું જોઇએ. તેણે હીસાબમાં પ્રવીણ થવું જોઇએ; જાહેર ખબર આપનાર તથા વર્તમાન પત્રો સાથે સાટાં (કંટ્રાક્ટ) નક્કી કરવા માટે તેનું મગજ તીક્ષ્ણ શક્તિવાળું હોવું જોઇએ; એ રીતે તેને બરાબર વ્યવહારમાં કુશળતાવાળી સ્ત્રી થવાની જરૂર પડે છે. ઘણું કરીને શરૂઆતમાં તેને સર્વ જાતનું કામ જાતે જ કરવું પડશે અને ઓફીસના ચાલુ કામકાજના દરેક વિભાગની દેખરેખ રાખવી પડશે.

જાહેર ખબરના દલાલો ઘણુંખરૂં જુદાં જુદાં જાણીતાં વર્તમાન પત્રોમાં અમુક જગા વેચાતી લઈ મૂકે છે અને પછી તે પોતાને ફાયદો પડે તેવી રીતે જાહેર ખબરથી ભરે છે. ઈંગ્લાંડમાં એવી રીત છે કે જેટલી જાહેર ખબર વર્તમાન પત્રમાં મોકલવામાં આવે તે પર અમુક ટકા વર્તમાન પત્રવાળા જાહેર ખબરના દલાલને આપે છે, પણ આ કમીશનનો કેટલોક ભાગ જાહેર ખબર આપનાર ધણીને મળે છે. વર્તમાન પત્રમાં માત્ર જગા લઇ રાખવાથી તથા જાહેર ખબર આવે તે વર્તમાન પત્રોમાં ફક્ત મોકલવાથી એજન્ટને ઘણો નફો મળે તેમ નથી. એવું કામ કરનાર સ્ત્રી મોટા પાયાપર કામ

કરવા માંડે તથા પોતાનાં ગ્રાહકો માટે જાહેર ખબર સંબંધી સર્વ ગોઠવણની વ્યવસ્થા કરે તો, એ સાહસમાં જાહેર ખબર મોકલનાર લોકો તથા વર્તમાન પત્રોના પ્રકાશકો વચ્ચેના આડતીયા તરીકે કામ કરવા કરતાં વધારે ભારે પ્રમાણમાં નફો મળે.

ઓફીસ ઉઘાડ્યા પછી જાહેર ખબર આપીને અથવા ખાનગી સરક્યુલર કાઢવાથી, પત્રો લખીને તથા ઉદ્યોગથી કામ ઉઘરાવવાથી ગ્રાહકો બાંધી શકાય છે. એ ધંધો કરવાની ઇચ્છા રાખનારના સ્વભાવ પર ઘણો આધાર છે અને માથું મારી કામ કર્યા વિના ચાલે તેમ નથી. હિંદુસ્તાનમાં જાહેર ખબરનું કામ કરનારે જ્ઞાતિઓના ધારા ધ્યાનમાં રાખવા જોઇએ. તેણે હિંદુ તથા મુસલમાનનાં પંચાંગથી પરિચિત રહેવું જોઇએ, કારણ કે અમુક જાતની ચીજોનો ખપ ધર્મને લગતા મેળા વગેરેમાં વધારે હોય છે. વળી "લગ્નસરા" પણ ભૂલવી જોઇતી નથી. આવા પ્રસંગોનો લાભ લેવો તથા બીજા અવસર ઉપર જાગૃતિ રાખવી એ જ માત્ર આ ધંધામાં સફળ થવાનો માર્ગ છે.

---

## પ્રકરણ ૭ મું.

### પરોપકારનાં કામ.

સ્ત્રીઓની ફિરસ્તાઓ સાથે સમાનતા છે તે એક દુઃખી પ્રાણીઓ તે ખાસ કરીને સ્ત્રીજાતિ પોતાનાં ગણે છે."—એલઝૅક.

જનસમાજનાં અને પરોપકારનાં કામનો હેતુ એક જ છે; ગમે તો પગાર લઇને અથવા પગાર વિના માત્ર માનની ખાતર કામ કરવામાં આવે તોપણ તેનો ઉદ્દેશ એકનો એક છે. આવું ઉપયોગી જીવન ગાળવાની વૃત્તિ ઘણી સ્ત્રીઓમાં હોય છે પરંતુ જે કાર્ય માટે તેમના હૃદયમાં ઉત્કટ ઇચ્છા હોય છે તેવી સેવા માટે જોઇતાં સાધન તેમની પાસે હોતાં નથી. પરંતુ એ કારણથી જે માર્ગ તેમને

પોતાના યોગ્ય વ્યવસાય જેવો લાગતો હોય તે ગ્રહણ કરવામાં રોકાવાની હવે જરૂર નથી, કેમકે સ્ત્રીઓની સહાયતાની જરૂર સ્વીકારવામાં આવે છે તથા પરોપકારનાં કામમાં ઘણી પગારવાળી જગાઓ નીકળી છે. અગાઉના વખતમાં નાણાંની ખોટને લીધે એવી નોકરીઓ નહોતી. પીડા પામતાં મનુષ્યપ્રાણીને દુઃખમુક્ત કરવાં, ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચે રહેલું અંતર ઘટાડવું, આપણી સાંસારિક સંસ્થાઓનાં અનિષ્ટ પરિણામ દૂર કરવાં--આ સર્વ સ્ત્રીઓનો કાર્યપ્રદેશ છે. સ્ત્રીઓમાં ધાર્મિક વૃત્તિ પુરુષ કરતાં વધારે ખીલેલી હોય છે; વળી પુણ્યનાં કામ તરફ પુરુષો કરતાં તેનું વલણ વધારે હોય છે. ગયા જમાનામાં સ્ત્રીઓનું અજ્ઞાન તથા તેમની અસહાયતા ઘણીવાર દરિદ્રતા અને માંદગીના કારણરૂપ થયાં છે. આરોગ્યનાં અતિ મહત્ત્વનાં તત્ત્વો; સ્વાશ્રયની કીંમત; આપણા દેશના કાયદાઓથી સ્ત્રીઓને મળેલા હક; મનુષ્યપ્રાણી તરીકેની તથા નાગરિક તરીકેની જવાબદારી; આ સર્વ પોતાની નિર્ધન ભગિનીઓને સમજાવવાં એ હવે વીસમી સદીમાં સુશિક્ષિત સ્ત્રીનો વિશેષાધિકાર છે. અગાઉ હિંદની સ્ત્રીઓએ પરોપકારનાં સારાં કાર્ય કરેલાં છે તથાપિ તેમના પ્રયાસ સુવ્યવસ્થિત થાય તો વધારે સફળતા મળે. યુરોપની સ્ત્રીઓ પરહિતનાં કાર્યોની સુવ્યવસ્થિત યોજના માટે કેવા મહાન પ્રયાસ કરે છે તે આપણે જોઇએ. "જગતમાં શાંતિ તથા મનુષ્યજાતિ તરફ પ્રેમ" એ બે સિદ્ધાંત આપણી દુનિયાને નિયંત્રિત કરનાર સૂત્રો થશે તે સુખમય દિવસ સમીપ લાવવાને યુરોપની સ્ત્રીઓ જે પરિશ્રમ કરે છે તે જોઇએ.

સ્ત્રીવૈદ્યનું કામ એ જનસમાજને ઘણો ઉપયોગી ધંધો છે અને સ્ત્રીજાતિને એ ધંધામાં ભવિષ્યમાં પ્રખ્યાતિ મળે તેમ છે. જે કાર્ય ઘણા પ્રાચીન કાળમાં સ્ત્રીનો જ અધિકાર લેખાતું તે તેને યોગ્ય નથી એવી ગણના કેમ થઈ હશે તે ઘણું આશ્ચર્યકારક છે. પુરુષના પહેલાં સ્ત્રીઓ વૈદ્ય થઈ હશે એવો સંભવ છે. પ્રાચીન સમયની જાતિઓની "દૈવજ્ઞ સ્ત્રીઓ" દૈવજ્ઞ પુરુષો પહેલાં અસ્તિત્વમાં હતી. રોગીની

સારવાર કરવામાં સ્ત્રીઓની કુશળતા નિર્વિવાદ છે પરંતુ તેઓ પુરુષ-વૈદ્યો પેઠે શસ્ત્રક્રિયા કરી શકે કે નહીં તે માટે કેટલાકને સંશય રહે છે. પરંતુ સ્ત્રીવૈદ્યો શસ્ત્રવિદ્યાની કુશળતાની જરૂર પડે તેવાં વાઢકાપનાં કામ કરે છે ત્યારે તેમની સાથેના પુરુષ દાક્તરો તેમની ઘણી પ્રશંસા કરે છે, અને ખાસ કરીને હિંદુસ્તાનમાં તો સ્ત્રી દાક્તરો. સ્ત્રી જાતિને આશીર્વાદરૂપ છે. હિંદુસ્તાનમાં સ્ત્રીઓને વૈદક સહાયતા માટેની લેડી ડફરીનની યોજનાથી લાખો સ્ત્રીઓની આશિશ તેઓ પામ્યાં છે. ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રનું અહીંની સામાન્ય સ્ત્રીઓનું જ્ઞાન ઘણી વેળા ખેદ ઉપજાવે તેનું હોય છે. સ્ત્રી દાકતરોના આગમનથી આ અજ્ઞાન નાશ પામશે.

દાકતર તરીકેના કામના સામાજિક સ્વરૂપની વધારે વિગત અહીં આપવાની જરૂર નથી, કારણ કે વૈદક સહાયતા અને માવજત સંબંધી પરોપકારી યોજનાઓ વિષે આ પછીનાં પ્રકરણોમાં હકીકત આપવામાં આવશે. તેથી સ્ત્રીઓ માટે એક વધારે નવીન ઉદ્યમ વિષે વિવેચન કરીશું. એ ધંધામાં સામાજિક, પરોપકારી અને વૈદક ત્રણે કામ અદ્ભુત રીતે એકત્ર થાય છે. ઇસ્પિતાલોમાં બહાર રહી દવા કરનાર દરદીઓની સાંસારિક સ્થિતિ સંબંધી કાળજી રાખનાર ઇસ્પિતાલના દાનાધિકારી (આલ્મનર) નું કામ હિંદુ સ્ત્રીઓને પોતાને કરવા યોગ્ય લાગશે. એ દાનાધિકારીને ઘણાં કામ કરવાનાં હોય છે. તેમાંનાં મુખ્ય એ છે કે દવા કરાવવાને જે આવે તેમની સાથે વાતચીત કરવી; તાકીદથી મદદની જરૂર હોય તેવા દરદીઓ જુદા પાડી તેમને ઘેર જવું અને દાક્તરના કહ્યા પ્રમાણે તેઓ બરોબર સંભાળે છે કે નહીં તે તપાસ રાખવી; દરદીની સ્થિતિની નોંધ કરવી; તેઓ દવાખાનાની દવાનો યોગ્ય ઉપયોગ કરે છે કે નહીં તે તપાસવું; શસ્ત્રની જરૂર હોય અથવા વૈદક શાસ્ત્રનાં બીજાં વિશેષ ઉપકરણો વાપરવાની જરૂર હોય તો તેની તજવીજ કરવી એ વગેરે : એ રીતે એ દાનાધિકારી દરદી અને દવાખાનાના અધિકારીઓની વચ્ચે મધ્યસ્થનું કામ કરે છે. ગરીબ લોકને ઘેર જાય

તે વખતે તેમને આરોગ્ય સંબંધી નિયમો, સુખાકારી વધારે તેવા ખોરાકની આવશ્યકતા, ઘરની વધારે સારી વ્યવસ્થા, કરકસર તથા બીજી ઘણી બાબતો જે વિષે નીચલા વર્ગના લોકો અજ્ઞાન અથવા બેદરકાર હોય છે તે સર્વ સંબંધી માહિતી યુક્તિથી આપવાના ઘણા પ્રસંગ એને મળે એમ છે. પરંતુ આવાં કામમાં તેણે ડહાપણવાળી યોજના પ્રમાણે ચાલવું જોઇએ; મંડળીમાં ફરનાર એક સ્ત્રીનું વર્ણન એક નાટકમાં આવે છે તે પ્રમાણે વર્તવું જોઇએ નહીં. નાટકમાં એ સ્ત્રીને કોઇએ પૂછ્યું કે "નિર્ધન લોકમાં કામ કરવાનો તમને શોખ છે?" તો તેના જવાબમાં તેણે કહ્યું કે "હા, બીજા લોકના કામમાં માથું મારવું મને ઘણું ગમે છે અને એમ કરતાં માત્ર ગરીબ લોક જ પ્રત્યક્ષ રીતે મારા પર ક્રોધાયમાન થઇ શકતાં નથી!" આવી વૃત્તિ મજુરી કરનાર વર્ગમાં સફળતા ભાગ્યે જ મેળવી શકે.

આ કામ કરનાર સ્ત્રીઓ હોંશીઆર, બળવાન, આનંદી સ્વભાવની, કળવાળી, ઉત્સાહી, તથા સામાજિક કામ કરવાના શોખવાળી હોવી જોઈએ. કામ શરૂ કરતી વખત તેઓની ઉમર ઘણી ન હોવી જોઇએ તથા માંદાંની માવજતનું અને તનદુરસ્તીને લગતા નિયમોનું તેમને જ્ઞાન હોવું જોઇએ. લંડનમાં એવા 'આલ્મનર' થવા સારૂ ઉમેદવારોને મફત શિક્ષણ મળે છે. હોસ્પિટલ આલ્મનરની કાઉન્સિલ તરફથી તેમની નીમણુક કરવામાં આવે છે અને તે નીમણુક માટે પસંદગી કરતાં પહેલાં દરેક છોકરીને તેણે ધારેલા ધંધાનું વ્યવહારિક જ્ઞાન મેળવવા માટે થોડા દિવસ ઇસ્પિતાલમાં મોકલવામાં આવે છે. જો તે લાયક જણાય અને એ કામ તરફ તેનું વલણ જણાય તો તેનો શિક્ષણક્રમ શરૂ કરવામાં આવે છે અને તે દોઢ વર્ષ સુધી ચાલુ રાખવામાં આવે છે. એ દરમીયાન ઉપર કહ્યાં તે કામ ઉપરાંત તેને જુદાં જુદાં પરોપકારી મંડળોનાં કામકાજથી વાકેફ થવું પડે છે, વળી પોતાનું કામ બરોબર પદ્ધતિથી કરતાં તેને શીખવું પડે છે, હીસાબ રાખવો પડે છે, દરદીઓની વિગતવાર યાદીઓ બનાવવી પડે છે તથા દરદીને લગતો ઘણો પત્ર-

વ્યવહાર ચલાવવો પડે છે. તેને ભાષણો સાંભળી સ્વચ્છતા સંબંધી, માવજત વગેરેને લગતું જ્ઞાન વધારવું પડે છે. લંડનમાં સ્કૂલ ઑફ્ સોશીઓલોજીમાં તેને શાસ્ત્રીય તથા વ્યવહારિક એવું શિક્ષણ મળે છે કે તેના કામના સામાજિક વિભાગમાં પણ તે સહાયરૂપ બને છે. લંડનની સોશીઓલોજીની શાળા છે તેમાં સર્વ સામાજિક વિષયોનું શાસ્ત્રીય તથા વ્યવહારિક શિક્ષણ અપાય છે, અને ઘણીક શાળાઓ અને પાઠશાળાઓમાં એવા શિક્ષણક્રમ છે કે 'આલ્મનર'-ને જ માત્ર નહીં પણ સામાજિક હિતનાં કામ કરનાર હરકોઇને પણ તે ઉપયોગી થાય. સ્થાનિક સ્વરાજ્ય, ઔદ્યોગિક ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સ્વચ્છતા, આરોગ્ય, એ સર્વ વિષયોપર વ્યાખ્યાન અપાય છે અને કોઇ કોઇ વાર ભાડું ઉઘરાવવાનું, અત્યંત દરિદ્રિ લોકનાં રહેઠાણની ગોઠવણ કરવાનું, બાળકોને માટે રમતગમતનાં સ્થાન યોજવાનું, કારખાનામાં જતી છોકરીઓ માટે મળવાનું સ્થાન (કલબ) સ્થાપવાનું, અનાથ બાળકોને તહેવાર ભોગવવા માટેનાં ફંડ ઉઘરાવવાનું એ અને એવાં બીજાં વ્યવહારિક કાર્યો કરવામાં આવે છે.

ધર્માદા ખાતાંઓમાં પગારદાર સ્ત્રીઓને પણ રોજી મળવાનો અવકાશ છે. કારખાનામાં મજુરીએ જતી છોકરીઓને લગતો એક નવો જ ઉદ્યમ હાલમાં નીકળ્યો છે તેનાથી કામ કરનારના જીવનમાં આશ્ચર્ય ઉપજાવે તેવી શુભ અસર થાય છે. જે કારખાનામાં સ્ત્રીઓ કામ કરે છે તેવાં ઘણાંક કારખાનાંઓ માટે મજુરણોનું હિત સંભાળનાર મંત્રી નીમવામાં આવે છે. એ મંત્રીનું કામ, મજુરણોના સુખ તથા સામાન્ય હિતની તપાસ રાખવાનું છે. એ જગાએ કોઇ બુદ્ધિશાળી સ્ત્રી હોય તો આ મજુરી કરનાર છોકરીઓની દશા અનેક માર્ગે સુધારી શકે. એવી મંત્રી અથવા 'સેક્રેટરી'ની ઑફીસ હોય છે ત્યાં નવી અરજદારો સાથે તે વાતચીત કરે છે, અને તેમાંથી સૌથી તનદુરસ્ત તથા સૌથી યોગ્ય જણાય તેને પસંદ કરે છે. નવી ઉમેદવારોને તે કામ કરવા સંબંધી નિયમો સમજાવે છે તથા જે કંપની અગર પેઢીમાં તેને કામ કરવાનું હોય તેને લગતી

મંડળ (કલબ) સંમિતિ વગેરે હોય તેમાં દાખલ થઈ શકાય માટે તે સંબંધી માહિતી આપે છે. વળી તે ઉપરાંત જ્યાં મજુરોને જમવાની ગોઠવણ હોય ત્યાં મજુરણો જે પૈસા આપે તેના બદલામાં તેમને બરોબર સારૂં, સાદું, પુષ્ટિકારક અને મનને ગમે તેવું ભોજન મળે છે કે નહીં તેની દેખરેખ એ સેક્રેટરીને રાખવી પડે છે. ઈંગ્લાંડમાં કેટલાંક મોટાં કારખાનાંમાં બહુ જ ઓછા પૈસાથી મજુરોને કારખાનાંમાંથી જ ખાવાનું વેચાતું મળી શકે છે અથવા ખુશી હોય તો ભોજન માટે તેઓ ઘેર પણ જઈ શકે છે. સારો અને પુષ્ટિકારક ખોરાક જો કારખાનાંમાં જ મળતો હોય તો ઘણી વાર મજુરોને બીજે ઠેકાણે મળે તે કરતાં વધારે સસ્તો અને ઠીક પડે છે. આ ભોજન સંબંધી વ્યવસ્થા કરવાનું કામ તે સેક્રેટરીની ફરજ છે. મજુર વર્ગના અવકાશનો સમય આનંદદાયક થાય તે માટે કેટલીકવાર ભોજન વખતે સંગીતની ગોઠવણ કરવામાં આવે છે અથવા રમતગમત ચાલુ કરવામાં આવે છે. કોઇ કોઈવખત સભાઓ ભરવામાં આવે છે અને તેમાં આરોગ્ય, મિતાહાર, અથવા બીજા કોઈ સામાજિક અથવા ધાર્મિક વિષય પર મજુરી કરનાર છોકરીઓને વ્યાખ્યાન સંભળાવવામાં આવે છે. કેટલીક વાર મોટી પેઢીઓ તરફથી મજુરો સારૂ 'સેવીંગ્સ બેંક' અથવા બચાવેલું નાણું વ્યાજે મુકવાની પેઢીઓ કાઢવામાં આવે છે. તેમાં પૈસા જમે મુકનારને પાંચ ટકા વ્યાજ મળે છે અને તેથી એ છોકરીઓને કરકસર કરવામાં ઉત્તેજન મળે છે. કેટલાંક કારખાનાંમાં દવાખાનાનું ફંડ હોય તેનાં નાણાં દર વર્ષની આખરે જુદી જુદી ઇસ્પિતાલોમાં મોકલે છે અને તેના બદલામાં માંદગી વખતે ઇસ્પિતાલમાં દાખલ થવાનાં ભલામણપત્રો તે કારખાનાંઓ માટે મળે છે, તે કારખાનાંના મજુરોના લાભમાં વપરાય છે. કારખાના પાસે બગીચો હોય અને તે મજુર વર્ગને ભોજન સમયે વાપરવાનો હોય તો તેની દેખરેખ રાખવાનું કામ પણ એ સેક્રેટરીનું છે, અને સામાન્ય રીતે મજુરણોના સુખ સગવડ માટેનું સર્વ કામ તેને જ માથે છે. કોઇ વાર તેને પુસ્તકશાળાનો વહીવટ કરવો પડે છે અને કામ કરનારાંમાંથી જેને જોઈએ

તેને ચોપડીઓ આપવા વગેરેનું કામ કરવાનું હોય છે. એક કંપની છે તે એક સ્ત્રી દાક્તર તથા સ્ત્રી દંતવૈદ્ય રાખે છે તે નિયમિત રીતે દરદીની સારવાર દરદીને કાંઈ પણ ખર્ચ થયા વગર કરે છે. દવાના પૈસા આપવા પડે છે પરંતુ દાક્તર પૈસા લીધા વિના તપાસ કરે છે. આ કામ સંબંધી તજવીજ રાખવાની પણ સેક્રેટરીને છે. કોઇ મજુરણ માંદગીના કારણથી ગેરહાજર રહે તો તેમનું સુખ સંભાળનાર સેક્રેટરી તેને શોધી કાઢી તેની હકીકતની તપાસ કરે છે.

મજુરી કરનાર લોકોનાં જીવન ઉલ્લાસમય કરવાના જે જે પ્રયાસ થાય છે તે દરેકમાં મજુરવર્ગ તથા તેમને રોજી આપનાર શેઠ બંનેનું હિત થાય છે એ વાત ઘણી સારી રીતે સિદ્ધ થઇ ચૂકી છે, કેમકે એવા મજુરનું કામ ઘણી ચઢીઆતી પ્રતનું થાય છે.

"જીવતર તે માત્ર જીવવા માટે નથી પરંતુ સારાં થવા માટે છે" એ મારશલના સૂત્રનું સત્ય મજુરી કરનાર છોકરીઓને શીખવવાનું છે. અને આ હિત સંભાળનાર સેક્રેટરીઓ તેઓને તેમ જ તેમના ઉપરીઓને એ સત્ય સમજાવવામાં સહાયભૂત થાય તેમ છે. મજુર વર્ગ અને તેમના શેઠ એ બે વચ્ચે એ સેક્રેટરી મધ્યસ્થનું કામ કરી શકે છે; મજુરને કોઇ પ્રકારની ફરીયાદ હોય તો તે સેક્રેટરી મારફત શેઠને પહોંચાડે છે અને એ રીતે ઘણા ટંટા અટકે છે. આવી સેક્રેટરીનું કામ બધો વખત પડે તેવી મોટી કોઇ પેઢી ન હોય તો બે ત્રણ કંપનીઓ ભેગી થઇ એવી સેક્રેટરી રાખે અને ખર્ચ પોતપોતાની અંદર વહેંચી લે. અને તે પ્રમાણમાં સેક્રેટરી પોતાના વખતનો હિસ્સો દરેકને આપી શકે છે.

મજુરી કરનાર છોકરીઓના સંબંધનાં પરોપકારી કાર્યમાં શિક્ષણ પામેલી સ્ત્રીઓ ઘણી જાતનાં કામ કરી શકે તેમ છે. તેમાંનાં ઘણાંખરાં વગર પૈસે માનની ખાતર કરવામાં આવે છે એ ખરૂં છે. કેટલીક મંડળીઓ અથવા ક્લબ મજુરી કરનાર છોકરીઓની છે તેમાં તે સભાસદો અઠવાડીઆમાં એક બે રાતે જાય છે અને ત્યાં શીવણ-કામ, રમતો, કસરત વગેરે ચાલે છે. બરમીંગ-

હામમાં એવી કલબો એકત્ર થઇ એક મંડળી અથવા કમીટીના હાથ નીચે કામની હરીફાઇની ગોઠવણ દરવર્ષે કરે છે અને સભાસદોનાં કામ માટે ઇનામો આપે છે. દરેક વિભાગનું પ્રથમ ઇનામ 'શીલ્ડ' અથવા ઢાલનું હોય છે તે મેળવનાર કલબમાં એક વર્ષ સુધી રાખે છે અને ફરીથી પાછું તે હરીફાઇ માટે મુકવામાં આવે છે; અને એકની એક કલબ ત્રણ વર્ષ સુધી લાગટ તે જીતે છે તો તે ઇનામ તેની માલીકીનું થાય છે. આવી કલબોની ઉપરી સ્ત્રીઓ ઘણે ભાગે પરોપકારબુદ્ધિથી વગર પૈસે વહીવટ કરે છે, પણ તે સિવાય કામ કરનાર છોકરીઓના હિતની ઘણી સંસ્થાઓ હોય છે તેનું કામ કરનારને પગાર પણ મળે છે. તેવી એક સંસ્થા તે કલબને લગતી 'કોઓપરેટીવ' યોજનાથી મજુરી કરનાર સ્ત્રીઓને ગામડાંમાં કે દરીઆ કીનારે આરામ માટે મોકલવામાં આવે છે તે છે. ત્યાં મકાનો રાખી વહીવટ કરનાર કુશળ સ્ત્રીઓની સંભાળ હેઠળ તેમને રાખવામાં આવે છે. આવી સંસ્થા સારી રીતે ચલાવવાનું કામ ગમે તો પરોપકારી બુદ્ધિથી કરવામાં આવતું હોય અગર બાંધેલા પગાર સાટે કરાતું હોય તોપણ ઘણી ઉપયોગી પ્રવૃત્તિ છે.

વળી ઈંગ્લાંડમાં જેને "ઇવનીંગ કન્ટીન્યુએશન કલાસીસ" કહે છે તે સંસ્થા છે. જે મજુરી કરનારાં આખો દિવસ રોકાયલાં હોય છે પરંતુ ફુરસદના વખતમાં તેઓ પોતામાં સુધારણા કરવા ઇચ્છે છે તેવાંને એ સંસ્થામાં સાંજે શિક્ષણ અપાય છે. આમાંની ઘણીખરીનો વહીવટ જાહેર ખાતાને તાબે હોય છે અને કેટલીક ખાનગી વ્યવસ્થાથી ચલાવાય છે. તે સર્વમાં શિક્ષક અથવા વ્યાખ્યાનકાર તરીકે કામ કરવાનો ધંધો સ્ત્રીઓને મળી શકે તેમ છે. આમાંના કેટલાક વર્ગ આગળ વધેલી વિદ્યાર્થીઓ માટે છે અને કેટલાક વર્ગમાં મજુરી કરનાર સ્ત્રીઓને તેમના ધંધામાં તેમની કારીગરી વધારે ચડતા પ્રકારની થાય તેવું શિક્ષણ અપાય છે.

જર્મનીમાં એક વિલક્ષણ સંસ્થા સારી રીતે ચાલે છે, તે બીજી પ્રજાઓ દાખલ કરી શકે તેવી છે. એ સંસ્થાથી ફાયદા જ

ણનાર સ્ત્રી સાથે સ્ત્રીઓ મસલત કરી શકે છે. હિંદુસ્તાનમાં હાલ કાયદો જાણનાર માત્ર એક જ સ્ત્રી મીસ સોરાબજી નામે છે તેમને બંગાળાની સરકારે નોકરીમાં રાખ્યાં છે. પરંતુ હજી એવી ઘણી સ્ત્રીઓની જરૂર છે. જર્મનીનાં કેટલાંક શહેરોમાં કેટલેક સ્થળે દરાવેલે વખતે અને કેટલેક સ્થળે ગમે તે વખતે સ્ત્રીઓ ધારા જાણનાર સ્ત્રીઓ પાસે કાયદાને લગતી સલાહ લઈ શકે છે. કાયદા સંબંધી બાબતોમાં હિંદુસ્તાનની સ્ત્રીઓ તેમાં વિશેષે કરીને પડદે રહેનારી સ્ત્રીઓ છેક અસહાય છે. મીલકતનો વહીવટ કરવાનો હોય ત્યારે ઘણી સ્ત્રીઓ પુરુષોના હાથમાં સર્વસ્વ સોંપી દે છે અને એ રીતે માત્ર કાયદા સંબંધી અજ્ઞાનને લીધે તેઓએ કેટલીક દોલતની ખુવારી કરી છે. કેટલીક સ્ત્રીઓ પુરુષ ધારાશાસ્ત્રીની સલાહ લેતાં ખંચાય છે; અથવા પડદે રહેવાના કારણથી અથવા કાયદાની ગુંચવણોને બારીકીથી સમજાવવાનો વખત પુરુષ ધારાશાસ્ત્રીઓને ઘણા કામને લીધે મળી શકતો નથી. જો કોઇ બુદ્ધિમાન સ્ત્રી સ્ત્રીજાતિને લગતા કાયદાનો બરોબર અભ્યાસ કરે અને વિશેષે કરીને મીલકત સંબંધી કાયદામાં પ્રવીણ થાય તો તેની ધારાને લગતી સલાહથી પોતાની અનિશ્ચિત સ્થિતિવાળી અસહાય ભગિનીઓને ઘણો લાભ કરી શકે. જર્મનીની આ સંસ્થા બે રીતે કામ કરે છેઃ-(૧) ઓફીસ અથવા 'બોરો' રાખી ત્યાં કાયદાની મુશ્કેલીઓ સંબંધે સલાહ આપવાનું અને (૨) કાયદાની યોગ્યતાની ખામીને લીધે સ્ત્રીજાતિને નુકસાન થતું હોય તે તરફ લોકસમૂહનું ધ્યાન ખેંચવા સભાઓ ભરવાનું. આ રીતે સ્ત્રીજાતિને ઘરમાંની પદવી સંબંધી અથવા નગરવાસી તરીકેના હક સંબંધી ફરીયાદ સમર્થ સમજાવનારની દ્વારા બહાર પાડી શકાય છે. જર્મનીમાં આવી સલાહ આપવાની સંસ્થાનો લાભ લેવાય છે તેના પુરાવામાં આ હકીકત છે-પહેલા વર્ષમાં માત્ર ડ્રેસ્ડનમાં ૬૨૮ સ્ત્રીઓએ એ સલાહની ઓફીસ અથવા 'બોરો'માં કામ પાડયું હતું. અને તે પછીનાં પાંચ વર્ષમાં પ્રત્યેક વર્ષે ૯૦૦ ઉપર સ્ત્રીઓએ પોતાને મળેલા અધિકારનો ઉપયોગ કર્યો હતો. વધારે મુશ્કેલ દાવાઓમાં સોલીસીટરની મદદ લેવામાં આવે છે પણ

ઘણાંખરાં કામમાં ફસાયેલા જ્ઞાન તથા અનુભવવાળી સ્ત્રીઓ જ બધો નિકાલ કરે છે અને તેઓ પોતાને માથે લીધેલું કામ ઘણી ચતુરાઈથી સફળ રીતે બજાવે છે. જ્યાં સ્ત્રીઓનું હિત સમાએલું હોય ત્યાં તેઓ એ બાબત સંબંધી વધારે નિષ્પક્ષપાત મનથી વિચાર કરી શકે છે. અમેરિકા, ન્યુઝીલાંડ, બેલજીઅમ, સ્વીડન, નોર્વે, ફ્રાન્સ, હોલાન્ડ અને ફીન્લાન્ડમાં સ્ત્રીઓ ધારાશાસ્ત્રી તરીકે ગમે તે પ્રકારે 'પ્રૅક્ટીસ' કરી શકે છે, પરંતુ સ્ત્રીઓને એ પ્રમાણે 'પ્રેક્ટીસ' કરવાની રજા ઈંગ્લાંડ કે જર્મનીમાં આપવામાં આવતી નથી.

---

## પ્રકરણ ૮ મું.

### વીશીઓ, ન્હાની દુકાનો વગેરે.

"રુચિકર ભોજન એ શુભ જીવનમાં વિઘ્નરૂપ નથી."

—એરિસ્ટિપસ.

ખોરાક તૈયાર કરવાનું તથા તેમાં જોઇતી ચીજો મગાવવાનું કામ સ્ત્રીઓને હોય છે તોપણ સ્ત્રીઓએ ઈંગ્લાંડમાં પણ મોટા પાયાપર ભોજન પુરૂં પાડવાનો ધંધો ભાગ્યે જ શરૂ કર્યો હશે એ નવાઇ જેવી વાત છે. ઉત્તમ રસોઇ કરનારા પુરુષ રસોઇઆ હોય છે. મોટાં ઉપાહારગૃહોમાં રસોડાની દેખરેખ પુરુષો રાખે છે. મોટી હોટલો અથવા વીશીઓના માલીક તથા વ્યવસ્થાપક પુરુષો જ હોય છે. છતાં આ કામ એવું છે કે સ્ત્રીઓ તેને લગતું ઘણું કરી શકે એમ જણાય છે.

આ ધંધામાં સ્ત્રીઓ પછાત છે તેનું એક કારણ એ હશે કે પુરુષ કરતાં સ્ત્રીની સ્વાદશક્તિ ઓછી છે. પુરુષોની રસેન્દ્રિય ઘણીખરી સ્ત્રીઓની એ શક્તિ કરતાં પ્રમાણમાં વધારે તીક્ષ્ણ હોય છે અને અનુભવી ભોજનરસવેત્તાના અભિપ્રાયે તો થોડી જ સ્ત્રીઓ યો

તૈયાર કરાવવાની કળા જાણે છે. ખાવાપીવાના ઘણા શોખીન હંમેશાં પુરુષજાતિના જ હોય છે. રસોઇની કળાના પરીક્ષક પુરુષો જ છે એ સર્વત્ર સ્વીકારવામાં આવે છે અને ન્હાની વાનગી કાઢવા સારૂ પુરુષોને દરેક વખત પસંદ કરવામાં આવે છે. આ શક્તિની ખામી માટે સ્ત્રીઓ કહી શકે કે શારીરિક ક્ષુધા મનુષ્યપ્રકૃતિનો સ્થૂલ ભાગ છે અને પુરુષો તેમાં ભલે સર્વોપરિ થાય.

ગમે તેમ હોય પણ હોટેલો, ન્હાની દુકાનો, વગેરે ચલાવવાની વ્યવસ્થા કરવી તે વગર મહેનતનું કામ નથી. લંડનમાં પેલ મેલના મહેલ્લામાં આવેલી નવી "ઓટોમોબાઇલ કલબ" ની રસોઇના કામની વિગત વાંચતાં મોટી કલબોના ભોજન વિભાગ ચલાવવામાં કેટલી બધી વ્યવસ્થાની જરૂર પડે છે તેનો ખ્યાલ આવે તેમ છે. ત્યાં રસોડાના દસ વિભાગ કરવામાં આવ્યા છે અને દરેક માટે જુદા ખંડ છે. તે દરેકને મધ્ય ખંડ સાથે સંબંધ હોય છે અને એ મધ્ય ખંડમાંથી મુખ્ય વ્યવસ્થાપક તથા રસોઇઓ દરેક વિભાગનું કામ ચલાવે છે. એ દસ વિભાગ નીચે પ્રમાણે છેઃ–(૧) માંસ, (૨) શિકારમાં મારેલાં જનાવર, (૩) કાળુ માછલી, (૪) માછલી, (૫) પરચુરણ, (૬) બરફની ચીજો, (૭) મેવો, (૮) મીઠાઇ, (૯) રોટલી, અને (૧૦) શાકભાજી. આ સિવાય પાંચ જમવાનો સામાન મૂકવાના ખંડ છે. એકમાં છરીઓ, એકમાં ચીનીકામ, એકમાં બીલોરકામ અને એકમાં રિકાબીઓ વગેરે રહે છે. આટલું તો માત્ર ભોજન તૈયાર કરવાને લગતું છે, તે સિવાય એ ખાતાના બીજા વિભાગને માટે જોઇતા મદદનીશોની ગણતરી તો કરી જ નથી.

કામ કરનારાની વ્યવસ્થા કરવા સંબંધે વ્યવહારિક નિયમો અમેરિકાના " ધી સેન્ચુરી " પત્રના ૧૯૧૧ ના માર્ચ માસના એક લેખમાં દર્શાવવામાં આવ્યા છે. કામ કરનારાંની વ્યવસ્થાને કેવી રીતે શાસ્ત્રીય સ્વરૂપ આપવું તે તેમાં જણાવ્યું છે, આથી માણસોને વૈતરૂં કરાવવાને બદલે શાસ્ત્રીય પદ્ધતિથી કેળવવામાં આવે છે અને એના પરિણામમાં નોકર રાખનારને તથા જનસમાજને

કામ સારૂં અને કામ કરનાર વધારે તનદુરસ્ત મળે છે. કેટલાંક વર્ષ ઉપર એકસેટરના તથા અમેરિકાના સ્ટીવન્સ ઇન્સ્ટીટયુટના ગ્રેન્યુએટ મી. ટેલરે એક પ્રયોગ અજમાવી જોયો હતો. મી. ટેલરને નબળી આંખને લીધે પોતાનો ધંધો છોડી દેવાની જરૂર પડી હતી. લોખંડના મોટા કારખાનામાં ઉપરી તરીકે કામ કરતાં, મજુરોની ઝડપ વધારવાનાં સાધનો શોધવા સારૂ, તેઓ કેવી રીતે કામ કરે છે તેનો અભ્યાસ કરીને તેણે એક યુક્તિ રચી હતી. પ્રથમ તેણે બે સાધારણ મજુરો પસંદ કર્યા અને તેમની પાસે ધકેલવાનું, ખેંચવાનું, લાવવા લઈ જવાનું કામ કરાવ્યું અને ઘડીઆળ લઈને બેઠેલા બે માણસો પાસે તેમના કામના વખતની નોંધ રખાવી. તે પરથી માલમ પડયું કે સાધારણ રીતે આરામ લેવામાં ગએલો વખત બરોબર ગણવામાં આવ્યો નહોતો. આરામનો વખત તથા કામ કરવાના વખતનો હીસાબ કાઢી તે પ્રમાણે કામ કરવાથી કામ કરનારની કામ કરવાની શક્તિ તેનો પરિશ્રમ વધાર્યા વગર ચાર ગણી કરી શકાતી હતી એમ જણાયું હતું. એ જ રીતે પાવડાથી કામ કરવાની રીત તપાસી તેણે દરેક જુદી ચીજ ભરવા સારૂ કેવા જુદા ઘાટના અને જુદી જાતના પાવડા જોઈએ તે શોધી કહાડયું તથા એ પણ શોધ કરી કે કેટલા વજનના પાવડાથી આખો દિવસ મજુરી કરતાં વધારેમાં વધારે જથો ભરી લેવાય. આ પ્રયોગના પરિણામે ૬૦૦ માણસનું કામ ૧૪૦ માણસો કરી શકયાં. એ જ પ્રમાણે જુદાં જુદાં યંત્રો પર તેણે પ્રયોગ કરી જોયા હતા અને તેને માલમ પડયું હતું કે સંભાળપૂર્વક ધ્યાન આપવાથી તથા ગણતરી કરવાથી તે પોતે મજુરની કામ કરવાની શકિત બમણીથી નવગણી સુધી વધારી શકયો હતો.

એ જ રીતે ન્યુયોર્કના મજુર પાસે કામ કરાવનાર એક ગૃહસ્થે ઈંટ પડાવવાનો પ્રયોગ કરી જોયો હતો અને ઓજારોમાં તથા બનાવવાની રીતમાં કેટલાક ફેરફાર કરવાથી, ઈંટ બનાવવાની ક્રિયામાં અઢાર વખત ઉપાડમુક કરવાને બદલે પાંચ કે ૭ વખત સ્થાન લવાથી કામ ચાલી શકે છે એમ તેણે શોધી કાઢયું હતું. એ જે

લખનાર કહે છે :—“ નવી પદ્ધતિ પ્રમાણેની કાર્યવ્યવસ્થા નીચેથી કામ કરે છે અને મજુરને ઉંચો ચઢાવે છે. જુની પદ્ધતિ અનુસાર એક ઉપરી મુકરદમ વીસ મજુરોની ઉપર દેખરેખ રાખે છે, આ નવી પદ્ધતિ પ્રમાણે એક ‘ શિક્ષક ’ ચચ્ચાર કે પાંચ પાંચને મદદ કરે છે. આવી વસ્તુસ્થિતિ હોય તો કદાચ કાંઇક વધારે પગાર લેનાર પણ થોડાં માણસો બમણો ત્રમણો અથવા ચાર ગણો માલ ઉત્પન્ન કરી શકે. આ ‘ગુલામો હાંકવાનું કામ’ નથી. શાસ્ત્રીય પદ્ધતિથી વ્યવસ્થા ચલાવવાનો મુખ્ય નિયમ એ છે કે માણસના કાયમના બળની મર્યાદાની અંદર બને તેટલું કામ મજુરો પાસે કરાવવું. મજુરોના રોજના દર ઓછા કરી ઓફીસવાળાના પગાર વધારવા એવી પણ આ યોજના નથી. આ યોજના પ્રમાણે કામ કરનારને રોજનો દર બરોબર વધારી આપવો એ એ ગોઠવણનો એક વિભાગ છે.”

હાલના સમયમાં ઉદ્યોગના સાહસમાં સફળતા પ્રાપ્ત કરવા માટે શાસ્ત્રીય પદ્ધતિથી વ્યવસ્થાના તત્ત્વની જરૂર છે એમ જણાય છે. આ મહત્ત્વની બાબતનું સત્ય લંડનની એક મોટી ભોજનગૃહની આબાદીપરથી સિદ્ધ થાય છે. ન્હાની એક જાતની દુકાનથી આરંભ કરી તેણે પોતાના કાર્યપ્રદેશનો વિસ્તાર કર્યો અને હાલમાં લંડનનો એક પણ મહેલ્લો એ દુકાનની શાખા વગરનો ભાગ્યે જ હશે, એટલું જ નહીં પણ તેની શાખાઓ પડોશનાં શહેરોમાં પણ છે. આ ઉપાહારગૃહ તથા ન્હાની દુકાનોની આટલી મોટી સંખ્યા એક વહીવટ કરનારના હાથ તળે ચાલે છે એ જોઇ બહારથી જનાર પ્રવાસીઓને ઘણું આશ્ચર્ય ઉપજે છે. પરંતુ થોડો વખત રહેનાર મુસાફરના ધ્યાનમાં એ વાત ન આવે કે આ અતિશય મોટા ભોજનગૃહની તમામ વ્યવસ્થા શાસ્ત્રીય અંકુશના નિયમથી ચાલે છે—અર્થાત્ એક મુખ્ય ઓફીસમાં દરેક વિભાગની ઝીણામાં ઝીણી બાબતની ગોઠવણ થાય છે. ઉપર ઉતારો કર્યો છે તેમાં બતાવેલી અમેરિકન પદ્ધતિ સરખી જ આમાં વ્યવસ્થા છે, એટલે કામ કરવાનો ઉત્તમ અને ઉતાવળો માર્ગ શોધી કાઢવા સારૂ દરેક ઝીણું કામ

ધ્યાનપૂર્વક તપાસવું અને એવો માર્ગ બધા વિભાગમાં પ્રમાણ તરીકે ચાલુ કરવો. એવું કહેવાય છે કે જમવાનો મેજ ગોઠવવા સરખું નજીવું કામ પણ ધ્યાનથી તપાસેલું હોય છે અને તે કેવા પ્રકારે કરવું તેનો નિશ્ચય કરેલો હોય છે. દરેક ખાતામાં ઉત્તમ અને ઝડપથી કામ કરવાની પદ્ધતિ ચલાવવાનો કાયદો હોવાથી એક ખાતાના નોકરને બીજા ખાતામાં મોકલવાની જરૂર પડે તો તે કામની બારીક વિગતથી તેઓ તરત વાકેફગાર થઇ જાય છે. એ ધંધાને લગતી તમામ બાબતોમાં એ જ નિયમથી કામ થાય છે અને એ રીતે વખત જેનો અર્થ પૈસા થાય છે તે બચે છે. આવી જાતનાં કામની વ્યવસ્થા માથે લેવા ધારનાર સ્ત્રીને આ ઘણી અગત્યની સૂચના છે.

હિંદુસ્તાનની સ્ત્રીઓને ભોજનગૃહો ચલાવવાના ધંધામાં કઇ યોજનાઓ અનુકૂળ પડે તેમ છે? જુદી જુદી જ્ઞાતિઓ માટે તથા જુદા ધર્મવાળા સારૂ તેઓ ન્હાની દુકાનો અથવા ઉપાહારગૃહો કાઢી શકે. વળી તેઓ માત્ર સ્ત્રીઓ માટે ઉપાહારગૃહો ચલાવે; તેમાં કેટલાંક ચઢતા વર્ગનાં અને કેટલાંક મધ્યમ દરવાળાં કાઢે. જ્યાં સ્ત્રીઓ મનગમતી રીતે પીરસાએલાં, મનગમતાં ભોજન જમી શકે. આવી જાતનાં માત્ર સ્ત્રીઓ માટેનાં ઉપાહાર ગૃહ પૈરીસમાં છે અને તેમાં મજુર વર્ગની સ્ત્રીઓ માટેનાં તથા દુકાનોમાં કામ કરતી છોકરીઓ માટેનાં ઉપાહાર ગૃહ ઘણી સારી રીતે ચાલે છે. એવું ગૃહ પહેલ વહેલું ઈ. સ. ૧૮૯૩ માં સ્થાપવામાં આવ્યું હતું અને એ પ્રકારની સંસ્થા કોઇએ કદી ચલાવેલી ન હોવાથી તે વખતે તે સાહસિક ને નવીનવાઈ ગણાતું. આરંભમાં કેટલાક શ્રીમંત મુરબ્બીઓ તરફથી તેને નાણાંની સહાયતા મળતી પણ થોડા જ વખતમાં તે સ્વતંત્ર બની શક્યું. એ વિચાર પ્રસર્યો. પૈરિસના જુદા જુદા ભાગમાં વિશાળ ઉપાહારગૃહો સ્થપાયાં અને એ સર્વનાં સંતોષકારક પરિણામ મુખ્યત્વે તેની પ્રથમ સ્થાપનાર અને વ્યવસ્થાપકના ડહાપણ ભરેલા વહીવટને લીધે છે એમ સ્વીકારાયું. હવે અસંખ્ય

છોકરીઓ એમાંનાં મુખ્ય ઉપાહારગૃહોમાં સ્વચ્છતા, અને સગવડથી પીરસવામાં આવેલું રુચિકર ભોજન જમવા દરરોજ આવે છે અને ત્યાં તેમને પોતાની સખીઓને મળવાનો લાભ મેળવે છે. એને લગતું એક વાંચનગૃહ તથા સંગીત-ગૃહ કાઢવામાં આવ્યું છે. પખવાડીએ પખવાડીએ ત્યાં આવનારની ગમત માટે સાંજે મેળાવડો થાય છે.

સ્ત્રીઓને રહેવા માટેની હોટેલો કે વીશીઓ આગળ ઉપર સારો ચાલે તેવા ઉદ્યમનું સાધન ઇંગ્લાંડમાં ગણાય છે; એવી હોટેલો તે ચલાવનાર તેમ જ તેની સગવડનો ઉપયોગ કરનાર બંનેને લાભકારક થવાનો સંભવ છે. હવેના વખતમાં દરેક કામ મોટા પાયાપર ચલાવી ઓછા ખર્ચથી કામ કરવા તરફ બધાંનું વલણ હોય છે. થોડીક સ્ત્રીઓ એકઠી રહે તો ભેગું રસોડું રાખી, ધોવાના માટે ભેગી જગા રાખી તથા દરેકના જુદા ઘરમાં રાખવા પડે તે કરતાં પ્રમાણમાં ઓછા નોકરો રાખી વધારે સુખથી રહી શકે. હિંદુસ્તાનમાં જ્ઞાતિભેદની મુશ્કેલી છતાં આવી એકઠી જમવાની ગોઠવણનો લાભ લઈ શકાય તેમ છે. દરેક જ્ઞાતિ માટે જુદું રસોડું કરી શકાય. ઘણાં કુટુંબોમાં ભોજન પુરું પાડવા માટેનાં એકઠાં રસોડાંનો રીવાજ ઇંગ્લાંડમાં શરૂ કર્યો છે અને જર્મની તથા અમેરિકામાં તે વધારે મોટા પાયા પર ચાલે છે. ત્યાં રસોઇ કરવાની મોટી 'કોઓપરેટીવ' સંસ્થાઓની યોજના છે અને જે કામ પહેલાં જુદા જુદા માણસો ઘણા શ્રમથી કરતા તેમાંનું ઘણું ખરૂં સંચાથી થાય છે. સાધારણ સ્થિતિનાં કુટુંબોને આ ગોઠવણ ઘણી અનુકૂળ પડે છે, કારણ કે એથી તેમને ખોરાકીનું પહેલાં કરતાં ત્રીજા ભાગનું ખરચ ઓછું થાય છે અને તે સાથે ખોરાક વધારે સારો અને સ્વાદિષ્ટ લાગે તેવી રીતે તૈયાર કરેલો મળે છે. આવી ગોઠવણ જ્યારે નાના પાયાપર કેટલીક ગરીબ સ્ત્રીઓ માટે કરવામાં આવે છે ત્યારે એ સ્ત્રીઓ રસોઇનું કામ વારાફરતી કરે છે અને એ રીતે મહેનત, વખત અને બળતણનો ઉગારો થાય છે. સર્વ ઘર ચલાવનારને ખબર હોય છે કે ચાર માણસની રસોઇને

બદલે ૭ માણુસની કરતાં ઘણી વધારે મહેનત પડતી નથી. તો એ વધારાના બળ, વખત તથા પૈસાનો વિના કારણુ વ્યય કરવો એ ખેદની વાત છે. એને બદલે તેનો બીજો ઉપયોગ થઇ શકે. ભિન્ન જ્ઞાતિઓની ગણુના કરતાં પણુ દસને બદલે ૭ રસોડાંથી ચાલી શકે; દસ રસોઇઆને બદલે ચાર રસોઇઆની જરૂર પડે અને દસ નાના ચૂલાને ઠેકાણે ચાર મોટા ચૂલાથી કામ ચાલે એમ છે. 'કોઓપરેટીવ' કાર્યપદ્ધતિના સિદ્ધાંત અહીં પણુ લાગુ પડે છે કેમકે ખોરાકની ચીજો સામગ્રી લે તો છુટકના મોંઘા ભાવ કરતાં ઓછે ભાવે મળી શકે. હિંદુસ્તાનના લશ્કરી અમલદારો જે હાલમાં થોડા વખતપર રાજ્યાભિષેકના અવસર માટે ઇંગ્લાંડ ગયા હતા તેમના હૅમ્પટન કોર્ટ પાર્કમાંના મુકામમાં આ ધોરણુપર ફત્તેહમંદીથી કામ ચાલ્યું હતું. હિંદુ લોકોના ખાનગી વ્યવહારમાં એ યોજના કેમ અમલમાં મૂકવા લાયક ના ગણાય ?

હિંદુસ્તાનમાં જ્યારે સ્ત્રીઓ હાલના કરતાં જાહેર જીવનમાં વધારે ભાગ લેતી થશે ત્યારે તેઓ દુનીઆના બીજા ભાગમાં વસતી તેમની કેટલીક ભગિનીઓની પેઠે પોતાના ઘરમાં રસોઈ કરવાની ગોઠવણુમાં ફેરફાર કરશે એવો સંભવ છે. જેઓએ અનુભવ લીધો છે તેઓનો મત એવો છે કે એકઠાં જમવાની ગોઠવણુમાં જો દસ કે વધારે કુટુંબોની મહેનત એકત્ર કરી તે ઓછી થાય તેવી વ્યવહારિક યોજના કાળજીપૂર્વક અને બુદ્ધિપૂર્વક કરવામાં આવે તો કુટુંબનો મલાહજો સાચવવામાં હરકત પડે તેમ નથી. કેટલાકનું કહેવું એવું છે કે આવી ગોઠવણુમાં દરેક વ્યકિતની અમુક પ્રકૃતિવાળી પાચન શકિત ધ્યાનમાં લઇ શકાય નહીં એવી કોઈ શંકા લાવશે. ગરીબ કુટુંબો માટે આ હરકત કદાપિ ખરી હશે પરંતુ સારી સ્થિતિનાં માણુસો જે પ્રમાણે કોઇ સારી ગોઠવણુવાળી હોટેલમાં પોતાના અમુક શોખ પ્રમાણે વાનીઓ મગાવે છે તે પ્રમાણે આ યોજનામાં પણુ કરી શકે. પરસ્પર સહાયતાનું કામ કેટલેક અંશે પાર પાડવામાં હિંદુ લોકોની 'કાચી' અને 'પાકી' રસોઇમાં અનિવાર્ય મુશ્કેલીઓ

નથી. ગૃહજીવનની બીજી બાબતો ચાલુ રિવાજ પ્રમાણે ચલવી શકાય. પોતાના ખાનગી રસોડામાં રસોઇ ન કરવાથી ઘર તરફની કાળજી અથવા કુટુંબી જનોના સ્નેહનો નાશ કરવાની જરૂર પડતી નથી; ઉલટું યુરોપ તથા અમેરિકામાં તો એવો અભિપ્રાય છે કે એ રીતે વખત બચવાને લીધે ઘરમાંની ઘણી માથાકૂટવાળી જવાબદારીમાંથી માતાઓ મુક્ત થાય અને તેઓને પોતાનો અવકાશ બાળકોને કેળવણી આપવા પાછળ કાઢવાની અનુકૂળતા મળી શકે; વળી એથી કરીને સ્ત્રીઓ પોતાના પતિની સખી તથા સહચારિણી પરિપૂર્ણ રીતે બની શકે અને તેના જીવનકાર્યમાં વધારે ઉત્સાહથી ભાગ લેનાર થઇ શકે; તેમ જ પોતાની સ્ત્રીજાતિમાં ખરી મૈત્રી બુદ્ધિપૂર્વક ખીલવવા સારૂ તેને વધારે પ્રસંગ મળી શકે. જ્યારે છોકરાં મોટાં થાય ત્યારે તેમના બાળપણ જેટલું તેમનું કામ કરવું પડતું નથી તેથી જો રસોડા સંબંધી નકામા કામથી ફારગ થઇ શકે તો એટલી વધારે નવરાશ મળતાં લોકહિતનાં કાર્ય તેઓ કરી શકે અથવા જે નફાવાળા ખાનગી ઉદ્યમ વિશે આ પુસ્તકનાં આગલા પ્રકરણોમાં ચર્ચા કરી છે તેમાંના ગમે તેની વ્યવસ્થા ચલાવી શકે. ઘણા માણસોને આ નવી યોજના અનિષ્ટ લાગશે પરંતુ યુરોપીઅન તેમ જ અમેરિકન લોકોના મત પ્રમાણે તો આવી યોજના જે સબળ હરીફાઈ આપણી ચારે તરફ પ્રવર્તી રહી છે તેને અનુરૂપ થવાનો એક પ્રયત્ન માત્ર છે. કેટલાંક વર્ષ ઉપર ઈંગ્લાંડની કોઇ પણ સુજ્ઞ ગૃહિણી રોટલી પોતાને ઘેર ભઠ્ઠીમાં તૈયાર કરવાને બદલે બહાર બનાવવાના વિચારથી ક્રમકમીને હાથ આડા ધરે એવી સ્થિતિ હતી. હવે તેઓ બેકીઆરા પાસેથી રોટલી વેચાતી લેતાં કોઈ રીતે અચકાતાં નથી. અગાઉ તેઓ પોતાના ઘરની મીઠાઇ જાતે બનાવતી. લૂગડાં ધોવાં, અસ્ત્રી કરવી, પોશાક બનાવવા, કાંતવું, વણવું એ સર્વે હાથે જ કરતી, અને હવે એ સર્વે કામ બહારનાં માણસો પાસે કરાવવામાં વધારે ફાયદો પડે છે. આ નવી યોજના દાખલ કરવા ઇચ્છનાર સ્ત્રીઓનું કહેવું એવું છે કે એ જ પ્રમાણે રસોઇના સંબંધમાં સ્ત્રીઓ કેમ ફેરફાર ન કરી શકે? પરસ્પર સહાયકારી ધોરણ પર

ચલાવાય તેવાં ભોજનગૃહ, નાત જાતના રિવાજ પર ધ્યાન આપીને કાઢવામાં આવે તો તેથી કેટલીક હિંદુ વિધવાઓ તેમ જ જેમને ધંધો કરવાની જરૂર પડેલી હોય તેવી પરણેલી સ્ત્રીઓ માટે નવો ધંધો થાય અને તેમનો માતા તરીકેનો તથા ગૃહિણી તરીકેનો અનુભવ આવી સંસ્થા ચલાવવામાં અમૂલ્ય થઇ પડે.

આ યોજનાના હીમાયતીઓ વળી એમ પણ કહે છે કે કોઇ સ્ત્રીનો પતિ દુર્ભાગ્યે ગુજરી જાય અને જો આવાં એકત્ર રસોડાંની ગોઠવણથી તેને ઘર ચલાવવાની જંજાળ પ્રમાણમાં ઓછી હોય તો તે પૈસા મળે તેવો ધંધો કરી શકે અને કોઈના આશ્રિત તરીકેની ઓશીઆળી અવસ્થામાંથી મુક્ત થઇ શકે; અથવા સુભાગ્યે તે શ્રીમંત ઘરની હોય તો લોકસેવા અને બીજી ખાનગી સેવા કરવાની તેને વધારે અનુકૂળતા થાય. પોતાના ઘરની વ્યવસ્થા જાતે ચલાવવી જોઈએ એ વધારે અનુકૂળ પડે તેવું છે, અથવા એ આપણી ફરજ છે એમ માનનાર સ્ત્રીઓ ઘણી નીકળશે; તથાપિ જે થોડી સ્ત્રીઓ એવા મતની હોય કે એ કામ આવશ્યક કર્તવ્ય નથી તેવી સ્ત્રીઓના મનને ઉપર બતાવી તેવી ગોઠવણ રૂચતી આવશે.

છોકરાં વગરની બાળવિધવાઓ જેમને દુનીઆમાં આગળ ચાલવું છે તેમને, પોતાના જેવી સ્થિતિની બીજી સ્ત્રીઓની સાથે રહી ખાવાપીવાની ગોઠવણથી તેમના અંધકારપૂર્ણ જીવનમાં પ્રકાશનો પ્રવાહ વહેતો જણાશે. યુરોપ તથા અમેરિકામાં સ્ત્રીઓ માટે રહેવાની વીશીઓ તથા તેની અંદર જમવા ખાવાની ગોઠવણ, જે સ્ત્રીઓને જાતે મહેનત કરી નિર્વાહ ચલાવવો પડે છે તેઓ ઘણી પસંદ કરે છે. ધંધામાં પડનારને પોતાના કામ માટે જ જીવવાનું છે. તેમને માથેથી ઘર ચલાવવાની જંજાળ ખસેડવી જોઇએ. આવી જાતની પરસ્પર સહાયક રહેવા ખાવાની ગોઠવણનો લંડનમાં આરંભ થઈ ચૂકયો છે, તે એ ગોઠવણની ઓનરરી મંત્રી એડ બર્લેનના લંડનનાં વર્તમાન પત્રોમાં મોકલેલા એક પત્રમાંનો નીચેનો ઉતારો વાંચ્યાથી જણાશેઃ—

"શિક્ષણ પામેલી ધંધો કરનારી સ્ત્રીઓને માટે એકઠાં રહેવાની પરસ્પર સહાયકારી યોજના સંબંધી જે વિનંતિ પત્ર થોડા વખત પર લખ્યો હતો તેના ઘણા જ લાગણીભરેલા જવાબ મળ્યા હતા અને ઘણાં સ્થળોમાં એ બાબત માટે ઉલટ બતાવવામાં આવી છે એમ કહેવાની રજા લઉં છું. જે સહાયતા મળવાનો અમને વિશ્વાસ છે તેને આધારે અમારી નાણાં સંબંધી સ્થિતિ એવી સારી છે કે ધંધો કરી કમાનારી સ્ત્રીઓના નિવાસ માટે એક ઘર અમે ઉઘાડવાનો વિચાર કરીએ છીએ..............એકથી ચાર ખંડવાળા, દરેકમાં બધી સગવડવાળા તથા તે સર્વની વચ્ચે એક ભોજનગૃહ તથા તેને માટે જોઈતી ગોઠવણવાળા માળા બાંધવાનો જે અમારો અંતિમ ઉદ્દેશ છે તે હંમેશ લક્ષમાં રાખી તે ઘરમાં રહેનાર પ્રત્યેક સ્ત્રીને જ્યારે બને સારે નફાનો હિસ્સો આપવો એવી ધારણા છે."

ઘણાં જણ વચ્ચે એક રસોઇઓ રાખવાની પરસ્પર સહાયક ગોઠવણ કાંઇ તદન નવી નથી; વ્યહવારમાં એવી ઘણી ઘણી અસાધારણ યોજનાઓ ઘડવામાં આવી છે અને ફ્રેંચ સોશીઅલિસ્ટોએ સર્વ મનુષ્ય સમાન છે તેથી જગત્માંનું સર્વ દ્રવ્ય સરખે હીસ્સે બધાંની માલીકીનું થવું જોઈએ એમ માની મંડળ સ્થાપ્યાં હતાં તે કાંઈ નાની યોજના નહોતી. એવા મતના માણસોએ એ વિચાર એટલી આતુરતાથી ગ્રહણ કર્યો કે તેમના હાથમાં તે આવતાં તેનું ઘણું મોટું સ્વરૂપ થયું છે. આખા પેરિસ શહેરને એક મોટા ભોજન તૈયાર કરનાર ખાતા તરફથી ભોજન પૂરૂં પાડવાની તેમની સૂચનાનો મનોરંજક હેવાલ મી. **સી. જે.** હોલીઓકના "કોઓપરેશનના ઇતિહાસ" નામે પુસ્તકમાં આપ્યો છે. તેનાં રસોડાંમાં હાથમાં કઢાઈઓવાળાં ગ્રીક પુતળાં મુકવાં તથા લ્યુકલસ, રેબેલેના ગાર્ગેન્ટુઆ, વેટલ, કેરેમી અને ફ્રાંસના ખાવાપીવાના શોખીન નામીચા મનુષ્યોની છબીઓ મૂકવી. મોટી મોટી ગાડીઓમાં (ઓમનીબસમાં) ખોરાક ભરી તે આખા શહેરમાં પહોચાડવા ચાલતી કરવી; 'સુપ' ની ગાડી, માછલીની ગાડી, આરંભની વાનીની ગાડી, માંસની ગાડી, દાંત ખોતરણીઓની ગાડી અને

છેલ્લી એ બધાનાં બિલ (આંકડા) ની ગાડી ! આવી રાક્ષસી ગોઠવણ યુરોપમાં પણ ચાલી શકે તેમ નથી એ સ્પષ્ટ છે. હિંદુસ્તાનમાં તેવીનો વિચાર પણ કરવાનો નથી; પરંતુ નાના પાયાપર એકઠાં રસોડાં તથા લૂગડાં ધોવાની એકઠી જગાઓની યોજના ભવિષ્યમાં ઘણી ફાયદાકારક થાય તેમ છે.

---

## પ્રકરણ ૯ મું.

---

### ગૃહવ્યવસ્થાનું શાસ્ત્ર.

" દરેક વસ્તુ યથાયોગ્ય અને સુવ્યવસ્થિત રીતે કરવા દો. "

બાઈબલ.

હમણાં સુધી,–છેક થોડાં વર્ષ ઉપર એમ જ મનાતું કે ઘરની વ્યવસ્થા કરવા માટે સ્ત્રીઓને કાંઇ પણ શિક્ષણ જોઇતું નથી. એ બાબતનું જ્ઞાન તેનામાં સ્વાભાવિક રીતે હોય છે એમ ધારવામાં આવતું અને ગૃહિણીનાં કર્તવ્ય કરવામાં આનંદથી તે પ્રવૃત્ત થતી. એ કાર્ય કેમ ચલાવવું તેના કાંઇ પણ ચોક્કસ જ્ઞાન વગર અને પોતાની સમક્ષ શું કાર્ય છે તેના સ્પષ્ટ ખ્યાલ વગર તે એ કાર્ય શરૂ કરતી. પુરુષો જે ધંધા કરે છે તે માટે હંમેશ પ્રથમ કાંઇ પણ શિક્ષણ લે છે. સ્ત્રીઓના બિચારીના ભાગ્યમાં ગૃહની વ્યવસ્થા ચલાવવાનું વિકટ કાર્ય હોય છે તેમને આજ સુધી યુરોપમાં કાંઇ પણ શિક્ષણ આપ્યા વગર એ કામમાં ગોથાં ખાવા દેવામાં આવતી અને તેને પરિણામે તેમના વિશેષ કાર્યક્ષેત્ર–ગૃહવ્યવસ્થામાં તેઓ ગુંચવાઇ નિષ્ફળ થતી.

બીજા સર્વ કાર્યના સરખું જ ગૃહકાર્ય છે. તેને માટે પદ્ધતિની જરૂર છે; તેની વ્યવસ્થા શાસ્ત્રીય ધોરણથી કરવી જોઇએ. પ્રોફેસર હક્સલી કહે છે કે " શાસ્ત્રીય પદ્ધતિ એટલે કેળવેલી તથા સુવ્યવસ્થિત કરેલી સામાન્ય સાદી સમજણ છે, તેની અને સાદી સમજણની વચ્ચે નવા દાખલ થએલા અણઘડ સૈનિક તથા ઘણા

અનુભવી વૃદ્ધ સૈનિકના જેટલો તફાવત છે." સાધારણ સમજ-શક્તિને આ જ શાસ્ત્રીય પદ્ધતિથી કેળવીને સુવ્યવસ્થિત કરવાથી આદર્શરૂપ ગૃહિણી બની શકે.

હમણાંનું ઇંગ્લાંડમાં લોકોને એવું લાગવા માંડ્યું છે કે ગૃહ-વ્યવસ્થાનાં ચક્ર સરળતાથી ચાલે તે માટે કાંઈ ઈલાજ કરવાની જરૂર છે. આ ખોટ પૂરી પાડવા સારૂ ગૃહવ્યવસ્થાનું શાસ્ત્ર શીખવવાની શાળાઓ તથા શિક્ષણક્રમ શરૂ કરવામાં આવ્યો છે. એ માટેના સાંજના વર્ગમાં રાંધણકળાનું, લૂગડાં ધોવાના હુંનરનું, ઘેર પુરુષ તથા સ્ત્રીઓનાં લૂગડાં તૈયાર કરવાનું, આરોગ્ય સંબંધી તથા સામાન્ય ગૃહવ્યવસ્થાનું શાસ્ત્રીય તેમ જ વ્યવહારિક શિક્ષણ આપવામાં આવે છે. લંડન યુનિવર્સિટિને જોડાએલી બેડફોર્ડ કૉલેજ જેવી ઉંચી કેળવણી આપનારી સંસ્થામાં પણ શાસ્ત્રીય ધોરણથી આરોગ્યવિદ્યાનો શિક્ષણક્રમ રાખેલો છે. આરોગ્યવિદ્યાના શિક્ષકો તૈયાર કરવા માટે તથા કારખાનાં તપાસનાર તથા સ્વચ્છતા સંબંધી તપાસ રાખનાર તરીકે સ્ત્રીઓ કામ કરી શકે તે હેતુથી એ શિક્ષણ-ક્રમ રાખેલો છે. ગૃહવ્યવસ્થાના જ્ઞાનને આટલું મહત્ત્વ હવે અપાય છે, તેથી એ વિષયના શિક્ષકનો ઘણો ખપ પડે છે, અને શિક્ષકના આ ઉપયોગી ધંધા માટે લાયક સ્ત્રીઓ તૈયાર કરવા સારૂ કૉલેજો સ્થપાઈ છે. ત્યાં અમુક શિક્ષણ મેળવ્યા પછી તેમને પ્રમાણપત્ર (ડીપ્લોમા) આપવામાં આવે છે તેથી તેઓ શિક્ષક તરીકે યોગ્ય ગણાય છે. જે સ્ત્રીઓ તથા છોકરીઓ ગૃહજીવન માટે તૈયાર થવા ઇચ્છતી હોય તેમને સારૂ એ શિક્ષણનો એવો ક્રમ રાખ્યો છે કે તેમાં રસોઈ, શીવણકામ, આરોગ્યવિદ્યા, કપડાં ધોવાનો હુંનર, નોકરનું કામ, મેજ ઉપર બીછાવવાનાં લૂગડાં ટુવાલ વગેરે તથા જમવાનાં વાસણ, કાચનાં વાસણ, ચીનાઇ વાસણ સંભાળવાનું કામ અને સામાન્ય ધંધાનું કામકાજ એ સર્વ વિષયો શીખવાય. ઇંગ્લાંડ, સ્કૉટલાંડ તથા આયર્લાંડ (યુનાઇટેડ કિંગડમ)માં હાલ એક પણ પરગણું એવું નહીં હોય કે જ્યાં આ સર્વ અથવા એ-

માંના કેટલાક વિષયનું શિક્ષણ નહીં અપાતું હોય. એ રીતે ગરીબ, શ્રીમંત સર્વે કોઈ જેને એ શિક્ષણનો લાભ લેવો હોય તે લઈ શકે છે.

હવે ગૃહવ્યવસ્થાનું શાસ્ત્ર જાણવાના લાભ જોઇએ. પ્રથમ તો એ જ કે જેઓ એ ધંધો ચલાવવા ઇચ્છતાં હોય અથવા પરણેલા સુખમય જીવનનો અભિલાષ રાખતાં હોય તે બંનેને એ શિક્ષણ અમૂલ્ય છે. ગરીબ લોકો માટે પરોપકારનાં કામ કરવામાં પણ એથી ઘણી સહાયતા મળે છે. વળી ઘણીક સ્ત્રીઓ વિધવા બને છે અને તેમને નિર્વાહનું કાંઈ સાધન હોતું નથી તેવી સ્થિતિમાં જો પ્રથમથી લગ્ન પહેલાં કે પછી આ શિક્ષણ મેળવેલું હોય તો પતિના મૃત્યુથી કમાનારની ખોટ પડતાં તે પોતાનો નિર્વાહ ચલાવવામાં ઘણું ઉપયોગી થાય. એ ધંધો એવો છે કે બીજા લગભગ સર્વે ધંધા કરતાં વહેલો શરૂ કરી શકાય અને વધારે લાંબા વખત સુધી ચાલુ રાખી શકાય, તથા તે કરનાર સ્ત્રી જો વ્યવહારિક દૃષ્ટિવાળી હોય તો બીજા ઉદ્યમ કરતાં એમાં વધારે સહેલાઇથી કાળના ફેરફારને અનુસાર કામ કરી શકે. તે ઉપરાંત સ્ત્રીને ઉત્તમ રીતે યોગ્ય એ ધંધો છે, અને તે બુદ્ધિના વિકાસ અથવા શિષ્ટાચારને બાધક નથી તથા સ્ત્રીજાતિના સૌન્દર્યનો એથી નાશ થાય તેમ નથી. અંતે એથી વધારે પ્રમાણની જરૂર હોય તો તે એ છે કે દરેક વર્ગની સ્ત્રીઓએ સુગૃહિણી થવું એ તેની ફરજ છે. જે સ્ત્રીઓ પોતાની ગૃહવ્યવસ્થા બીજાને પૈસા આપી તેમની પાસે કરાવવા સમર્થ હોય તેમને પણ એ બાબતનું શિક્ષણ જરૂરનું છે, કેમકે એથી તેમના હાથ નીચે કામ કરનારાં પોતાની ફરજ બજાવે છે કે નહીં તેની સમજણ પડી શકે. જે સ્ત્રીઓ પોતાનાં ઘર જાતે ચલાવે છે અથવા પોતે જાતે જ ઘરનું કામ કરે છે તેમણે વ્યવહારિક માર્ગે ગતિ કરવી જોઇએ; અને છેવટે કામ કરનાર વર્ગે જેઓને બીજાનું કામ કરવાનું છે તેમને એ શિક્ષણની સૌથી વધારે જરૂર છે, તે માટે ગૃહવ્યવસ્થાનું શાસ્ત્ર દરેક શાળામાં શીખવવું જોઇએ. જો એ વિષયનું બરોબર જ્ઞાન

સ્ત્રીઓમાં હોય તો એકંદરે જગતના સુખનો સરવાળો ઘણો વધે. ઘર ચલાવવાને માટે યોગ્યતા રહિત ગૃહિણીને લીધે ઉંચા વર્ગમાંનાં કેટલાં બધાં કુટુંબો હેરાન થાય છે! પત્નીની ગૃહવ્યવસ્થા જોઇએ તેવી ન હોવાથી ગરીબ વર્ગમાં કેટલા બધા પતિઓ વિમાર્ગે જઇ પોતાનો નાશ થાય એવાં સાધનોનો આશ્રય લે છે! આપણી આ દુનીઆમાં જડ અને ચૈતન્ય એ એક બીજામાં ન છૂટાય તેવી રીતે ગુંથાએલાં છે, તેથી મનુષ્યસ્વભાવ પર સારી રસોઇ અને સ્વચ્છતાની આશ્ચર્યજનક અસર થાય છે. સ્વચ્છતાની મનુષ્યપર એટલી ભારે અસર થાય છે કે તે મનુષ્યની નૈતિક પ્રકૃતિ સુધી પહોચે છે.

હિંદુસ્તાનમાં જેમના હાથમાં શિક્ષણપદ્ધતિનો વહીવટ છે તેમના મનપર, સ્વચ્છ હવાના તથા સ્વચ્છતાના લાભનું, રસોઇ કરવાની સાદી કળાના અને અર્થશાસ્ત્રના જ્ઞાનની આવશ્યકતા સંબંધે જેટલું ઠસાવીએ તેટલું થોડું છે. સુશિક્ષણ પામેલી હિંદની સ્ત્રીઓને પોતાની વધારે નિર્ધન તથા વધારે અજ્ઞાન ભગિનીઓને સુધારવાની આ ધ્યાનમાં રાખવા યોગ્ય તક છે. ગૃહવ્યવસ્થાના શાસ્ત્રનું શિક્ષણ આપવું એ હિંદુસ્તાનમાં સામાજિક કાર્ય છે અને ઘણી જરૂરનું સાહસ છે.

વિશેષે કરીને ગરીબ વર્ગના લોક જુદા જુદા ખોરાકના ફાયદા પરસ્પર પ્રમાણમાં સમજતા નથી. તેમને તે સર્વના જુદા જુદા ગુણ, તેમની વિશેષ ઉપયોગિતા, તથા તે સંભાળવાની રીત શીખવવાં જોઇએ. તાજી હવા તથા શરીરની સ્વચ્છતાનાં વિજ્ઞાન સંબંધી કારણો તેમને સમજાવવાં જોઇએ. નાની છોકરીઓને, બાળકોને સંભાળતાં શીખવવું જોઇએ. આ છેલ્લા કહેલા હેતુથ ફ્રાન્સમાં નિશાળોને લગતાં બાળગૃહો સ્થાપવાની ભલામણ કરવામાં આવી છે. તેમાં જે નિર્ધન સ્ત્રીઓ દહાડે ધંધે જાય તેટલો વખત તેમનાં બાળકોને સંભાળવાનું કામ કરવું એવી સૂચના કરવામાં આવી છે. મોટી ઉમરની કન્યાવિદ્યાર્થીઓને આ છોકરાંની સંભાળ લેવાનું કામ દરરોજ એક કલાક શીખવવું એવી સૂચના છે. તેમની દેખરેખ રાખનાર એક સ્ત્રી ત્યાં હમેશાં હાજર રહે અને દરેક છોકરીની

સંભાળમાં એકેકું બાળક સોંપવું એટલે બાળકો સંભાળવાના નિયમોનું જ્ઞાન એ કન્યાઓને થાય.

ઈંગ્લાંડમાં કેટલીક કોલેજમાં, બાળકોને ઉછેરવાનો ધંધો કરવાની ધારણા રાખનાર સ્ત્રીઓને બાળક સંભાળવા સંબંધી આથી વધારે શ્રમ લઈ મેળવાય તેવું શિક્ષણ અપાય છે. સારા ઘરની સ્ત્રીઓને કરવા યોગ્ય ઉદ્યમ તરીકે એ ધંધો દિવસે દિવસે આગળ આવતો જાય છે અને જે સ્ત્રીઓને બાળકોના માનસિક તથા શારીરિક વિકાસની બાબતનો શોખ હોય તેમને તે મનરૂચતું કામ છે. જે કોલેજોમાં બાળકોની સંભાળનો વિષય શીખવાય છે ત્યાંના ક્રમમાં આરોગ્યવિદ્યા, અકસ્માત વખતે મદદ, માંદાંની માવજત, બાળપણનું માનસશાસ્ત્ર, બાળકોનો ખોરાક તૈયાર કરવાની રીત એ વગેરે વિષયોપર વ્યાખ્યાનો અપાય છે. બાળકો રાખનાર શ્રેષ્ઠ પંક્તિની સ્ત્રીઓ ઘણી વધારે વિશ્વાસપાત્ર થાય એ નિઃસંશય છે અને તેમને સારો પગાર પણ મળી શકે તેમ છે. તે માટે હિંદુસ્તાનમાં એવી કોલેજો સ્થાપવાથી માતાઓને ઘણો લાભ થાય.

જેમણે શાળા છોડી હોય તેમને કુટુંબના તેમ જ બાળકોના આરોગ્ય સંબંધે ભાષણો આપી શકાય. એ કાર્ય મોટા પાયાપર ચલાવવા માટે એક મંડળી નીમવી અને સ્ત્રી દાકતરો તથા સ્ત્રી પ્રોફેસરો દેશમાં સર્વ સ્થળે ફરી મોટી ઉમરની સ્ત્રીઓને આરોગ્યવિદ્યાનાં મૂળતત્ત્વો શિખવે એવી ગોઠવણ કરવી. ગૃહનાં તમામ કાર્યોની અધિષ્ઠાત્રી સ્ત્રી છે તેથી આરોગ્યવિદ્યાનો વિષય સ્ત્રીનો ખાસ છે અથવા હોવો જોઇએ. જેનો અટકાવ કરી શકાય એવા રોગથી હજારો મનુષ્ય દર વર્ષે મરણ પામે છે; તેથી જો ગરીબ વર્ગમાં તનદુરસ્તીના નિયમોનું જ્ઞાન હોય તો એવા રોગનું નિવારણ થઈ શકે તથા ઘણી નકામી પીડા દૂર કરી શકાય.

મુંબાઈની 'સેનીટરી એસોસીએશન'ની વાર્ષિક સામાન્ય સભા વખતે વડોદરાના મહારાજાએ આરોગ્યવિદ્યાના નિયમોના જ્ઞાનથી થતા ફાયદા પ્રત્યક્ષ કરાવવાની આવશ્યકતા સંબંધી ઉલ્લેખ કર્યો હતો. તેમના વ્યાખ્યાનમાં તેમણે કહ્યું હતું કેઃ—

"જેમ જેમ જનસમાજ પ્રગતિ કરતી જાય છે તેમ તેમ માંદગી તથા રોગોના અટકાવની બાબત, મનુષ્યજાતિપર પ્રેમ રાખનાર જનોને તથા રાજનીતિજ્ઞ પુરુષોને ચિંતાતુર બનાવી તેમનું લક્ષ વધારે ને વધારે ખેંચતી જાય છે. જનસુધારણાના પ્રવેશથી પ્રારબ્ધવાદ પાછો હઠયો છે અને આરોગ્યના રક્ષણ તથા પ્રજાના બળસમૂહના સંરક્ષણનું કામ રાજ્યવહીવટના ક્રમનો વિભાગ ગણાવા લાગ્યો છે; કારણ કે જે પ્રજાઓ રોગ પ્રતિબંધક ઔષધોથી તથા વિજ્ઞાનની સહાયતાથી પોતાની જીવનશકિતનું સામર્થ્ય ખીલવી શકે છે તે જ પ્રજાઓ કાર્યસાધકતાના તથા આર્થિક શ્રેષ્ઠતાના ઉચ્ચતમ પ્રમાણ સુધી પહોંચી શકે છે. આરોગ્યના નિયમો પ્રમાણેની પદ્ધતિથી આયુષ્યપર સ્પષ્ટ જણાય તેવી અસર થએલી યુરોપના દેશોમાં છેલ્લા ત્રણ સૈકાથી જણાય છે. હિંદુસ્તાનમાં આપણે આ બાબત બહુ અગત્યની ગણી ધ્યાનમાં રાખવાની છે, કારણ કે આપણા આયુષ્યની સરેરાશ માત્ર ત્રેવીસ વર્ષથી જરા વધારે ગણાય છે અને ગયા સૈકાના અડધા ભાગમાં તે જ પ્રમાણ કાયમ રહેલું છે. જે દેશમાં આરોગ્ય સંબંધી સૌથી છેલ્લી પદ્ધતિનો અભ્યાસ કરી તેનો ઉપયોગ કરવામાં આવે છે તેવા પ્રશીઆની પ્રજાના આયુષ્યના પ્રમાણમાં જે સુધારો થતો જાય છે તેનો આપણા દેશની સાથે મુકાબલો કરીએ. આ ભાગ્યશાળી દેશમાં એક સૈકામાં આયુષ્યની સરેરાશમાં સત્તાવીસ વર્ષનો વધારો થયો છે. આ હકીકત અને તેની સાથે ઉમેરી શકાય તેવી બીજી ઘણી હકીકતથી સૌથી શંકાશીલ મનુષ્યોની પણ ખાતરી થશે કે હિંદમાં આરોગ્યવિદ્યાનો પ્રસાર કરવાની અત્યંત આવશ્યકતા છે. જેટલે અંશે રોગ પ્રવર્તે તેટલા અંશમાં પ્રજાકીય તેમ જ વ્યક્તિની કાર્યશકિતમાં અડચણ થાય. જેટલાં મરણ થાય છે તેમાંનાં અડધાં અટકાવી શકાય તેવાં હોય છે, એ આપણે ચોકસપણે જાણીએ છીએ. રોગપ્રતિબાધક ઔષધો વાપરવાથી આયુષ્યની સરેરાશનાં વરસમાં ઓછામાં ઓછાં પંદર વરસ ઉમેરી શકાય છે એવો એ વિષયમાં પ્રવીણ માણસોએ અડસટ્ટો કાઢયો છે. આ અડસટ્ટો એવા પુરુષોએ જગતમાં સાધારણ રીતે જીંદગી પહોચે તે

ધોરણ પર કાઢેલો છે એટલે પશ્ચિમમાં જે સુખમય દશા પ્રાપ્ત થઇ છે તે પ્રમાણે આપણા દેશમાં પ્લેગ, કોલેરા, અને મલેરીઆ ( તાવ ) ની મરણના પ્રમાણના અંગભૂત તરીકે ઉપેક્ષા કરી શકીએ તો પંદર કરતાં પણ વધારે વર્ષ આયુષ્યમાં ઉમેરાય એવો અડસટ્ટો નીકળે. આપણા હાલના જ્ઞાન પ્રમાણે આપણે ખાતરીથી કહી શકીએ કે હિંદુસ્તાનની સ્થિતિને યોગ્ય અને વિજ્ઞાન શાસ્ત્રાનુસાર રોગનિવારક ઔષધના ઉપયોગથી પરિણામે આયુષ્યની સરેરાશમાં ત્રીસ વર્ષનો વધારો થઇ શકે એમ છે–મરણનું પ્રમાણ અડધોઅડધ ઘટી જાય–અને મરણના પ્રમાણમાં ઘટાડો થવા સાથે માંદગીને લીધે અશક્ત થનારની સંખ્યામાં બમણો ઘટાડો થાય. આ હકીકતને આંકડાનું રૂપ આપીએ તો એમ કહેવાય કે હિંદુસ્તાનમાં દર વર્ષે ચાળીસ લાખ કરતાં વધારે મરણ અટકવી શકાય અને એંસી લાખ કરતાં વધારે માણસની સંખ્યા માંદગીના પત્રકમાંથી ઓછી થાય............આપણે એ લક્ષમાં રાખવું જોઇએ કે અટકાવી શકાય તેવાં મરણો તથા માંદગીને લીધે કમાણીમાં અટકાવી શકાય તેવી કરોડો રૂપીઆની ખોટ જાય છે. જો આ વાત લોકોના સમજવામાં બરોબર આવે તો આર્થિક કરકસર તેમ જ ભૂતદયાના હેતુથી આપણા શ્વાસોચ્છવાસની હવા, પીવાનું પાણી તથા ખાવાનો ખોરાક સુધારવા માટે દ્રવ્ય ખરચવાની ઉદાર નીતિ તરત દાખલ થાય..............આરોગ્યનું સંરક્ષણ આપણને જુદા જુદા સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે; જેમ બને તેમ સંક્ષેપમાં કહીએ તો તેના બે વિભાગ કરી શકાયઃ સાર્વજનિક આરોગ્ય અને વ્યક્તિની શરીરસુખાકારી. આ બંને એક બીજા સાથે સંયુક્ત છે અને સાથે જ સંભાળી શકાય તેમ છે, કેમકે દૃષ્ટાંત તરીકે રાજ્ય તરફથી થતા સ્વચ્છ પાણી તથા સ્વચ્છ દુધ પુરૂં પાડવાના પ્રયાસ, તે વાપરનારના ઘરની આરોગ્ય સંબંધી વ્યવસ્થા દૂષિત હોય તથા તેમાં રોગનાં બીજને પ્રવેશ કરવાનો અવકાશ રહે તો વ્યર્થ જાય એ સ્પષ્ટ છે. આપણા લોકોની સાંસારિક રૂઢિઓ, ખાસ ટેવો, જ્ઞાતિ અને ધર્મના અનિષ્ટ વહેમો તથા લોકસમૂહનું ઘણા વખતથી જડ ઘાલી બેઠેલું

અજ્ઞાનઃ એ સર્વ સાથે કામ પાડવાનું હોય છે ત્યારે રાજ્યને પ્રજાના વિરુદ્ધ મતનો અંતરાય નડે છે, અને જ્યાં સુધી, લોકોની સમજણમાં એમ ન આવે કે તેમનું પોતાનું હિત પ્રગતિમાં તથા રાજ્યના લોકહિતના આશયોમાં રાજી ખુશીથી સહાયકારક થવામાં છે, ત્યાં સુધી, એ અંતરાય દૂર થાય તેમ નથી."*

આવી જાતના અભિપ્રાય સમજાવી મનમાં ઉતારવામાં સ્ત્રીઓ અને વિશેષે કરીને શિક્ષિત સ્ત્રીઓ પોતાની સત્તાનો ઉપયોગ કરી શકે એવો હિંદુસ્તાનના ગરીબ વર્ગોમાં વિશાળ કર્તવ્યપ્રદેશ છે.

જર્મનીમાં ગામડાંની નિશાળોને લગતા વર્ગો છે તેમાં મોટી ઉમરની વિદ્યાર્થીઓ સવારના આઠથી બાર વાગતા સુધી ઘરની વ્યવસ્થા, રસોડાને લગતું સાધારણ કામ અને શાકભાજીની વાડી ખેડવાનું કામ શીખવા વારા ફરતી આવે છે. કેટલીક વખત જે છોકરીઓને શાળામાં અભ્યાસ કરવાનું છેલ્લું વર્ષ હોય તેમની પાસે સાદી રસોઇ તૈયાર કરાવે છે અને સ્ત્રીશિક્ષકો તે જમે છે અથવા મજુરી કરનાર ગરીબ લોકોને સસ્તે ભાવે તે વેચી દેવામાં આવે છે. બર્લિનમાં છોકરીઓનું સામાન્ય શિક્ષણ અમુક હદ સુધી પૂરૂં થયા પછી તે છોકરીઓ અમુક ધંધાના ઉદ્દેશવાળું જે વિશેષ શિક્ષણ ગ્રહણ કરે છે તેમાં ગૃહવ્યવસ્થા પણ છે. ત્યાં ઉપલા વર્ગની તથા મધ્યમ વર્ગની જુવાન કન્યાઓને ઘરની વ્યવસ્થા રાખતાં શીખવવા માટે બીજી એક સામાન્ય પદ્ધતિ છે. તે એ કે સાધારણ શિક્ષણ પૂરૂં કર્યા પછી તેમને ખાનગી ઘરમાં રહેવા મોકલે છે અને તે ઘરની સ્ત્રીઓ તેમને ઘરને લગતાં તમામ વ્યવહારિક કાર્યો શીખવે છે અને એમને પોતાને ઘેર રાખવાથી પોતાનું ગુજરાન ચલાવી શકે છે. જર્મન માબાપોનો અભિપ્રાય એવો છે કે આવી જાતનું શિક્ષણ પોતાના ઘર કરતાં પારકે ઘેર વધારે સારી રીતે મળી શકે છે.

"ગૃહવ્યવસ્થાનું શાસ્ત્ર" એમાં જે બાબતોનો સમાવેશ થાય છે તે સર્વ શિક્ષણમાં ઉંડા ન ઉતરતાં તેમાંની એકાદ બાબત,–દૃષ્ટાંત તરીકે

---

* ધી ટાઇમ્સ ઓફ ઈન્ડીઆ, એપ્રિલ, ૧૯૧૧.

રસોઇ—શીખવાથી પણ ઘણી સહાયતા થાય છે. ઇંગ્લાંડની કારીગરી શીખવનાર (ટેકનીકલ) શાળાઓમાં (તેમાં લંડનમાં કેન્સિંગટનની અને સ્કૉટલાન્ડમાં એડીનબરોની શાળાઓ પ્રખ્યાત છે) એ વિષયમાં નિપુણતાનાં પ્રમાણપત્રો તથા ધંધાને માટે પ્રશંસાપત્રો મેળવી શકાય છે. તેમાં પ્રમાણપત્ર મેળવવા સારૂ વાસણ સાફ કરવાનું કામ, સાદી અને ઉંચા પ્રકારની રસોઇ બનાવવાનું કામ શીખવવું પડે છે અને તે સંબંધી વ્યવહારિક શિક્ષણ તેમ જ શાસ્ત્રીય શિક્ષણ એ સર્વની જરૂર પડે છે. ધંધા માટેનું પ્રશંસાપત્ર (ડીપ્લોમા) મેળવવો એ વધારે મુશ્કેલ કામ છે. તે સારૂ એક વર્ષ અથવા તેથી વધારે વખત અભ્યાસ કરવો પડે છે તથા રસોઇ કરવાની પદ્ધતિઓનો તથા ગૃહવ્યવસ્થાનો ઝીણવટથી અભ્યાસ કરવો પડે છે અને આરોગ્યવિદ્યા અને રસાયનશાસ્ત્રની પરીક્ષા આપવી પડે છે. તે ઉપરાંત ઉમેદવારને શ્રોતામંડળ સમક્ષ પોતાના વિષયપર સારૂં વ્યાખ્યાન આપવાને પરિપૂર્ણ રીતે સમર્થ હોવાની જરૂર પડે છે. આવું રાંધણકળાનું શિક્ષણ, એકઠાં રસોડાં, હોટેલો, ઉપાહારગૃહો, ન્હાની દુકાનો વગેરે ચલાવવામાં કેટલું બધું ઉપયોગી થઇ પડે છે તે ભોજનગૃહો સંબંધી પ્રકરણમાં દર્શાવ્યું છે.

દેશમાં સર્વત્ર ગૃહવ્યવસ્થાના શાસ્ત્રનું પદ્ધતિ પુરઃસર શિક્ષણ દાખલ કરવા સારૂ જે સાધનોનો ઉપયોગ ઇંગ્લાંડ, ફ્રાન્સ અને જર્મનીમાં થાય છે તેમાંનાં થોડાંક ઉત્તમ જણાતાં સાધનો ઉપર બતાવ્યાં છે. હિંદુસ્તાનનાં પ્રાંતોમાં મૂલગત ભિન્નતા છે, લોકો જુદી જુદી ભાષા બોલે છે, તેમની વૃત્તિઓ ભિન્ન છે, તેમના રીતરિવાજ એક સરખા નથી, તેથી અહીં સમસ્ત દેશ માટે સામાન્ય યોજના ચાલી શકે નહીં એ દેખાઇતું જ છે. પ્રત્યેક પ્રાંતની ખાસ જરૂરીઆત બરોબર લક્ષમાં રાખી તે પ્રમાણે યોજના ઘડવી જોઇએ. એવી યોજનાથી ગરીબ વર્ગની નૈતિક તથા આર્થિક સ્થિતિ ઉન્નત કરવાનો પ્રસંગ મળે તેમ છે.

જાતે જ ગૃહવ્યવસ્થાના શિક્ષણમાં લૂગડાં ધોવાનું કામ તેના એક વિભાગ તરીકે ધોવડાવીને યુરોપમાં શીખવાય છે; તે કામ ચલાવવા

સારૂ હિંદની સ્ત્રીઓ તરફથી ખાતું કાઢવામાં આવે તો તે ધંધાથી સારી પેદાશ થઈ શકે. લૂગડાં ધોવાનું કામ "હલકું" ગણાય છે અને ધોબીની નાતના લોકો જ તે કરે છે તેથી, સુધારણા કરી તેમાં સુવ્યવસ્થિત રીતે એ કામ ચલાવી સ્ત્રીઓને યોગ્ય ધંધા તરીકે તેની ગણના કરી ખાસ કરીને મહેનતનું ગૌરવ વધારવું જોઇએ.

આ ઉદ્યમ ઘણી રીતે લાભકારક છે. પ્રથમ તો એ જ કે લૂગડાં ધોવાનું કામ એક જરૂરીઆતની બાબત છે તેથી હિંદુસ્તાનમાં તે કામ માટે કુશળ દેખરેખ રાખનાર, વહીવટ કરનાર તથા તેના દરેક ખાતાની ઉપરી સ્ત્રીઓનો ખપ જલદીથી પડશે. બીજું, ધોવાના ખાતાનો વહીવટ સ્ત્રીઓને જે ઉમરે બીજો ધંધો બંધ કરવો પડે તે પછી કેટલાંક વર્ષ સુધી ચલાવી શકાય એમ છે. ઈંગ્લાંડમાં ઘણાંખરાં ધોવાનાં ખાતાં સ્ત્રીઓને હસ્તક હોય છે પરંતુ સાધારણ રીતે સ્ત્રીઓ એવાં ખાતાંની કુલ માલીક ભાગ્યે જ હોય છે. એવું ખાતું ખાનગી હોય તો તેનો વહીવટ તેના માલીકો જ ચલાવે છે. કોઈ મંડળ તેની વ્યવસ્થા કરનાર હોય છે તો ડાઇરેક્ટરોની સભાની સૂચના પ્રમાણે તે ખાતું ચલાવનાર સ્ત્રીને કામ કરવું પડે છે. તેમાં કામ કરનારના જુદા જુદા વિભાગ પાડવામાં આવેલા હોય છે. ધોનાર, ઘુંટો દેનાર, કુંદી કરનાર, આર દેનાર, અસ્ત્રી કરનાર, ગડી કરનાર, તૈયાર થએલાં લૂગડાં બાંધનાર, તેને જુદાં પાડનાર વગેરે. દરેક વિભાગની ઉપરી સ્ત્રી હોય છે, અને તે સર્વેની ઉપર વ્યવસ્થાપક સ્ત્રી હોય છે; એવા ધોવાના ખાતાનું કામ ચલાવવા માંડયા પછી થોડા વખત પછી કોઈ ચંચળ સ્ત્રીને એક વહીવટમાં ચાલતાં બધાં ખાતાંની દેખરેખ રાખવા સારૂ નીમી શકાય. સુવ્યવસ્થિત યોજના કરવાની વૃત્તિવાળી સ્ત્રીને પોતાની શક્તિનો પૂર્ણપણે ઉપયોગ કરવાનો આ ધંધામાં અવકાશ છે એ હરકોઇને તરત સમજાય તેમ છે. એ કામ ઘણા પરિશ્રમવાળું છે, દિવસના ઘણા કલાક તે માટે મહેનત પડે છે, કામનું ચાલુ દબાણ રહે છે તથા તે જવાબદારીવાળું છે અને ધંધો ચલાવવાની વ્યવહારકુશળતાની એમાં જરૂર પડે છે. કારણ કે એ ધંધાની ફત્તેહનો ખરો આધાર

તેની ઉપરી પર રહે છે. હાલમાં તો નેટીવ ક્રીશ્ચીઅન અને બીજી સ્ત્રીઓ જેમને નાતજાતનો પ્રતિબંધ ન હોય તેવી સ્ત્રીઓ માટે ધોવાનાં ખાતાંમાં દેખરેખ રાખવાનું કામ ઉદ્યોગનું સાધન થઇ શકે તેમ છે.

વરાળયંત્રથી ચાલતાં લુગડાં ધોવાના દરેક કારખાનામાં એક ઇજનેરની જરૂર પડે છે. તે સિવાય બાકીનું સર્વ કામ સ્ત્રીઓ કરી શકે એવું છે. શરીરસુખાકારીના નિયમો પ્રમાણે વાજબી દરવાળી લુગડાં ધોવાની યોજના કરવી એ કામ હિંદુસ્તાનમાં સ્ત્રીઓ માટે નાણાંના સાહસ જેવું છે; તેનો બરોબર બંદોબસ્ત રાખી શકાય તો નાણાંની ઘણી સંતોષકારક વ્યવસ્થા થએલી ગણાય. આ કામ માટે શિક્ષણ મેળવવાનો ઉત્તમ માર્ગ એ છે કે લૂગડાં ધોવાના કોઈ સારા વહીવટદાર ખાતાની વ્યવસ્થાપક સ્ત્રીના હાથ નીચે કામ શીખવા રહેવું. એ સંબંધી વ્યવહારિક કામ થોડા મહીનામાં શીખાય તેવું છે; ધંધાદારી તરીકેની આવડત ઉમેદવારની પ્રકૃતિને આધારે છે.

થોડા માસના શિક્ષણ પછી એ કામના એક અથવા વધારે જુદા જુદા વિભાગની ઉપરીનું કામ પહેલું ચલાવવું જોઇએ. તે પછી દરેક ખાતામાં એકાદ બે માસ ગાળ્યા પછી તે સ્ત્રીનામાં ધંધાની ખરી કુશળતા હોય તો બધાં ખાતાંની સામાન્ય વ્યવસ્થાપકની જગા પર દાખલ થઈ શકાય. કેટલાંક મોટાં ધોવાનાં ખાતાંમાં એક વ્યવસ્થાપક અંદરના કામની વ્યવસ્થા કરવા માટે જોઇએ છે અને નાણાંની લેવડદેવડના કામ માટે બીજી વ્યવસ્થાપકની જરૂર પડે છે. નાનુ ખાતું હોય તો વ્યવસ્થાપકને દરેક યંત્રની કાર્યપદ્ધતિ જાણવી જોઇએ, કેમકે તેમાં ઘણી વેળા પ્રત્યેક કામ કરનારને તેમના કામની સમજણ પાડવી પડે છે. વળી દરેક ખાતામાં કયા કયા કારીગર રોકવા તેની તમામ ગોઠવણ પણ તેને જ કરવી પડે છે અને મહેનતના વિભાગ શ્રેષ્ઠ રીતે તથા કરકસરથી થાય છે કે નહીં તે જોવું એ કાર્ય પણ તેનું જ છે. કારીગરો પાસે કામ લેવાની કળા તેનામાં હોવી જોઇએ અને દરેકની પાસે ઉત્તમ પ્રકારનું વધારેમાં ન

કામ કરાવવાની આવડ પણ તેને હોવી જોઇએ. લૉર્ડ બરલે કહે છે કેઃ—" કાર્યપદ્ધતિ એ પેટીમાં માલ ગોઠવીને ભરવા સરખી છે. સારી રીતે ગોઠવનાર અણુઆવડીઆત ગોઠવનાર કરતાં દોઢ ગણો માલ અંદર સમાવી શકશે." બીજા પાસે કામ લેનારનું પણ એ જ પ્રમાણે છે. સારી વ્યવસ્થાથી કામ લેનાર સ્ત્રી પોતાના હાથ નીચેનાં માણસ પાસેથી દોઢું કામ લેશે અને તેથી તેમને કાંઇ નુકસાન નહીં થાય, કેમકે એમ કરવામાં માત્ર તેમનો વધારે કુશળતાથી ઉપયોગ થાય છે.

દેખરેખ રાખનારનું કામ વરસ બે વરસ ચલાવ્યા પછી જે સ્ત્રી પાસે નાણાંની સગવડ હોય તથા તે જાતે હોંશીઆર હોય તો નાના ધોવાના ખાતાની માલીક તરીકે તેણે કામ શરૂ કરવું. જે સ્ત્રીએ ઉપર દર્શાવ્યા પ્રમાણે શિક્ષણ લઇ અનુભવ મેળવ્યો હશે તેને એ ધંધામાં સફળ થવાનો પૂરો સંભવ છે.

ધોવાનું ખાતું જેમ મોટું હોય તેમ તેમાં નવા સુધારા દાખલ કરવાનો પ્રસંગ મળે છે. દાખલા તરીકે કામ કરવાના વખતમાં ઘટાડો અને આવા બીજા સુધારા. કામ કરવાના કલાકમાં થોડો ઘટાડો કરવાની ગોઠવણ જ્યાં અજમાવવામાં આવી છે ત્યાં મહેનતના પ્રકારમાં તથા મદદનીશોની તનદુરસ્તીમાં એથી લાભ જણાયો છે. કામ કરવાના કલાક ઘણા વધારે હોય છે તથા વ્યવસ્થાપકને ઝીણી ઝીણી અસંખ્ય બાબતો સંબંધે ગોઠવણ કરવાની હોય છે તેથી કદાપિ ધંધો કંટાળા ભરેલો લાગે; પરંતુ એ તનદુરસ્તીને નુકશાન કરે તેવો ધંધો નથી તથા તે સારી પેદાશનું સાધન બને તેવો છે. પદ્ધતિસર કામ કરવાની ટેવવાળી, સબળ મગજવાળી, ધંધો ચલાવવાની આવડતવાળી સ્ત્રીને પોતાને લાયકનું કામ એમાં મળશે તથા મોટું વેપારનું ખાતું ફત્તેહમંદીથી ચલાવવાનો સંતોષ જે વાસ્તવિક રીતે પુરુષ વર્ગે પોતાના એકલાના હક તરીકે આજ સુધી કબજામાં રાખ્યો છે તે તેને પ્રાપ્ત થશે.

---

## પ્રકરણ ૧૦ મું.

### સ્રીદેખરેખ રાખનાર-( ઇન્સ્પેકટર. )

"જેણે આ કાર્ય કર્યું છે તેણે તે કરવા સારૂ જ જન્મ લીધો છે, તે પોતાના કામથી જ ( તેની શ્રેષ્ઠતાને આધારેજ ) પરવાનાનો હક માગે છે."

—ઇ બી. બ્રાઉનિંગ.

આરોગ્ય ખાતાની દેખરેખ રાખનાર (સેનીટરી ઇન્સ્પેકટર)-ની જગાપર સ્ત્રીઓએ ઇંગ્લાંડમાં પણ થોડા વખતથી કામ કરવા માંડયું છે, તે છતાં તેઓ તેમાં નબળી એમ તેમણે સ્પષ્ટ દેખાડી આપ્યું છે. પહેલ વહેલી ઇ. સ. ૧૮૯૨ માં એ જગાપર સ્ત્રીની નીમણુક કરવામાં આવી હતી. ઇન્સ્પેકટર તરીકે કામ કરનાર સ્ત્રીઓના કામની જેમને માહિતી છે તે અધિકારીઓ સર્વાનુમતે તેમની પ્રશંસા કરે છે. **ધી ઓનરેબલ મીસીસ એ લિટલટન** પોતાના "વીમેન એન્ડ વર્ક" એ નામના પુસ્તકમાં, મહારાણી વિકટોરીઆના વખતની કારખાનાની ઇન્સ્પેકટર **મીસીસ ટેનન્ટના** ભાષણમાંથી નીચે પ્રમાણે ઉતારો કરે છેઃ—

"એ કામ સારી રીતે કરવું હોય તેટલા માટે જ માત્ર નહીં પણ ફક્ત એ કાર્ય કરવું જ હોય તોપણ દરેક કમિટીએ ઓછામાં ઓછી એક સ્ત્રી ઇન્સ્પેકટર રાખવી જોઇએ. શેફિલ્ડ જેવાં મોટાં સ્થળોમાં જ્યાં હાલ એક જ સ્ત્રી કામ કરે છે ત્યાં તેને બદલે દસ સ્ત્રીઓ રાખવી જોઇએ એવી મારી સૂચના છે.........કોઈ પણ વિવેકબુદ્ધિવાળી અથવા સંસ્કારી સ્ત્રી અથવા સાધારણ દયાવાળી સ્ત્રી હોય તે આવી બાબતોને લગતી કમિટીમાં પાંચ મિનિટ કામ કરે તો તરત તેને સમજાય કે આરોગ્ય સંબંધી ખાતામાં સ્ત્રી ઇન્સ્પેકટરોની જરૂર છે. આ મુદ્દા ઉપર હું મારા જાતિ અનુભવથી બોલું છું. આપણે એ લક્ષમાં રાખવાનું છે કે, કારખાનામાં કામ કરનાર તથા દુકાનોમાં કામ કરનાર સ્ત્રીઓના જીવનનો ઘણો ભાગ

કારખાનામાં અગર દુકાનમાં જાય છે, તેઓને સવારના ૭ વાગતેથી ઘેરથી નીકળવું પડે છે અને સાંજના ૭ અથવા આઠ વાગતા સુધી પણ ત્યાં રહેવું પડે છે; તેથી એ સ્થાનોનાં પરિવેષ્ટનની એમના જીવનપર ઘર કરતાં વધારે અસર થાય છે; એટલે કારખાનામાં તથા દુકાનોમાં તેમનું જીવન આરોગ્યપૂર્ણ તથા નીતિમય થાય એવી તજવીજ કરવાની આવશ્યકતા છે."

વળી ક્લેમેન્ટીના બ્લૅક એ જ વિષયપર લખે છે કેઃ—"સ્ત્રી ઇન્સ્પેકટરોની જે શુભ અસર આ બાબતમાં થઈ છે તેવી બીજી કોઈ બાબતમાં થઈ નથી*." તે પછી આગળ કેટલાક કામ કરાવનાર શેઠ કાયદાથી ઠરાવેલી સંભાળ લેવામાં જે દોષ ભરેલી ગફલત કરે છે તે ઉપર તેણે ટીકા કરી છે. આવાં અનિષ્ટ પરિણામ અટકાવવાં એ સેનીટરી ઇન્સ્પેકટરનું કામ છે.

ઈંગ્લાંડમાં સ્ત્રી સેનેટરી ઇન્સ્પેકટરનું કામ નીચે મુજબ છે. જેમાં લુગડાં ધોવાનાં ખાતાં ચાલતાં હોય તે મકાન તપાસવાં; જ્યાં સ્ત્રીઓ કામ કરતી હોય તેવી દુકાનો તથા કારખાનાં તપાસવાં; કામ કરનારાં કારખાનાંનો માલ જે ઘરમાં લઇ જતાં હોય તે ઘર અથવા જ્યાંથી કારખાનાનું કામ ફુરસદને વખતે ઘેર કરવા લાવતાં હોય તે મકાન જોવા જવાં; ચાલીઓ તથા રહેવાનાં ઘર તપાસવાં; જે ઘરમાં ચેપીરોગ હોય તે જોવા જવાં; કેટલીક વીશીઓ તથા ઉપાહારગૃહો તપાસવાં; સ્ત્રીઓ માટેના જાહેર ગુસલખાનાં તપાસવાં; એક વર્ષની અંદરનાં બાળકોનાં અતિસારથી થતાં મરણના કેસની તપાસ કરવી. 'શૉપ અવર્સ ઍકટ' પ્રમાણે દુકાનના મદદનીશોને દુકાનમાં અમુક વખત સુધી રાખી શકાય એવો ઠરાવ છે તે પળાય છે કે નહીં તે જોવું; "સીટ્સ ફોર શૉપ એસીસ્ટંટ્સ ઍકટ" નામના કાયદાથી શેઠને પોતાના મદદનીશો સારૂ બેઠકોની અમુક સંખ્યા રાખવાની ફરજ પડે છે તેનું અનુસરણ બરોબર થાય છે કે નહીં તેની તપાસ રાખવી. આ સેનીટરી ઇન્સ્પેકટરની જગા માટે લાયક થવા સારૂ લંડનમાં

* "સ્વેટેડ ઇન્ડસ્ટ્રી એન્ડ ધી મીનિમમ વેજીસ," પૃ. ૭૩.

તેની ખાસ પરીક્ષક કમિટી જે પરીક્ષા લે છે તે આપવાની જરૂર પડે છે; એ પરીક્ષામાં ઇંગ્રેજી ભાષા, ક્ષેત્રમાપ સહિત ગણિત, આંકડા ગણવાની પદ્ધતિનાં મૂળતત્ત્વો, જડપદાર્થવિજ્ઞાન તથા રસાયનશાસ્ત્રનાં મૂળતત્ત્વો, સાર્વજનિક આરોગ્ય, તથા લંડનમાં ચાલતા લોકલ ગવર્નમેન્ટ બોર્ડના ઠરાવો એ સર્વે વિષયો લેવાના હોય છે. આ જગાઓ માટે કેટલા જ્ઞાનની આવશ્યકતા છે તેનો ખ્યાલ આપવા માટે આ પરીક્ષાના વિષયોનો ક્રમ અમે ઉતાર્યો છે. જેઓ "નેશનલ હેલ્થ સોસાઈટી"નો ડીપ્લોમા અથવા પ્રશંસાપત્ર મેળવવા ઇચ્છતી હોય તેમને ઉપર ગણાવ્યા તે વિષયો ઉપરાંત, દેહજ્ઞાન, ઇન્દ્રિયવિજ્ઞાન, માંદાંની માવજત અકસ્માત, વખતે મદદ તથા વક્તૃત્વશક્તિ સંબંધી વ્યાખ્યાનો સાંભળવા જવું પડે છે. આ પરથી માલુમ પડશે કે જે સ્ત્રીઓમાં અતિશય કાર્યબળ, બુદ્ધિ, ચતુરાઈ, તનદુરસ્તી તથા શરીરસામર્થ્ય હોય તે જ માત્ર આ ધંધામાં દાખલ થવાની ઉમેદ રાખી શકે તેમ છે, તે છતાં સ્ત્રીઓને યોગ્ય આ કાર્યપ્રદેશ સ્પષ્ટરીતે છે એ સિદ્ધ કરવા માટે સેનીટરી ઇન્સ્પેક્ટરના કાર્યક્રમમાંના દરેક વિભાગની પૂર્ણ વિગત સવિસ્તર આપીએ છીએ. કામ કરવાનાં સ્થાન જ્યાં સાધારણ રીતે સ્ત્રીઓને રાખવાની હોય તે તપાસવામાં સાંની સ્વચ્છતા, તેમાં જોઇતી હવાની આવજા, દરેકમાં કામ કરતા મજુરોની સંખ્યા (જોઇએ તે કરતાં વધારે માણસોની ભીડ ન થાય તે માટે) તથા આરોગ્ય સંબંધી સગવડો એ સર્વેનો હેવાલ લખી મોકલવો પડે છે. આ સર્વમાંથી કોઈ સંબંધી કાયદાનો ભંગ થએલો તેને જણાય તો તેને તે કામ ચલાવનાર માલીકને તે હકીકત લખીને તે બંધ પાડવાની વિનંતિ કરવી પડે છે. આ માગણી તે ન સ્વીકારે તો તેની સામે કાયદેસર ઈલાજ લઈ શકાય છે. સ્ત્રીઓ કામ કરે તે સ્થળોની આરોગ્ય સંબંધી વ્યવસ્થાની તપાસ કરવા સરખી ઝીણી બાબતનું કામ સ્ત્રીઓના હાથમાં હોય એ યોગ્ય જ છે એ સ્પષ્ટ છે. એ સંબંધી કાંઈ ફરીઆદ હોય તો સ્ત્રીઓ પોતાની જાતિની ઈન્સ્પેક્ટરને વધારે સારી રીતે સમજાવી શકે, અને એ ગોઠવણીમાં કાંઈ દોષ હોય તો પુરુષ ઈન્સ્પેક્ટર કરતાં સ્ત્રી ઈન્સ્પેક્ટરને તેની ખબર મળવાનો વધારે સંભવ છે.

કારખાનાંની તપાસમાં છોકરીઓ જે સ્થિતિમાં કામ કરે છે તે સુધારવા સારૂ ઘણી સૂચનાઓ સેનીટરી ઇન્સ્પેક્ટર કારખાનાંના માલીકને કરી શકે તેમ છે. ઉન્નતિનો અવરોધ કરે તેવાં પરિવેષ્ટન ચાલુ રહે છે કેમકે એ ફરીઆદનો પોકાર કરનાર કોઈ હોતું નથી, અને ગંદકી, ગડબડ તથા હવાની તંગાશ એ સર્વે પોતાની તરફથી બોલનાર લાયક સ્ત્રીના અભાવને લીધે કામ કરનારાં વેઠે છે. ઘણીવાર કારખાનાંના માલીકોને જે કાંઈ ખામી હોય તે બતાવવામાં આવે તો તે દૂર કરવા તેઓ પૂર્ણ રીતે તત્પર હોય છે; કેમકે તેઓ સમજે છે કે કારીગરોને સારી સ્થિતિમાં રાખવાથી કામનો પ્રકાર સારો થાય છે. સેનીટરી ઇન્સ્પેક્ટરો કારખાનાને લગતાં ભોજનગૃહો તપાસે છે તથા કારખાનાંમાં જ ભોજન લેવાતું હોય તો તે જોઇએ તેવા ધોરણ પ્રમાણેનું હોય છે કે નહીં તે જુએ છે. રજાઓ, અમુક કરતાં વધારે વખત કામ ન કરાવવું, જોખમવાળા ધંધા સંબંધી ખાસ નિયમો અને કારખાનાંમાં સ્ત્રીઓ તથા છોકરાંને કામ કરવા સંબંધી ધારાઃ એ સર્વે ઈંગ્લાંડના ઘણા ભાગમાં સ્ત્રી ઈન્સ્પેકટરોના હાથમાં હોય છે. હોમ સેક્રેટરી જેને કહે છે તે (પ્રધાનમંડળમાંનો એક) કારખાનાંની ઇન્સ્પેક્ટરો નીમે છે. ઘણી ભારે નહીં એવી પ્રથમની પરીક્ષા તેમને આપવી પડે છે. પરંતુ આ પરીક્ષા પછી બે વર્ષની અજમાયશ માટે નીમણુક કરવામાં આવે છે તેથી ખબર પડે છે કે ઉમેદવારોને જે જાતનું કામ કરવાનું છે તેને લાયક તેઓ છે કે નહીં. આ ધંધામાં પુસ્તકના જ્ઞાન કરતાં ઈન્સ્પેક્ટરનું પોતાનું જાતનું મહત્ત્વ વધારે કીમતી છે. પરંતુ બધી રીતે યોગ્ય હોય તેવાં માણસ સુલભ નથી. કારખાનાંની ઈન્સ્પેક્ટરને ઘણી વાર એક સ્થળેથી બીજે સ્થળે મુસાફરી કરવી પડે છે અને પોતાનો બધો વખત પોતાના કામ પાછળ કાઢવો પડે છે. તેનામાં પોતાનાં મનુષ્યબંધુ માટે તીવ્ર લાગણી હોવી જોઇએ તથા તેને કામ કરાવનાર શેઠ તથા કામ કરનાર બંનેમાંથી એકેને ગેરવાજબી અન્યાય ન થાય તેવી રીતે મજુર વર્ગની સ્થિતિ સુધારવાની ઇચ્છાવાળી હોવાની જરૂર છે; વળી જરૂર પડે તો કાયદાનો આશ્રય લેવાની દૃઢતાવાળી પ્રકૃતિની એ હોવી જોઇએ.

મજુર વર્ગની સ્થિતિ ઇંગ્લાંડમાં તથા હિંદુસ્તાનમાં ભિન્ન છે તથાપિ અહીં પણ કારખાનાંમાં સ્ત્રી ઇન્સ્પેક્ટરો હોય તો ઇંગ્લાંડની મજુરણોને થયો છે તેવો ઘણો લાભ થાય. 'ટેક્સ્ટાઇલ ફેક્ટરીઝ લેબર કમિટી'ના રીપોર્ટ (૧૯૦૬) માંથી નીચેના ઉતારા ઉપરથી કારખાનાંમાં તપાસની જરૂર છે એ જણાશે. એ કમિટી કારખાનાંના મજુરવર્ગની સ્થિતિ તપાસવા સારૂ હિંદુસ્તાનની સરકારે નીમી હતીઃ—

"આ કમિટીનો એવો અભિપ્રાય છે કે કેટલાક દાક્તરી અમલદારોને જુદા જુદા પ્રદેશ સોંપવા જોઇએ. એ પ્રદેશ કારખાનાની સંખ્યા તથા ત્યાં પહોંચવાની સગવડ પ્રમાણે પાડવા જોઇએ, અને તેમનો બધો વખત કારખાનાંની તપાસમાં કાઢવો જોઇએ..."

"એવા દાક્તર ઇન્સ્પેક્ટરોને સોંપવાનાં કામમાંથી કેટલાંક નીચે ગણાવ્યાં છે. તેમને નીચેની બાબતો પર ધ્યાન આપવાનું છે.

૧. પાણી પુરૂં પાડવાનું.
૨. મકાનોમાં પુરતી હવા આવવાનાં સાધન, તથા ધૂળ અને દુર્ગંધ દૂર કરવાની ગોઠવણ.
૩. સ્વચ્છ હવા તથા ભેજનું પ્રમાણ.
૪. હવામાંની ઉષ્ણતા.
૫. કામ કરવાની જગાનું ઘનમાપ.
૬. સ્વચ્છતા તથા ધોળાવવાનું કામ.
૭. ભોંયતળીએથી પાણી લઈ જવાની વ્યવસ્થા.
૮. આરોગ્યતા અને સ્વચ્છતાને લગતી સગવડો.
૯. કારખાનાંના ખાસ ઇન્સ્પેક્ટરો સાથે મળીને અકસ્માતની તપાસ તથા રીપોર્ટ.
૧૦. ધંધાને લગતા રોગ, દાખલા તરીકે પાકું; સીસું, સોમલ, તથા ફોસ્ફરસનું ઝેર, શ્વાસોચ્છ્વાસના અવયવોના રોગ વગેરે. અને તે સાથે

૧૧. સ્ત્રીઓ તથા બાળકો પાસે જે કામ કરાવવામાં આવે છે તે માટે તેમની શરીર-સ્થિતિ યોગ્ય છે કે નહીં તેની તેમણે પોતે ખાતરી કરવી જોઇએ.*

આ સર્વે કામ ઇંગ્લાંડમાં કારખાનાંની સ્ત્રી ઇન્સ્પેક્ટર જે કામ કરે છે તેને કેટલું બધું મળતું છે એ જોઈ શકાશે. હિંદુસ્તાનમાં કારખાનાંમાં સર્વ મજુરણો મજુરોથી જુદે ઠેકાણે ઘણું કરીને એકઠી કામ કરે છે તેથી ઇંગ્લાંડની મજુરણો પેઠે જ સ્ત્રી ઇન્સ્પેક્ટરોથી તેમને લાભ મળે તેમ છે. જેઓ એમ કહેતા હોય કે હિંદુસ્તાનમાં કારખાનાંની તપાસ જોઈએ તેવી થાય છે તેમની વિરુદ્ધ, ઇ. સ. ૧૯૦૮. ના 'ફેક્ટરી લેબર કમીશન' ના રીપોર્ટમાંની કારખાનાંના કાયદાના અમલ સંબંધી હકીકત અમે ઉતારીશું:—

"જ્યારે અમને એમ જણાયું કે કારખાનાંના ખાસ ઇન્સ્પેક્ટરના મુખ્ય મુકામ કલકત્તામાં શણનાં કારખાનાંમાં અડધો વખત કામ કરનાર છોકરાંમાંથી ત્રીસથી ચાળીસ ટકા જેટલાં છોકરાં કાયદેસરની નવ વર્ષની ઉમર કરતાં નાનાં છે અને આખો વખત કામ કરનાર બાળકોમાં ૨૫ ટકા કાયદા પ્રમાણેની ચૌદ વર્ષની ઉમર કરતાં નાનાં છે; તેમ જ મુંબઈ ઇલાકાની બહારનાં અમે જોએલાં ઓગણત્રીસ કારખાનાંમાંથી, સત્તર કારખાનાંમાં ચૌદ વર્ષથી નાનાં તમામ બાળકો મોટાં માણસ જેટલો જ વખત કામ કરે છે. કારખાનાંના ઇન્સ્પેક્ટરો આ ગેરકાયદેસર સ્થિતિ જાણતા હતા એમ કબૂલ કરે છે પણ તે અટકાવવા તેમણે કાંઈ જ પગલાં ભર્યાં નથી; ઘણાં કારખાનાંમાં બપોરે થોડો વખત કામ બંધ રાખવાના તથા રવિવારે તમામ કામ બંધ કરવાના કાયદાની થોડી ઘણી અવગણના થાય છે; ત્યારે એ સ્પષ્ટ છે કે માત્ર થોડાં ઘણાં મુખ્ય સ્થળો સિવાય હાલની કારખાનાં તપાસવાની પદ્ધતિ નિષ્ફળ નીવડી છે. આનું કારણ અમને એ જણાય છે કે સરકારે આખો વખત કામ કરે તેવા ઇન્સ્પેક્ટરોની જોઇએ તેટલી સંખ્યા રાખી નથી તથા બીજા હોદ્દાની રૂહએ કામ કરનાર ઇન્સ્પેક્ટરોપર વધારે આધાર રાખ્યો છે. એવા હોદ્દાની

રૂઈથી ગણાતા ઇન્સ્પેક્ટરોને અવકાશ પણ હોતો નથી તેમ જ એ કામનું ખાસ જ્ઞાન પણ હોતું નથી."* આ હકીકતપરથી સ્પષ્ટ જણાય છે કે સ્ત્રીઓને પોતાની જાતિ માટે સારૂં કામ કરવાનો પુષ્કળ અવકાશ છે. હિંદુસ્તાનમાં કારખાનાંના ઇન્સ્પેક્ટરોના કામ સારૂ કેટલુંક શિક્ષણ ઈંગ્લાંડમાં લેવાની ભલામણ કરવામાં આવે છે, અને શરૂઆતમાં હિંદની સ્ત્રીઓને પણ તેમજ કરવું પડે એવો સંભવ છે.

કેટલીક મીલોમાં આરોગ્ય તથા સ્વચ્છતાની ગોઠવણ તપાસ કરવા જેવી છે એ વાત સ્વીકારવામાં આવે છે. એ ગોઠવણ ખામી ભરેલી છે એમ વારંવાર કહેવામાં આવ્યું છે. 'ટેક્સ્ટાઈલ લેબર કમિટી'નો ૧૯૦૭નો રીપોર્ટ જોતાં એ માલુમ પડશે. "ઘણી મીલોમાં સુધારાની જરૂર છે તથા એ સુધારા કરવાની મીલના માલીકોને અથવા ચલાવનારાઓને જો કાંઈ વ્યવહારિક સૂચનાઓ કરવામાં આવે તો તેઓ તે પ્રમાણે વર્તવા નાખુશી નહીં બતાવે એમ ધારી શકાય છે."+

વળી ૧૯૦૮ ના હિંદુસ્તાનના ફેક્ટરી કમીશનના રીપોર્ટમાં નીચેની હકીકત તરફ લક્ષ ખેંચવામાં આવ્યું છે. "ઘણી જાતનાં કારખાનાંમાં, તેમાં વિશેષે કરીને રૂ દાબવાનાં કારખાનાં (પ્રેસ), ચોખાનાં કારખાનાં, આટો દળવાના સાંચા તથા કાગળ બનાવવાનાં કારખાનાંમાં હવામાં અસ્વચ્છ પદાર્થોનાં રજકણ એટલાં બધાં પ્રવેશ કરે છે કે તેથી તેમાં કામ કરનારની તનદુરસ્તીને ભારે જોખમ પહોંચે તેમ છે. એવાં કેટલાંક સ્થળોએ ધૂળ એટલી બધી હતી કે કામ ચાલતું હોય તેવા ઓરડામાં અમે મુશ્કેલીથી દાખલ થઈ શકયા. કેટલાંક સારી વ્યવસ્થાવાળાં કારખાનાંમાં યાંત્રિક યોજના કરવામાં આવી છે તેથી આ જોખમ પરિપૂર્ણ રીતે દૂર કરવામાં આવ્યું છે, તો એવાં યંત્રો જ્યાં જ્યાં તેમની જરૂર હોય ત્યાં ત્યાં વાપરવાની ફરજ કેમ ન પાડવી તેનું કાંઈ કારણ નથી."÷ સર ભાલચંદ્ર કૃષ્ણનો જ વિચાર

* ઈસ્ટ ઈંડીઆ (ફેક્ટરી લેબર કમીશન, ૧૯૦૮.) પુસ્તક ૧. પૃ. ૬૬.

+ ઈસ્ટ ઈંડીઆ (ટેક્સ્ટાઈલ ફેક્ટરીઝ), ૧૯૦૬. પૃ. ૨૧.

÷ ઈસ્ટ ઈંડીઆ (ફેક્ટરી લેબર કમીશન, ૧૯૦૮), પુસ્તક ૧. પૃ. ૬૨.

એવો છે કે મીલના મજુરોની શારીરિક શક્તિ ક્ષીણ થતી જાય છે......તેનાં કારણ મીલોમાં પુરતી હવાની આવજાનાં સાધનનો અભાવ, તથા મજુરવર્ગમાં મદ્યપાનની ટેવ એ છે."[1] "એક પ્રસંગે ૨૭ મા નંબરની મીલમાં (તપાસ વખતની નોંધ) પ્રથમથી ખબર આપ્યા વિના એકાએક કમીશનવાળા સાંજના પોણાઆઠ વાગે ત્યાં ગયા તે વખતની નોંધ નીચે પ્રમાણેની છે. ' રૂ પીંજવાના તથા તૈયાર કરવાના ખંડમાં (તે વખતે માત્ર એટલા વિભાગમાંજ કામ ચાલતું હતું) દીવાનો પુરતો પ્રકાશ નહોતો, હવાની આવજા બીલકુલ નહોતી, બધી બારીઓ બંધ કરેલી હતી, તથા અંદરની હવા ગરમ અને દમ રૂંધાઈ જાય તેવી હતી; પરસેવામાં ગરકાવ થએલા મજુરો સુસ્ત, મંદ તથા થાકેલા, દેખાતા હતા અને થોડાં છોકરાં અર્ધ જડ થઈ ગયેલાં જણાતાં હતાં.' "[2]

મજુરવર્ગનાં રહેઠાણ તપાસવાની જરૂર ઇંગ્લાંડ પેઠે હિંદુસ્તાનમાં પણ છે. આ કામ એવું છે કે, તેમાં ઇન્સ્પેક્ટર તરીકે સ્ત્રીઓ ઉત્તમ રીતે કામ કરી શકે તેમ છે. ઈ. સ. ૧૯૦૬ ના કમીશનની કમિટીએ આ વાતને કેટલી આવશ્યક ગણી છે તે તેમના રીપોર્ટમાંના નીચેના ઉતારાપરથી જણાય તેમ છેઃ—

"કમિટીને એમ જણાય છે કે કારખાનાની વ્યવસ્થા ગમે તેવી ઉત્તમ પ્રકારની હોય, તથા તેને લગતા કાયદા ગમે તેવા ધ્યાનપૂર્વક ઘડેલા હોય તોપણ ઘણા દાખલામાં મીલના મજુરોનાં ઘર તથા તેમની આસપાસની હકીકતો તરફ ગંભીરતાથી ધ્યાન આપવામાં આવે નહીં ત્યાં સુધી તેમનું ખરું કાયમનું કલ્યાણ થવાનું નથી."[3]

કામ કરનારા મજુરો કેવાં ઘરમાં રહે છે તેનો હેવાલ ૧૯૦૮ ના ઇન્ડીઅન ફેક્ટરી લેબર કમીશનના રીપોર્ટમાં નીચે મુજબ આપેલો છેઃ—

---

૧. પૃ. ૮૭.
૨. પૃ. ૯૦.
૩. પૃ. ૬.

"મુંબઇમાં જગાની તંગાશ છે ત્યાં પણ આ બાબતમાં મીલવાળાઓએ ઘણું થોડું કાર્ય કર્યું છે, અને સાધારણ રીતે કરકસરના હેતુથી મોટાં બરાખ જેવાં ઘણા માળવાળાં મકાનો જેને ચાલો કહેવામાં આવે છે તેમાં ઘણા મજુરો એકઠા થઇ રહે છે. એ ચાલો બીજા માલીકોની હોય છે. મજુરો જે કોટડીઓમાં રહે છે તેમાં સાધારણ રીતે ઘણી ગીચ વસ્તી હોય છે; તેમાં મર્યાદા સચવાય તેવું થોડુંજ હોય છે અને ગૃહજીવન હોતું જ નથી."[1] કલકત્તામાં તથા ઉત્તર હિંદુસ્તાનમાં બીજાં ઘણાં સ્થળોમાં ઘણાં ખરાં કાપડ વણવાનાં કારખાનાંઓ તરફથી બાંધેલાં, મીલની નજીકમાં, મીલના ઘણા મજુરો રહી શકે તેવાં સગવડવાળાં રહેઠાણો છે તથાપિ તેમાં આરોગ્ય સંબંધી તપાસ રાખવાની ઘણી જરૂર છે તે બતાવવા જોઇએ તેટલું કહેવામાં આવ્યું છે.

ધોવાનાં ખાતાં તપાસનાર સ્ત્રીઓને ઇંગ્લાંડમાં ત્યાંની આરોગ્ય સંબંધી સામાન્ય સ્થિતિની તપાસ કરવાની હોય છે. એવાં સ્થાનોમાં જ્યાં જોખમવાળાં યંત્રો વાપરવાં પડે છે ત્યાં થતા અકસ્માત અટકાવવાનું કામ તેઓ ઘણી વેળા કરી શક્યાં છે. ઘણાખરા અકસ્માતનું કારણ બેદરકારી હોય છે, પરંતુ સ્ત્રી ઇન્સ્પેકટરોએ ભેગા કરેલા આંકડા પરથી જણાય છે કે અકસ્માતનો મોટો ભાગ ઘણુંખરૂં દિવસના અમુક કલાકે બને છે. બપોરના અગીઆરથી બાર અને સાંજના ચારથી છ વાગતાંના અમલમાં. એ પરથી એવું અનુમાન કરવામાં આવ્યું છે કે આ બેમાંના પહેલા કલાક વખતે લાંબો વખત કામ કરી છોકરીઓ થાકી જવાથી બેદરકાર બને છે અને સાંજના ચારથી છના અરસામાં અંધારૂં થવા માંડવાથી તથા સૂર્યના પ્રકાશને બદલે કૃત્રિમ પ્રકાશ મૂકવાથી અકસ્માત થાય છે. આવા આંકડાઓના આધારથી, અતિશય થાકનો અટકાવ કરવા માટે કામ કરાવનારને કામનો વખત ટુંકો કરવાનું કહી શકાય અને તેના મજુરોની સલામતી સાચવવા માટે ખાસ ગોઠવણ કરાવી શકાય. ધોવાનાં ખાતાંનાં ભોંયતળીઆંમાંથી પાણીનો

૧. પૃ. ૨૧.

નીકાલ કેમ થાય છે તે જોવાની ખાસ સંભાળ સ્ત્રી ઇન્સ્પેક્ટરોને રાખવાની હોય છે અને દુર્ગંધવાળી હવા બહાર કાઢે તેવી 'ગૅસ' ભરીને વાપરવાની અસ્ત્રીઓનો પ્રતિબંધ કરવો એ પણ તેઓનું જ કામ છે.

રહેવાની ચાલો તથા ઘર તપાસવાની જરૂર વિષે જેટલું કહીએ તેટલું ઓછું છે. આરોગ્યના તેમ જ નીતિના દૃષ્ટિબિન્દુથી નીચલા વર્ગોનાં આ રહેઠાણુની તપાસ કરવી ઘટે છે. એક ઘરમાં કેટલાં મનુષ્યને રાખવાં તથા સ્ત્રીપુરુષને અલાયદાં રાખવાં, સ્વચ્છતા અને હવાની આવજા રાખવી એ સર્વ ઇંગ્લાંડમાં કાયદાથી ઠરાવેલું છે, તથા ચેપી રોગ થાય તો તેની ખબર આપવાની તેમ જ તેવાં ઘર સંબંધી યોગ્ય વ્યવસ્થા કરવાની ત્યાં કાયદાથી ફરજ પડે છે. ઓરડીઓની હવાની તથા આરોગ્યરક્ષક યોગ્ય ગોઠવણ સંબંધે વિગતવાર પેટાકાનુનો છે. આ સર્વ રહેવાનાં ઘર ઇંગ્લાંડમાં નોંધાવવાં પડે છે અને કોઇ પણ ઘરમાં ઉપર કહ્યા તે પેટાકાનુનો ત્રણ વખત તોડવામાં આવેલા સાબીત થાય તો તે ફરી ભાડે આપવાનો પરવાનો આપવામાં આવતો નથી. હાલમાં એવી સૂચના કરવામાં આવી છે કે એવો પરવાનો યોગ્ય સગવડની ગોઠવણ કરે તો પ્રતિવર્ષે નવો કરી આપવો એમ ઠરાવવું. આ ઘર ઘણાં ખરાં પુરુષો તપાસે છે પણ જ્યાં સ્ત્રીઓનો વાસ હોય ત્યાં સ્ત્રી સેનીટરી ઇન્સ્પેક્ટરો નીમવી એ વધારે સારૂં છે. સ્ત્રીઓને રહેવાનાં ઘર–તેમને થોડો વખત રહેવાનાં સ્થાન પણ—આરોગ્યવાળાં તથા સભ્ય સ્ત્રીઓ ઉપયોગમાં લઇ શકે તેવાં છે કે નહીં તે જોવાની ફરજ દરેક પ્રજાની છે, અને આ ફરજ સ્ત્રીજાતિ જાતે બજાવી શકે તેવી સારી રીતે કોઇ બજાવી શકે તેમ નથી. ગીચ વસ્તીનાં, હવાની ખામીનાં અને અનીતિનાં અનિષ્ટ પરિણામ આ પ્રકારના ઘરમાં સર્વ દેશમાં હોય છે. આ વસ્તુસ્થિતિ સુધારવાનું હિંદની સ્ત્રીઓએ ઉપાડી લેવાનો વખત આવ્યો છે.

દુકાનો તપાસવાના કામમાં સેનીટરી ઇન્સ્પેકટરોને નીચેની બાબતોની તપાસ કરી રીપોર્ટ કરવો પડે છે. દુકાનના મદદનીશોના

જમવાના ખંડની સ્થિતિ; જ્યાં દુકાનમાં જ રહેવાનું હોય ત્યાં સુવાની પુરતી સગવડ; દુકાન ચલાવવાના વખતના નિયમનું પાલન; 'ટ્રક ઍક્ટ ' ના કાયદાથી દંડ કરવાની અમુક હદ નક્કી કરેલી છે તથા મદદનીશોને રહેવા ખાવાની ગોઠવણ કરી પગારનો કેટલોક ભાગ તે પેટે ગણવાને બદલે પગારનાં પૂરાં નાણાં આપવાની ફરજ દુકાન રાખનારને છે તે પળાય છે કે નહીં તે; છુટક માલ વેચવાની દુકાનોમાં દરેક ખંડમાં બે મદદનીશો માટે ઓછામાં ઓછી એક બેઠક રાખવાની ફરજ પાડનાર કાયદો પાળવામાં આવે છે કે નહીં તે. આ સર્વ બાબતોમાં સ્ત્રી તેમ જ પુરુષ ઇન્સ્પેકટરોએ ઘણું કામ કર્યું છે.

કારખાનાં તપાસનાર તથા સેનીટરી સ્ત્રી ઈન્સ્પેકટરોની પેઠે શાળાઓ તપાસનાર સ્ત્રી ઇન્સ્પેકટરો હોય છે; તેમની નીમણુક કેળવણી ખાતાની ઉપરી કમિટી તરફથી કરવામાં આવે છે અને પ્રાથમિક તથા ઉંચા શિક્ષણવાળી શાળાઓ, કારીગરીની શાળાઓ અને શિક્ષણપદ્ધતિની કૉલેજો એ સર્વમાં અપાતું શિક્ષણ તથા સર્વની આરોગ્ય સંબંધી સ્થિતિ તપાસવાનું કામ તેમનું છે. આ કામ માટે ઘણી સ્ત્રીઓ નીમાય છે અને કારખાનાંની તથા બીજી સરકારી ઇન્સ્પેકટરો પેઠે તેઓને પણ પાંસઠ વર્ષની ઉમરે પેનશન મળે છે. હિંદુસ્તાનમાં પેનશન આપવાની ઉમર પંચાવનની ગણાય છે, કારણ કે એ ગરમ દેશ છે અને ઈંગ્લાંડ જેવા ઠંડા મુલક પેઠે પાંસઠ વર્ષ સુધી કામ કરવાની ફરજ મનુષ્યોને પાડવી તે વાજબી નથી. ઈંગ્લાંડમાં કારખાનાંની ઇન્સ્પેકટરોને સારા પગાર મળે છે; એ ઇન્સ્પેકટરોની ઉપરી સ્ત્રીની જગા જવાબદારીવાળી ગણાય છે અને તે પ્રમાણમાં તેનો પગાર પણ ભારે હોય છે.

ઈંગ્લાંડમાં 'પુઅર લૉ' એટલે દરિદ્રિ લોકોના ભરણપોષણ સંબંધી કાયદો છે તે મુજબ છોકરાંને પાળવા માટે રાખવામાં આવે છે. છેક ગરીબ છોકરાંને મજુરવર્ગની સ્ત્રીઓના ઘરમાં પોતાના ઘર જેવી આસપાસની સ્થિતિમાં ઉછેરવા માટે રાખવામાં આવે છે તે યોજનાની દેખરેખ રાખવા સારૂ સ્ત્રી ઇન્સ્પેકટરો હોય છે.

આગળ જતાં (પરોપકારી સંસ્થાઓના પ્રકરણમાં) જાણવામાં આવશે. બાલશાસકગૃહો માટે તથા ઉદ્યોગશાળાઓ સારૂ એક સ્ત્રી ઇન્સ્પેક્ટર છે, એક લંડનના સુવાવડખાતાં માટેની, તથા અશક્ત માણસોના આશ્રમ સારૂ, અને એક કેદખાનાં માટે સ્ત્રી ઇન્સ્પેક્ટર હોય છે. કેદખાનાં માટેની ઈન્સ્પેક્ટર દાક્તરની પદવી ધારણ કરનારી હોય છે. આવાં સામાજિક કાર્યોમાં વૈદકજ્ઞાનનો લાભ તરત કલ્પનામાં આવે તેવો છે.

સેનીટરી ઈન્સ્પેક્ટરના જેવી જ એક બીજી જગા છે ત્યાં પણ સ્ત્રીઓ કામ કરે છે; તે જગા 'હેલ્થ વીઝીટર' અર્થાત્ આરોગ્ય સંબંધી જોવા જવાના કામની છે અને સેનીટરી ઈન્સ્પેક્ટરના મુશ્કેલ કામ માટે તૈયાર થવા સારૂ ઘણી વાર એ જગા સ્ત્રીઓ લે છે. આ 'હેલ્થ વીઝીટર' નું મુખ્ય કામ ગરીબ વર્ગનાં છોકરાંની આરોગ્ય સંબંધી સ્થિતિનું શોધન કરવાનું છે. છોકરાં ઉછેરવાના કામનું જ્ઞાન આ જગામાં ઘણું લાભકારક થાય છે. કાયદા પ્રમાણે ન ચાલનાર સામે કાયદેસર ઈલાજ લેવાની સત્તા એ 'હેલ્થ વીઝીટર' ને હોતી નથી. તેની ફરજ માત્ર છોકરાંની યોગ્ય સંભાળ તથા ઘરની સ્વચ્છતા સંબંધી સલાહ આપવાની છે. ઈંગ્લાંડમાં ગરીબ વર્ગની માતાઓને આવી સલાહની આવશ્યકતા અધિકારી વર્ગને એટલી બધી લાગી છે કે તેમણે રોયલ સેનીટરી ઇન્સ્ટીટયુટને લગતાં વ્યાખ્યાનોનો ક્રમ ઠરાવ્યો છે અને તેની પરીક્ષામાં પાસ થનારને આ 'હેલ્થ વીઝીટર' ની જગા માટે લાયક ગણવામાં આવે છે. જે સ્ત્રીઓ સેનીટરી ઈન્સ્પેક્ટર અથવા કારખાનાંની ઇન્સ્પેક્ટર અથવા હેલ્થ વીઝીટરની જગા માટે તૈયાર થવા ઇચ્છતી હોય તેમને માટે સ્ત્રીઓની બેડફોર્ડ કોલેજમાં ( લંડન યુનીવર્સીટીની ) શાસ્ત્રીય તથા વ્યવહારિક આરોગ્યવિદ્યાનો એક વર્ષનો ખાસ ક્રમ છે. બીજી ઘણી કોલેજો તથા મંડળીઓ તરફથી આવું શિક્ષણ અપાય છે, એ પરથી, ઈંગ્રેજ સ્ત્રીઓનો આ જવાબદારીવાળા સામાજિક કાર્ય માટે વધતો જતો ઉત્સાહ જણાઈ આવે છે.

જગતમાં સૌથી વધારે મનોરંજક બાબતોનો એક–દેશનાં બાળકોનું શિક્ષણ–છે અથવા હોવું જોઇએ. તે શાળાઓની ઇન્સ્પેકટરની જગાના કામનો વિષય છે. દેખરેખ રાખનાર તરીકેના સ્ત્રીઓના ગુણ આ ક્ષેત્રમાં ઘણા કિંમતી છે, કારણ કે, શાળાનું નૈતિક ધોરણ, વિદ્યાર્થીઓનું સામાન્ય આરોગ્ય તથા તેમની શરીરસુખાકારી અને છોકરીઓને શિક્ષણ આપવાની વાસ્તવિક પદ્ધતિ એ સર્વ બાબતોનો પરીક્ષક પુરુષ હોઇ શકે તે કરતાં સ્ત્રી વધારે સારી રીતે થઇ શકે છે.

કુટુંબ વગરની વિધવા સ્ત્રીઓ અથવા જે કોઈ સ્ત્રી પોતાનો તમામ વખત તથા શક્તિ કામ પાછળ રોકી શકે તેમને ઇન્સ્પેકટરનું કામ ઘણું અનુકૂળ આવે તેવું છે. પરણેલી સ્ત્રીઓ જેમને ઘરનાં બંધન હોય તેમને, જે કામ, ખરી રીતે જોતાં તેમાં મગ્ન કરનારૂં હોવા છતાં ઘણી મહેનતવાળું જીવનકાર્ય છે તે માથે લેવાની નવરાશ મળી શકે તેમ નથી.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### સંભાળ રાખનાર પ્રૌઢ ઉમરની સ્ત્રીઓ (મેટ્રન્સ) તથા દેખરેખ રાખનાર સ્ત્રીઓ.

"ઘણી બાબતોમાં જગત્ અંધારામાં ગોથાં ખાય છે તથા ફાંફાં મારે છે કેમકે તેને દોરવા માટે સ્ત્રીઓના પુરતા હસ્ત નથી."

જૉન બોઈડ કિનીઅર.

બીજાં ઉપર કાબુ રાખવાની શક્તિ જન્મથી જ પ્રાપ્ત થાય છે. કોઈ સ્ત્રીમાં તે હોય છે અને કોઇમાં નથી હોતી, પણ જો તે શક્તિની તેનામાં ખામી હોય તો તે શીખીને ગ્રહણ કરવી એ લગભગ અસંભવિત જેવું છે. દેખરેખ રાખવાનું કામ સફળ રીતે કરવા સારૂ વશ રાખવાની તથા નવી યોજના કરવાની શક્તિ

ખાસ જરૂરની છે. તેના વિના અંસતવ્યસ્તતાનું સામ્રાજ્ય થશે. કોઇ પણ ખાતાની સંભાળ રાખનાર સ્ત્રી ડીફોનાં ઘેટાંની પેઠે "સિંહના સૈન્યની ઉપરી" થશે.

એવી સંભાળ રાખનાર સ્ત્રી 'મેટ્રન'ની ઘણી જગાએ છે–શાળાની મેટ્રન, પરોપકારી સંસ્થાની મેટ્રન, ઇસ્પીતાલો, આશ્રમો, કારાગૃહો, ગુન્હેગાર બાળકોને સુધારવાનાં ખાતાં, ઉદ્યોગશાળાઓ એ સર્વની મેટ્રનો વગેરે, પણ તેમનો પગાર બહુ ભારે નથી હોતો. સાધારણ રીતે ઇંગ્લાંડમાં ભારે પગાર હોતા નથી. દષ્ટાંત તરીકે ઇંગ્લાંડના મુખ્ય પ્રધાનને હિંદુસ્તાનના કોઈ પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નર કરતાં ઓછો પગાર મળે છે. ઇસ્પીતાલની મેટ્રન થવા સારૂ માવજત વગેરેનો ત્રણ કે ચાર વર્ષ સુધી અભ્યાસ કરવો પડે છે તથા તે સાથે બીજાંઓ ઉપર અમલ ચલાવી વ્યવસ્થા કરવાની સબળ શક્તિની તેનામાં જરૂર પડે છે. મેટ્રન મન તથા શરીરે બળવાન હોવી જોઇએ.

ઇંગ્લાંડમાં ગુનેહગાર બાળકોને સુધારનાર સંસ્થાઓની અને ઉદ્યોગશાળાઓની મેટ્રનો તે સંસ્થાની સાંસારિક તથા નૈતિક માર્ગદર્શક તરીકે ઘણી અસર કરે છે. છોકરાની નિશાળ હોય અને તેનો વ્યવસ્થાપક પુરુષ હોય તો ઘણું કરીને તેની પત્ની તે શાળાની ગૃહ તરીકેની વ્યવસ્થા, ખોરાક કપડાં વગેરેની તજવીજ રાખે છે તથા તેઓ ઉપર લાભદાયક અસર કરે છે. આવી સંસ્થાઓનાં શુભ પરિણામમાં મેટ્રનોનો હિસ્સો સર્વત્ર સ્વીકારવામાં આવે છે.

સ્ત્રીના કોમળ અધિકારની અસર એટલા બધા પ્રકારની થાય છે કે આવી શાસક તથા સુધારક સંસ્થાઓ સ્ત્રીઓને પુરુષની જોડે રહી હળીમળીને કાર્ય કરવાનું સ્પષ્ટ રીતે આલેખેલું સ્થાન છે. પરણેલાં મનુષ્યો જેમને છોકરાં નથી અથવા જેમનાં છોકરાં મોટાં થએલાં હોય તેમને સામાજિક કાર્ય કરવાનો એવામાં પ્રસંગ મળે છે. મેડેમ એચ. રોલેટ. 'છોકરાઓનાં શાસનગૃહમાં સ્ત્રીઓના કાર્યભાગ'નો રીપોર્ટ ઈ. સ. ૧૯૦૦ માં પેરિસમાં ભરાએલી સ્ત્રીઓની

કામ તથા સંસ્થાઓની બીજી "ઇન્ટર નેશનલ કોન્ગ્રેસ" સમક્ષ થોડાં વર્ષ ઉપર વાંચી સંભળાવ્યો હતો. તેમાં સૂચવ્યા પ્રમાણે પિતા તથા પુત્રી, માતા અને પુત્ર, અથવા ભાઇ ને બ્હેન આવાં કાર્યો એકત્ર થઇને કરી શકે. બાળશાસક શાળાઓના ઉપરી તરીકે પુરુષ નીમવાથી તેઓ પિતા પ્રાપ્ત કરે છે પરંતુ તેથી તેમને માતા મળતી નથી. એવી શાળાઓમાં ઘણાં ખરાં બાળકો ગુણહીન અથવા નાલાયક માબાપનાં સંતાન હોય છે તેથી એવી સંસ્થાઓના ઉપરીઓએ, જે પ્રેરક શકિત તેમનાં કુદરતી માબાપ આપવા અસમર્થ થયાં છે તેનો બદલો વાળી આપવાનો પ્રયાસ કરવો જોઇએ. અમે આગળ કહ્યું છે તે પ્રમાણે બરોબર કામ કરવાની શકિતવાળી મેટ્રને પોતાના સંરક્ષણ નીચે આવેલાં બાળકોના સાંસારિક તેમજ નૈતિક હિતની અંતઃકરણપૂર્વક ધારણા રાખવી. આવી સંસ્થાઓમાં ઘણી વેળા ખોરાક મનને રૂચે તેવો નથી હોતો તેમ જ શરીરે ખીલીને વધતાં છોકરાંને જોઇએ તેટલા પ્રમાણમાં પણ હોતો નથી. છતાં એ બાળકોની સાંસારિક સ્થિતિની અવગણના કરી શકાય નહીં. તેની વ્યવસ્થાપકે તે ખોરાક જુદી જુદી જાતનો બને તથા જોઇએ તેવી રીતે રંધાય એની તજવીજ રાખવી જોઇએ. ખોરાકની ચીજોના ગુણનું જ્ઞાન તેને હોવું જોઇએ એટલે જુદી જુદી ચીજો ઘટતા પ્રમાણમાં તે બાળકોને આપી શકાય. બાળકોનાં વસ્ત્ર સંબંધી, તેમના આચરણ સંબંધી, મકાનની આરોગ્યસાધકતા સંબંધી, બાળકોને થતી પીડાઓ, અશક્ત મનુષ્યો માટેનાં આશ્રમનાં માંદાં માણસોની સારવાર, એ સર્વ બાબતોની દેખરેખ મેટ્રનને રાખવાની છે; સંક્ષેપમાં, માતા, ગૃહવ્યવસ્થાપક તથા માંદાંની માવજત કરનાર (નર્સ) એ ત્રણેના ગુણ તેનામાં આવશ્યક છે. મેટ્રનની નૈતિક અસર માટે તેનામાં દૃઢતા અને મૃદુતાનું સંમિશ્રણ હોવું જોઇએ. પોતાની આજ્ઞાઓનું પાલન ચોકસપણે થાય તે સારૂ દૃઢતા, અને તે પાલન હર્ષપૂર્વક થાય તે માટે મૃદુતા જોઇએ. વધારે નાનાં બાળકોના શિક્ષણમાં પણ સ્ત્રીની માતા તરીકેની સ્વાભાવિક પ્રેરણાને લીધે તે પુરુષ કરતાં વધારે સફળતા મેળવે છે અને વિશેષે કરીને નીચ તથા પતિત મનુષ્યો

પર સ્ત્રીઓને વિજય મળવાનો વધારે સંભવ રહે છે. છેક હાથથી ગએલા છોકરાના સંબંધમાં પુરુષશિક્ષણની ધમકી અફળ જઇને તેઓ સ્ત્રીની સમજાવણીને શરણુ થયાના દાખલા જાણુમાં છે.

આવા હોદ્દા સુશિક્ષિત સ્ત્રીઓને જ આપવા જોઇએ, ઉતરતી પાયરીની સ્ત્રીઓને તે ન મળવા જોઇએ એ વાત ઘણા જ મહત્ત્વની છે. લાયકાત વગરની સ્ત્રીઓમાંથી એ જગાઓની ઉમેદવારો પસંદ ન કરતાં, સ્ત્રીશિક્ષકોમાંથી તથા આ કાર્ય પાછળ એક મહાન કાર્યની પેઠે તેમાં પરાવણુ થાય તેવી લાયક અને સંસ્કારી સ્ત્રીઓમાંથી પસંદ કરવી જોઇએ. સ્વીટ્ઝર્લાંડમાં આવી શાળાઓની મેટ્રનો, અમારા જાણુવા પ્રમાણે તેમના વિદ્યાર્થીઓને બાગબાની તથા ઢોર સંભાળવાનું કામ શીખવવામાં હલકું સમજતી નથી તે સાથે તેઓ બુદ્ધિશાળી હોય છે, ઘણી ભાષાઓ બોલી શકે છે તથા તેમને સંગીતનું સારૂં જ્ઞાન હોય છે. આવી મેટ્રનો તથા શિક્ષકોના હાથ નીચે આવી યોજના વિકાસને પ્રતિબંધક થતાં લક્ષણુ ઘડનાર અને મન ખીલવનાર થાય એમ છે. એવી સંસ્થાઓનાં ઘણાંખરાં છોકરાં પોતાની મેળે ગુન્હો કરે તેવી વૃત્તિવાળાં હોતાં નથી. તેઓ દારૂના વ્યસનીઓનાં અને ભ્રષ્ટ થએલાં માબાપનાં છોકરાં હોઇ નિર્બળ હોય છે. આવાં છોકરાંને સ્ત્રીના સંસ્કારની વિશેષે કરીને જે પત્ની અથવા માતા થએલી હોય તેની ખાસ જરૂર છે.

એ જાતની સંસ્થાઓમાં પોલીસનું કામ કરવા સારૂ મેટ્રનો હોય છે તેમને પગાર થોડો મળે છે. આ કાંઇક અણુગમતા તથાપિ મહત્ત્વના કાર્યમાં સ્ત્રીઓ ઉપયોગી કાર્ય કરે છે. ઘણુંખરૂં કેદખાનાંની સ્ત્રીઓની સંભાળ રાખનાર પ્હેરેગીર (વૉરડ્રેસ) માંથી આ જગાની નીમણુક કરવામાં આવે છે. પુરુષ તથા સ્ત્રીઓનાં કેદખાનાંમાં ઇંગ્લાંડમાં મદદનીશ મેટ્રનો હોય છે તેઓ ભોજન સંબંધી કામકાજ, લુગડાંને લગતું કામ તથા સામાન્ય ઘરકામ ઉપર દેખરેખ રાખવામાં સહાયતા કરે છે. આવી જગાએ કુંવારી સ્ત્રીઓ અથવા છોકરાં વગરની વિધવાઓ રહે છે. તેમની સંભાળ નીચે

રહેનાર સ્રીઓને શીખવી શકે એવા કોઇ ઉદ્યમથી તે વાકેફ હોય તો તે ઇષ્ટ ગણાય છે. સ્રીઓમાં પોતાની જાતિના ગુન્હેગારોની વ્યવસ્થા કરવાનું વધારે સામર્થ્ય હોય છે તે વાતના પ્રમાણરૂપ હકીકત, ઉપર જે વિષે ઉલ્લેખ કર્યો છે તે જ 'ઇન્ટર નેશલ કોન્ગ્રેસ ઓફ વીમેન્સ વર્ક' માં વંચાએલા એક રીપોર્ટમાં હતી. અમેરિકાના ઇન્ડીઆનાપોલિસ નામના સ્થળમાં એક કેદખાનું છે તેની સર્વ વ્યવસ્થા માત્ર બે પુરુષ પહેરેગીરો સિવાય સ્રીઓ જ કરે છે. એની મુખ્ય વ્યવસ્થાપક સ્રી છે અને તેની મદદનીશો સર્વ અબળાઓ જ છે. બે પુરુષ પહેરેગીરો કોઈ વખત જરૂર પડે તો મદદ માટે રાખેલા છે; પરંતુ ત્યાંની મેટ્રનનું કહેવું એવું છે કે ત્યાંની સ્રી પહેરેગીર જરૂરનું સર્વ કામ યથાયોગ્ય બજાવે છે તેથી એ પહેરેગીરોનું કામ જવલ્લે જ પડે છે. એ કારાગૃહની ફરતી દિવાલ એક વારથી વધારે ઉંચી નથી. અમેરિકાના મેસેચુસેટ્સમાં બીજી એક સન્નારી કેદખાનાની વ્યવસ્થાપક હતી અને પોતાની નમ્રતા, ડહાપણ તથા ઉચ્ચ નૈતિક ભાવના વડે તેણે ત્યાં વસનાર કેદીઓપર સારી અસર કરી છે; આ પરથી સિદ્ધ થાય છે કે ગુન્હેગારોના અશિષ્ટ સ્વભાવ પર પણ ઉચ્ચ મનોબળ અસર કરી શકે છે. તે વ્યવસ્થાપકની સંભાળ નીચેની સ્રીઓને અંકુશમાં રાખવાની તેને કદી પણ મુશ્કેલી પડી નથી. તે જ કોન્ગ્રેસમાં એક એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે સ્રીવ્યવસ્થાપકોની સાથે સ્રી દાક્તરો હોવાની જરૂર છે; તે દાક્તરો એવી હોવી જોઇએ કે તેઓ શરીરસુધારણા તરફ જ માત્ર લક્ષ ન રાખતાં પોતે તે સ્રીઓના વિશ્વાસનું પાત્ર બની તેમની નૈતિક સ્થિતિ ઉન્નત કરે.

વળી અનાથાલયોની મેટ્રનોની જગા છે. તે જવાબદારીવાળી જગાઓ છે અને તેમાં સારા પગાર મળે છે. ઇંગ્લાંડ, સ્કૉટલાંડ અને આયર્લૅંડ (યુનાઇટેડ કિંગડમ) માં મોટાં શહેરોમાં અકસ્માત વખતે મદદ કરવાનાં (એમ્બ્યુલન્સ) સ્થાનો છે. અકસ્માત થાય તો ત્યાં ઘોડાની ગાડીઓ, ડોળીઓ વગેરે તે માટે તૈયાર રાખવામાં આવે છે.

સ્થળો ( સ્ટેશન ) ના દેખરેખ રાખનાર હોય છે, અને જો એ સુપ-રીન્ટેન્ડટની સ્ત્રી પાસ થએલી નસ હોય તો ત્યાં આવનાર દરદીઓની સારવાર કરવા બદલ તે સ્ત્રીને બાંધેલા પગાર ઉપરાંત ખાવાનું, રહેવાનું, ચોકસ જાતનો પોશાક ( યુનિફોર્મ ), કોયલા, ગૅસ, ધોબીનું ખર્ચ એ વગેરે સર્વ મળે છે.

મોટી નિશાળની મેટ્રનની જગાનું કામ ઘણા ઉદ્યમ તથા જાગૃતિવાળું, મનોરંજક છે; અને તે જગાને માટે, બીજાને તાબે રાખવાની શકિત, કળ, વ્યવહારિક રીતિ, અને સુગૃહિણીમાં જોઈતી ઘર ચલાવવાની સ્વાભાવિક શકિત એ વગેરે ગુણોની આવશ્યકતા છે. આ સર્વ જગાઓનું કામ પ્રૌઢ ઉમરની સ્ત્રીઓ યોગ્ય રીતે કરી શકે તેમ છે. એક વાર એ જગામાં સ્થાપિત થયા પછી જુવાન હરીફ સ્ત્રીઓની જગા કરવા માટે કોઈ પ્રૌઢ સ્ત્રીને ખસવાનો ભય નથી.

---

# પ્રકરણ ૧૨ મું.

---

## પરસ્પરસહાયક યોજના ( કોઓપરેશન ).

" જે લોકસમૂહ પોતાને એકતામાં આણી શકે નહીં તે અવ્યવસ્થારૂપ છેઃ જે એકતા લોકસમૂહના આધાર પર ટકેલી ન હોય તે જુલમી સ્વેચ્છાચાર છે. "

—પાસ્કલ.

અર્થશાસ્ત્રને લગતી પરસ્પરસહાય થવાની યોજના દિનપ્રતિદિન આગળ વધતી જાય છે. અને તેના નિયમો આ પુસ્તકનાં જુદાં જુદાં પ્રકરણોમાં ચર્ચેલા સ્ત્રીઓના કાર્યપ્રદેશમાંના ઘણાકને લાગુ પડી શકે છે. તેથી એની ઉત્પત્તિ અને વૃદ્ધિનો કાંઇક હેવાલ અહીં આપવો ઉચિત ધાર્યો છે; તેથી હિંદુસ્તાનની સ્ત્રીએ સમજી શકે કે કામ કરનારને માત્ર મજુરના દરજ્જાપરથી પોતાના વિશેષ ઉદ્યોગમાં ભાગીઆ થવાનો અમૂલ્ય પ્રસંગ આ યોજનાથી અહીં પ્રાપ્ત થયો છે.

પરસ્પરસહાયકની પ્રત્યેક યોજનાના મૂળમાં રહેલી ભાવના પ્રજાતંત્રીય રાજ્યભાવના સરખી છે—જેઓ ઉત્પન્ન કરવામાં સહાયભૂત બન્યા હોય તેઓ નફાનો હિસ્સો લેવાને તથા તેની વ્યવસ્થામાં પોતાનો મતપ્રદર્શિત કરવાને હકદાર છે; વળી, કામ કરનારને નફાનો અને ધંધો ચલાવવાના વહીવટનો ભાગીદાર કરવો તેથી ધંધો ચલાવનાર શેઠને પણ લાભ છે. આ રીતે 'કોઓપરેશન' નો ઉદ્દેશ પરસ્પર સહાયતા તથા સ્વાશ્રય છે. તેની કાર્યપદ્ધતિ છેક ૧૮૨૬ ની સાલમાં 'કોઓપરેટીવ મેગેઝીન'ના તંત્રીએ સ્પષ્ટ રીતે દર્શાવી છેઃ—"મી. ઓએન (ઈંગ્લાંડમાં એ યોજનાના સ્થાપક) ની સૂચના એવી નથી કે શ્રીમંતોએ પોતાની મીલકત નિર્ધનોને આપી દેવી, પરંતુ નિર્ધનોને એવી સ્થિતિમાં લાવી મુકવા કે તેઓ પોતાને માટે નવું દ્રવ્ય ઉત્પન્ન કરી શકે."

આ રીતે 'કોઓપરેશન'ની યોજના બે સિદ્ધાંતોના પાયાને આધારે રહેલી છે. પ્રથમ પ્રત્યેક વ્યક્તિની સ્પર્ધા નહીં પરંતુ પરસ્પર સહાયતા એ મનુષ્યજીવનના વ્યવહારના નિયંત્રણ સારૂ વધારે ઉત્કૃષ્ટ સૂત્ર છે; અને બીજો સિદ્ધાંત એ કે બીજાને માલ વેચવા સારૂ અથવા પોતાને માટે માલ વેચાતો લેવા સારૂ મનુષ્યનો સમૂહ સંપ કરી એકત્ર થવાથી તે કાર્યો માટે પ્રત્યેક વ્યકિત છુટી પડે તેના કરતાં વધારે લાભ મળે છે.

ઘણા દેશોમાં પરસ્પરસહાયક યોજનાનું અસ્તિત્વ જુના વખતથી હતું પરંતુ તેને મોટા વિસ્તારથી ઈંગ્લાંડમાં જ પ્રથમ ખીલવવામાં આવી હતી. આ યોજનાનું મધ્યબિન્દુ ઇગ્લાંડમાં લેંકેશાયરમાં સ્થપાયું હતું, પરંતુ ઈ. સ. ૧૮૪૪ સુધી તેમાં સફળતા મળી નહોતી. તે પછી ઈંગ્લિાંડની ઉત્તરે લેંકેશાયરના રોશડેલ ગામના ફ્લાનલ વણનારા અઠાવીસ ગરીબ વણકરોએ દર અઠવાડીએ બે પેન્સનું માંહોમાંહે ઉઘરાણું કરી અઠ્ઠાવીસ પાઉન્ડની મુડી એકઠી કરી. આ ટોડ લેન સ્ટોરને નામે ઓળખાતો અલ્પ પ્રારંભ વધીને એટલી મોટી સંસ્થા થઈ કે તેની ઓગણીસ શાખાઓ થઈ તથા

તેનાં તેટલાં જ સમાચારગૃહો થયાં; તથા તેનો એક મુખ્ય ભંડાર, વિશાળ લાઇબ્રેરી, મેમ્બરોના ઉપયોગ સારૂ દૂરબીન તથા સૂક્ષ્મદર્શક યંત્ર સરખાં વિજ્ઞાનનાં યંત્રો, વિજ્ઞાનના વર્ગ, દાણાનાં અને સુતર કાંતવાનાં કારખાનાં, કેળવણીનાં ફંડ એ સર્વ એ સંસ્થા પોતાને માટે સ્થાપી શકી છે. વળી એના પ્રવર્તકો જથાબંધ માલના તથા છુટક માલના મોટા વેપારી, માલ ઉત્પન્ન કરનાર, મકાન બાંધનાર અને નાણાંની ધીરધાર કરનાર બન્યા છે. એ ભંડાર અથવા 'સ્ટોર' ચલાવવામાં તેમણે એ ધોરણ રાખ્યું હતું કે, જે નફો થાય તે માલ ખરીદનારાઓમાં તેમની ખરીદીના પ્રમાણમાં વહેંચવો; માલ લેનારને એવા નફાનાં રોકડ નાણાં ન આપતાં થાપણમાં ઉમેરવાં અને જ્યારે તે રકમ પાંચ પાઉન્ડની થાય ત્યારે તે રકમના માલીકને તેટલા પ્રમાણના હિસ્સાનો ભાગીદાર કરવો, અને શેરની મુડી પર સેંકડે પાંચ ટકા વ્યાજ આપવું. આ પાંચ પાઉન્ડ ઉપર જે કાંઇ રકમ ઉમેરાય તે ભાગીદારની ખુશી હોય તો તે ઉપાડી શકે. એ રીતે જે માણસો પાસે નાણાંનું ભંડોળ ન હોય તે પણ એ સ્ટોરને આશ્રય આપી ધીમે ધીમે એ ખાતાના ભાગીદાર બની શકે અને 'સ્ટોર'ને માટે જેટલાં વધારે ગ્રાહક આણી આપે તથા પોતે જેટલી સસ નિષ્ઠાથી તેમાંથી માલ વેચાતો લે તેટલો નફાનો વધારે હિસ્સો તેમને મળે.

આગળના એ વખતથી જ પરસ્પરસહાયતાની યોજના સર્વત્ર વિસ્તાર પામી છે. કોઇવાર ગામડાની દુકાનો હોઇ તે યોજના નાના વિસ્તારવાળી હોય છે; કોઈ વાર તે ઘણા મોટા વિસ્તારવાળી હોઇ તેમાં કાપડ ખોરાકી તૈયાર કરવામાં આવે છે, ખેતીનું કામ ચલાવવામાં આવે છે, મેમ્બરોને ભાડે આપવા માટે અથવા વેચવા માટે મકાનો બંધાય છે અથવા ઘર બાંધવામાં સહાયતા કરવાને નાણાં ધીરવામાં આવે છે. આવા ભંડાર અથવા 'સ્ટોર' શરૂ કરવા માટે એ યોજનામાં ઉલટ રાખનાર માણસોની સભા મેળવવી જોઇએ. તેના મેમ્બરો પોતાને જોઇતાં નાણાં ભરે અને 'સ્ટોર' જેટલા પ્રમાણનો કરવો હોય તે પ્રમાણમાં તેની થાપણ, 'શેર'ની અમુક

સંખ્યા જેટલી, રાખવી અને દરેક ભાગીદાર તે શેર (જો નાનું ખાતું હોય તો દરેક જણ એક શેર) દરેક શેરના એક પાઉન્ડની કીમતે રાખે. પછી તેનો મંત્રી, કોશાધ્યક્ષ, તથા ભરેલાં નાણાં ઉઘરાવનાર નીમાય. એવી યોજનામાં નફાની વ્યવસ્થા સાધારણ રીતે નીચે પ્રમાણે થાય છે:—નફાનો કેટલોક ભાગ એ કામનો વહીવટ ચલાવવામાં આપવામાં આવે છે; કેટલોક ભાગ કરજે કાઢેલાં નાણાંનું વ્યાજ ભરવામાં જાય છે; કેટલોક ભાગ મેમ્બરોની મુડીનું વ્યાજ (ઘણું કરીને પાંચ ટકા પ્રમાણે) આપવા ખાતે વપરાય છે; થોડો ભાગ કેળવણી ખાતે રખાય છે અને બાકીનો મેમ્બરોમાં વહેંચી દેવામાં આવે છે. દરેક ગ્રાહકની ખરીદીનો હીસાબ રાખવામાં આવે છે અને બાકીના તમામ નફાનો હિસ્સો એ પ્રમાણમાં ત્રણ ત્રણ મહીને મેમ્બરોને મળે છે. આવી યોજનાથી કરકસરને ઉત્તેજન મળે છે, તથા મેમ્બરો દેવું કરતાં અટકે છે, કેમકે એવા પરસ્પરસહાયક ભંડારમાં ઉધાર માલ આપવામાં કે લેવામાં આવતો નથી.

મજુરી કરનારને ભાગીદારો તરીકે રાખનારાં મંડળ જેમાં તે ખાતાના સર્વ મજુરવર્ગને પણ ભાગીદાર તરીકે રાખવામાં આવે છે તથા તેમને નફાનો હિસ્સો મળે છે, તે સર્વમાં આ જ નિયમો પ્રવર્તે છે. આ રીતે જે વાસ્તવિક રીતે માલ ઉત્પન્ન કરનાર છે તે અને તે વાપરનાર બંને કામ કરવા રાખનાર શેઠના નફાનો કેટલોક ભાગ મેળવી શકે છે, એ જણાશે. લંડનની એક મોટી 'ગૅસ' કંપની આ ધોરણથી ચાલે છે. અને તે કંપની બીજી જે કંપનીઓ પોતાના કામદારોને નફાનો કાંઇક પ્રમાણમાં હિસ્સો આપતી નથી તેના કરતાં વધારે સસ્તા દરથી લોકને ગૅસ પુરો પાડવાની ગોઠવણ કરે છે. ભાગીદાર બનવું એ મજુરવર્ગની શ્રેષ્ઠ સ્થિતિ છે.

હવે, સામાન્ય રીતે આવી યોજનામાં જાતે ભાગ લેવાની સ્રીઓની લાયકાત અને વિશેષે કરીને હિંદુ સ્રીઓની એ સંબંધી યોગ્યતા વિશે વિચાર કરીએ. વેપારના મહાસાગરમાં જાતે જ પ્રવેશ કરવાનું કામ, કહેવાતી કોમળ જાતિને મન કાંઈ નવું નથી. અને જ્યાં જ્યાં

તેઓએ એમાં પ્રવેશ કર્યો છે ત્યાં ત્યાં તેમને એથી નૈતિક અને આર્થિક લાભ થયો છે. સ્ત્રીઓની બુદ્ધિનું પ્રમાણ ઉન્નત કરવાની શકિત, ઉદ્યોગમાં, અને વિશેષે કરીને વેપારી તરીકેના ઉદ્યોગમાં છે. અને એ વાતની કોઇને શંકા થતી હોય તો તેવાં સ્ત્રીપુરુષોએ નીચલા વર્ગમાં નજર કરવી. તેમનામાં પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે હોશીઆર હોય છે એવું ઘણીવાર દીઠામાં આવે છે. તેનું માત્ર એક જ કારણ છે કે તેમને પોતાની શકિતઓ કસવાની જરૂર પડે છે. યુરોપમાં મધ્ય યુગમાં કામ કરનાર માણસો સ્ત્રીપુરુષની જાતિનો તફાવત ગણ્યા વગર એકઠાં થઈ ધંધાદારી મહાજન અથવા ઔદ્યોગિક મંડળો સ્થાપતાં. એ સમયમાં સ્ત્રીઓનું કામ વખાણાતું અને તેમને સારા દરમાયા મળતા. હાલના વખતમાં ઘણાં કારણોને લીધે સ્ત્રીઓ ઓછો પગાર સ્વીકારે છે; પરંતુ પરસ્પરસહાયક યોજનામાં પુરુષોની જોડે જોડે તેમને આગળ વધવાનો સંભવ છે. અને હિંદુસ્તાનમાં પરસ્પર સહાયક યોજના ગમે તો સ્ત્રીઓ એકલી ચલાવે અથવા પુરુષો સાથે ચલાવે તો સફળ થઇ શકે તેમ છે. આવી યોજનાઓથી મોટા કાર્યતંત્રનો નફો એક માલીકના ગજવામાં ન જતાં અથવા એક કંપનીના હાથમાં ન જતાં તેની વધારે ન્યાયપૂર્વક વહેંચણી થાય છે.

ખોરાક અને પોશાકના મોટા પરસ્પર સહાયક ભંડાર ઉઘાડવા ઉપરાંત હિંદુસ્તાનની સ્ત્રીઓ, ઘરને લગતા ધંધાના પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે આજ યોજનાને અનુસરીને ઘર શણગારના સામાનના ભંડાર સ્થાપી શકે, અને તેમાં ઘરને લગતા તમામ સામાન પરસ્પર સહાયક સરતો પ્રમાણે વેચી શકાય. ખેતીવાડીના કામમાં પણ પરસ્પર સહાયતાની યોજના સંબંધના સ્ત્રીઓના સાહસનો પુષ્કળ અવકાશ છે. બુદ્ધિમાન, નાના ડેન્માર્ક દેશમાં આવી યોજનાના વિકાસનો ઇતિહાસ હિંદુસ્તાનની સ્ત્રીઓને ઘણો ઉત્તેજનરૂપ થાય તેવો છે; કેમકે ત્યાં ખાસ કરીને 'ડેરી'ના કામમાં સ્ત્રીઓને અસાધારણ સફળતા મળી છે. ડેન્માર્કની નાણાં સંબંધી સ્થિતિ આ યોજનાથી ચઢીઆતી થઈ વેપાર પરત્વે યુરોપના સત્તાવાન દેશ તરીકે બદલાઇ ગઈ છે. એક ગરીબ દેશમાંથી હાલમાં તે યુરોપના સમૃદ્ધિવાન દેશોમાંનો એક

(પ્રમાણમાં) બની ગયો છે. તે ઉપરાંત એ જાણવા જેવું છે કે આ સુધારો સિદ્ધ કરતાં થોડાં જ વર્ષ લાગ્યાં છે, કારણ કે ઇ. સ. ૧૮૮૨ સુધી ત્યાંની પહેલી પરસ્પરસહાયક 'ડેરી' સ્થપાઇ નહોતી. ત્યાં ચાલતી પદ્ધતિનું અનુકરણ હિંદુસ્તાનમાં થઇ શકે તેમ છે કેમકે ત્યાં ખેડુતો અને 'ડેરી' નો ધંધો કરનાર એકઠા થઇ કામ કરતા નથી પણ પોતાનો માલ વેચવાનું કામ એકઠા થઇ કરે છે. એ રીતે હિંદુસ્તાનનાં છુટાં છુટાં ગામડાંમાં એકત્રતા કરવામાં આવે અને પ્રત્યેક પરસ્પરસહાયક 'ડેરી' ના માલનો ઉપયોગ સમસ્ત સંસ્થાના લાભને અર્થે થાય. ડેન્માર્કનાં ઘણાં ખરાં ગામડાંમાં પરસ્પરસહાયક 'ડેરી' હોય છે ત્યાં આસપાસના સર્વ ખેડુતોની ગાયોનું દુધ ભરવામાં આવે છે. એ ઢોરના માલીક ડેરીના ભાગીદાર હોય છે તથા દુધ મલાઇ વગેરે જે પ્રમાણમાં તેઓ લાવે તેના પ્રમાણમાં નફાનો હિસ્સો તેમને મળે છે. એવી જ પરસ્પરસહાયક મંડળીઓ ઇંડાં પેદા કરાવવા, એકઠાં કરવા તથા પરદેશ મોકલવા સારૂ સ્થપાઈ છે. મધમાખી પાળવા, ફળફળાદિ ઉગાડવા તથા એ સર્વ માલ બજારમાં વેચવા સારૂ મંડળ છે. ખેતીનાં ઓજાર, ખાતર વગેરે ખરીદવા સારૂ પણ પરસ્પરસહાયક મંડળીઓ છે. આવાં સાહસ ચલાવવા સારૂ ધીરધાર કરનારી વેપારી પેઢીઓ તરફથી નાણાં પુરાં પાડવામાં આવે છે.

હિંદુસ્તાન મુખ્યત્વે ખેતીના કામવાળો દેશ છે. તેથી ઘણે અંશે એમ ધારવામાં આવે છે કે પરસ્પર સહાયક યોજનાવાળી મોટી ડેરીઓથી ગરીબ વર્ગને ઉત્તેજન મળે તેમ છે તથા તે કામ કરવા ઇચ્છનાર સ્ત્રીઓને ઉપાડી લેવા લાયક શ્રેષ્ઠ કાર્ય થાય એમ છે. ડેન્માર્કની પેઠે તે માટે સાંજની શાળાઓમાં તથા કારીગરીની શાળાઓમાં શાસ્ત્રીય પદ્ધતિથી શિક્ષણ અપાવું જોઇએ.

ખેતીની સાથે ગાઢ રીતે જોડાએલી એવી પરસ્પરસહાયક ધીરધારની યોજના છે. એ યોજનાથી ખેડુતોને પોતાનાં ખેતર, બળદ, તથા ઓજાર વેચાતાં લેવા સારૂ તથા સુધારવા સારૂ વ્યાજે નાણાં મળી શકે છે. આવી પેઢીઓ સ્થાપવાનો પ્રથમ વિચાર જર્મ-

નીમાં ઇ. સ. ૧૮૪૯-૫૦ માં સૂઝયો હતો. તેનો હેતુ એ હતો કે ખેડુતોની સર્વની એકત્ર શાખ પર નાણાંની અમુક રકમ વ્યાજે કાઢી, તે નાણાં એવી સહાયક મંડળીના વ્યવસ્થાપકો માન્ય કરે તેવાં કામ સારૂ વ્યાજનો દર સહેજ વધારે લઇ મંડળીના સભાસદોને ધીરવાં અને એ રીતે ખેડુતોને નાણાં ધીરનાર શાહુકારના પંઝામાંથી છોડવવા. હિંદુસ્તાનમાં આવી યોજના કેવી રીતે અમલમાં મુકાય તથા સ્રીઓ તેની નાણાં સંબંધી વ્યવસ્થા શી રીતે કરી શકે તેની રૂપરેખા "નાણાંની ધીરધાર"ના પ્રકરણમાં આપેલી છે. જર્મનીના તેના પ્રથમ સ્થાપકના નામપરથી તેની પેઢીઓને ' રેફીસેન ' બેંકો કહેવામાં આવે છે; તે સર્વની રચનાના મુખ્ય મુદ્દા આ છેઃ—

૧. આવાં મંડળના સભાસદો એકબીજાની ઓળખાણના હોઈ એ મંડળ સ્થાનિક હોય છે. કેટલાક ધનવાન સભાસદો મંડળનું હિત વધારવા ખાતર પોતાનાં નાણાં એમાં રોકે છે; પરંતુ ઘણાખરા સભાસદો ગરીબ સ્થિતિના હોય છે.

૨. નાણાં ઉછીનાં લેવાનું કારણ દર્શાવવું પડે છે; અને તે કારણની તપાસ મંડળના અધિકારીઓ કરે છે. એ નાણાંનો ગેરઉપયોગ કરેલો જણાય તો આપેલાં નાણાં પાછાં લેવામાં આવે છે.

૩. સભાસદો સિવાય બીજા કોઇને નાણાં ઉછીનાં લેવાનો અધિકાર નથી.

૪. લીધેલાં નાણાં નિયમિત હપતાથી ભરવાં જોઇએ.

૫. નાણાં પાછાં આપવાની જામીનગીરી તરીકે નાણાં ઉપાડનારના હસ્તાક્ષરની ચીઠી લેવામાં આવે છે.

૬. આવા મંડળના શેરની કીમત થોડી રાખેલી હોય છે; પણ શેરનું વ્યાજ આપવામાં આવતું નથી, બધો નફો અનામત ફંડ ખાતે જમા કરવામાં આવે છે.

૭. આવી મંડળીઓ સંગ્રહ કરેલાં નાણાં મુકવાની પેઢીનું કામ પણ કરે છે.

૮. એવી મંડળીઓની બે કમિટીઓ હોય છે, એક કાર્ય કરનાર હોઈ પેઢીનું ખરેખરૂં કામકાજ ચલાવે છે, અને બીજી પહેલી કમિટીના વહીવટપર અંકુશ રાખવાનું કામ કરે છે. એના અધિકારીઓ કાંઈ પણ પૈસા લીધા વિના મંડળીની સેવા બજાવે છે કેમકે એવી મંડળીઓનો ઉદ્દેશ, વ્યવસ્થાપકોને ધનપ્રાપ્તિ કરાવવાનો નહીં પણ ખેડુતોને લાભ કરવાનો હોય છે.

૯. એવી સમિતિઓની જવાબદારી અપરિમિત (અનલિમિટેડ)છે.

૧૦. વહીવટ ચલાવવામાં કમિટીના શ્રીમંત સભાસદોનો મુખ્ય ભાગ હોય છે.

દરેક જીલ્લાની એવી પેઢીઓ એક સમિતિ તરીકે એકત્ર થએલી હોય છે અને એવી સમિતિઓ મુખ્ય પેઢીની સાથે જોડાએલી હોય છે. તેથી આ યોજના હિંદુસ્તાનમાંનાં છુટાં છુટાં ગામડાંને એકત્ર કરે તેવી વ્યવહારિક છે તથા દેશના સૌથી નિર્ધન લોકોને ઘણા જ ઓછા દરથી સહાય કરનાર છે.

નાણાં ધીરવાની પરસ્પર સહાયક મંડળીની બીજા પ્રકારની યોજના છે. તે પણ જર્મનીમાંથી લીધેલી છે અને તેને શુલ્ઝની પદ્ધતિ કહે છે. શહેરના મધ્યમ વર્ગના લોકોને નાણાં ધીરી તેમને સહાયતા કરવાનો આ યોજનાનો મુખ્ય હેતુ હોય છે. તેમાંના અધિકારીઓને પગાર આપવામાં આવે છે, શેરનું વ્યાજ અપાય છે અને રેફીસન યોજના કરતાં વધારે કીંમતના શેર હોય છે તથા તેનો કાર્યપ્રદેશ માત્ર નજીકનાં સ્થળોમાં પરિમિત કરેલો હોતો નથી. નાણાં ધીરવાની પરસ્પરસહાયક સમગ્ર યોજના કાંઈક ફેરફાર સાથે આ બે રીતિઓ પર રચાએલી છે.

પરસ્પરસહાયક કાર્યોમાં સ્ત્રીઓએ યુરોપમાં ભાગ લેવા માંડ્યો છે. ઇંગ્લાંડમાં ઈ. સ. ૧૮૭૪ માં સભાસદોને રહેવાનાં ઘર

કરવા માટે સ્ત્રીઓએ પહેલી પરસ્પરસહાયક મંડળી સ્થાપી હતી. તેમાં ન્હા, કોરી વગેરે વેચવાની ગોઠવણુ કરી હતી. તે પછી તેમણે આગળ વધીને ઈ. સ. ૧૮૮૩ માં સ્ત્રીઓને પરસ્પરસહાયતાની યોજનાના સિદ્ધાંતો શીખવવા સારૂ તથા એવા સ્ટોર સાથે વહેવાર રાખવાથી તેમના ઘરખર્ચમાં સેંકડે દસ ટકા બચાવ થઈ શકે તે બતાવવા, તેમને તેમના પોતાના નામના શેર લેવા સમજાવવા અને પુરુષો સાથે રહી જુદાં જુદાં મંડળ તથા કમિટીઓમાં તેમની પાસે કામ કરાવવા સારૂ સ્ત્રીઓનું પરસ્પરસહાયક મહાજન સ્થાપ્યું હતું. એ ધંધાના મહાજનની ઘણી શાખાઓ છે. તેની સભાઓ દર અઠવાડીએ થાય છે અને સાત મેમ્બરોની મુખ્ય કમિટી તે સર્વને નિયંત્રણમાં રાખે છે. તેની તરફથી પ્રતિવર્ષે સભાઓ તથા પરિષદો ભરવામાં આવે છે અને તેમાં ગરીબોના રક્ષણનો કાયદો ( પુઅર લૉ ) જમીન અને નિવાસસ્થળો, સાર્વજનિક આરોગ્ય, એ વગેરે સ્ત્રીઓને લગતા પ્રશ્નોનું નિરૂપણ થાય છે. એ રીતે એ મહાજન સ્ત્રીના ઉત્તમ શ્રેયને અમૂલ્ય ઉત્તેજન આપનાર બને છે. ઘણા પ્રમાણભૂત ગણવા યોગ્ય સંભાવિત મનુષ્યોનું એવું માનવું છે કે આવી જાતની સંસ્થા હિંદુસ્તાનમાં સ્ત્રીજાતિને સંયુક્ત કરવાના પગથીઆ રૂપ બને તેમ છે અને તેમની ઔદ્યોગિક ઉન્નતિનું મધ્યબિન્દુ થઈ શકે તેમ છે. પરસ્પરસહાયક યોજનાનો હેતુ સ્વાશ્રય પ્રાપ્ત કરવાનો, વ્યક્તિગત શક્તિનો વિકાસ કરવાનો છે. તેનો ઉદ્દેશ બધા વર્ગ માટે એક જ–થોડી વ્યક્તિઓની આબાદી નહીં પરંતુ સર્વનું સામાન્ય શ્રેય–એ હોય છે. આ યોજના તે બીજા તરફ સમભાવ અને ઐક્યની વૃત્તિ છે, અને તેનો અંતર્ગત સિદ્ધાંત, દરેક જ્ઞાતિ અને ધર્મમાં સર્વસામાન્ય હોવો જોઇએ.



# પ્રકરણ ૧૩ મું.

## નાણાંની ધીરધાર.

"ઉછીનું લેવું અને ઉછીનું આપવું એ બેની જરૂર છે અને મનુષ્યો એવા કઠણ હૃદયના છે કે તેઓ મફત ધીરતા નથી તો વ્યાજ ખાવાના ધંધાની છૂટ હોવી જોઇએ."

—બેકન.

આંકડાઓ પરથી એવું માલુમ પડે છે કે હિંદુસ્તાનમાં ૪૨૦૦૦૦ નાણાં ધીરનાર છે અને તેમાંથી સેંકડે ૧૭.૪ ટકા સ્ત્રીઓ છે. આ કારણથી આપણા દેશની સ્ત્રીઓને માટે ધ્યાનમાં રાખવા જોગ ધંધામાં નાણાં ધીરવાના ધંધાનો સમાવેશ કર્યો છે. યુરોપમાં ઘણા વખત સુધી એવું મનાતું કે પોતે નાણાં ધીર્યાં હોય તે કરતાં વધારે પાછું માગવું એ નૈતિક દોષ છે. અને ખાસ કરીને મિત્રો વચ્ચેની લેવડ દેવડમાં નફો મેળવવા માટે એવો વ્યવહાર રાખવાનો ત્યાં પૂર્ણ પ્રતિબંધ હતો.

'વંધ્યા ધાતુનાં બચ્ચાં મિત્રોમાં પરસ્પર ક્યારે સ્વીકારવામાં આવ્યાં છે?' એવું એન્ટોનીઓ યાહુદી શાઇલોકને કહે છે. આગલા જમાનામાં ધનવાન લોક ધનનો સંચય કરી મુકતા તેથી વગર વ્યાજે નાણાં ધીરવામાં તે પાછાં ન મળવાના જોખમ સિવાય ધીરનારને કાંઈ નુકસાન નહોતું. તેથી તેમના લેવડદેવડના વ્યવહાર બીજા જ ધોરણ ઉપર હતા. હાલના વખતમાં જ્યારે મનુષ્યો નાણાં ઉછીનાં લઇ વધારે નફો આવે તેવો તેનો ઉપયોગ કરે છે ત્યારે તો જે વ્યાજ તેઓ આપે છે તે માત્ર નફાનો કેટલોક હિસ્સો ધીરનારને ખરૂં જોતાં આપે છે. પૈસા ધીરવાનો ધંધો દુનીઆના જુનામાં જુના ધંધામાંનો એક છે તેથી તેનો સંક્ષિપ્ત ઇતિહાસ—પૂર્વ અને પશ્ચિમનાં રાજ્યોનો—છેક નીરસ નહીં લાગે. ચીન, બાબીલોન, હિંદુસ્તાન, ગ્રીસ તથા રોમ એ સર્વમાં એ ધંધો ચાલતો, તથા તેના વિકાસમાં

એક આશ્ચર્ય જેવી હકીકત ધ્યાનમાં રાખવા જોગ છે. દરેક દેશમાં પ્રથમ એ ધંધો અમુક વર્ણના લોક જ કરતા અને પછી ધીમે ધીમે તે બીજા લોકોમાં પ્રસર્યો અને છેવટે સર્વ પાયરીના મનુષ્યોને ચલાવવા સારૂ તે કાયદેસર ઉદ્યમ ગણાવા લાગ્યો. પ્રાચીન હિંદુસ્તાનમાં માત્ર વૈશ્ય કોમ આ આબાદાની ભરેલો ધંધો ચલાવતી એમ જણાય છે. અને તેમના બીજા ઉદ્યમ, સાધારણ વેપાર, ખેતી, ઢોર પાળવાં એ સર્વ ભેગો વૈશ્ય કોમ તે ધંધો કરતી. પરંતુ મનુના કાયદા પ્રમાણે ઉંચી વર્ણનો માણસ ઘણી વિપત્તિમાં હોય તો પોતાનાથી ઉતરતી વર્ણનો ધંધો કરે પણ કોઇ બ્રાહ્મણ કે ક્ષત્રિય વ્યાજ ખાવાને સારૂ પૈસા ધીરી શકે નહીં. આપત્તિના પ્રસંગમાં વ્યાજ ખાવા સિવાયના તમામ ધંધાની છૂટથી આગળ જતાં શૂદ્રોને પણ જરૂરને વખતે વ્યાજ લઇ નાણાં ધીરવાની પરવાનગી મળવા લાગી. તે જ પ્રમાણે આસપાસના બનાવોને લીધે ઘણી જરૂર પડે તો બ્રાહ્મણ પણ વ્યાજ લઇ નાણાં ધીરે એવું થવા લાગ્યું. થોડા કાળ પછી તે કાયદો એક પગલું આગળ વધ્યો, અને બૃહસ્પતિએ ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં બ્રાહ્મણોને નાણાં ધીરવાની પરવાનગી આપી અને તે માત્ર એટલી જ સરતથી કે તેણે જાતે તે કામ ન કરવું, પણ પોતાની વતી પોતાના આડતીઆ પાસે કરાવવું. આની મતલબ એ થઇ કે સર્વ વર્ણોને આ ધંધો ચલાવવાની છૂટ મળી.

ઇંગ્લાંડમાં પણ એમ માલુમ પડે છે કે, વિલિયમ ધી કોંકરરે યાહુદી લોકોને ત્યાં દાખલ થવાની પહેલ વહેલી રજા આપી ત્યારથી તે ઇ. સ. ૧૨૯૦ માં જ્યારે તેમને ત્યાંથી કાઢવામાં આવ્યા ત્યાં સુધી તેમના હાથમાં એ ઉદ્યોગ હતો. આટલા સમયમાં ધર્માધિકારીઓએ તથા રાજ્યકર્તાએ ઇંગ્રેજ લોકોમાં વ્યાજ ખાવાના ધંધાનો પ્રસાર અટકાવવા એક સંપ કર્યો. પરંતુ આમ એ ધંધા તરફ અનાદર રાખવા છતાં દરેક પંક્તિના મનુષ્યો તે ગુપ્ત રીતે ચલાવતા હતા. પાછળથી યાહુદી લોકોને જ્યારે દેશ બહાર કાઢવામાં આવ્યા ત્યારે તો તે ધંધો વગર સંકોચે સર્વ કરવા લાગ્યા. માત્ર વ્યાજના દર સંબંધે કાંઇક

અંકુશ રાખવામાં આવ્યો હતો અને જુદે જુદે વખતે, તેના કાયદા તોડવા માટે સજા ઠરાવવામાં આવી હતી. ક્રોમવેલના સમયમાં યાહુદી લોકોને ઈંગ્લાંડમાં આવવાની પરવાનગી આપવામાં આવી હતી અને આખા જગતના શરાફ તરીકેની તેમની સાર્વત્રિક શાખ અનુસાર પોતાનો નિત્યનો ઉદ્યમ તેમણે ત્યાં ચાલુ કર્યો. આ ધંધાને એટલી દ્રઢતાથી તેઓ વળગી રહ્યા છે કે હજી સુધી લાંના ધીરધારના ધંધાનો ઘણો ખરો ભાગ તેઓ જ ચલાવે છે; અને ખરી રીતે જોતાં દુનીઆનો તે ધંધો ઘણે ભાગે તેમના જ હાથમાં છે. ઇ. સ. ૧૮૫૪ માં વિકટોરીઆ રાણીના સમયમાં વ્યાજ ખાવાના ધંધાની વિરુદ્ધના કાયદા રદ કરવામાં આવ્યા અને હવે ધીરધારનો ધંધો કાયદેસરનો ગણાવાથી ગમે તેટલા દરથી વ્યાજે નાણાં આપી તે ધંધો કરી શકાય અને તે બાબત નાણાં લેનાર ને આપનાર નક્કી કરે તેમાં રાજ્યકર્તાને વચ્ચે પડવાની જરૂર નથી, એમ ઠર્યું છે. તે છતાં કોઇ નાણાં ધીરનાર વ્યાજનો દર અતિશય માગતો હોય તે સંબંધી દાવો હોય તો ન્યાયાધીશને તે દર ઓછો કરવાની કાયદાથી સત્તા આપવામાં આવી છે.

હિંદુસ્તાનમાં જુના વખતથી નાણાં ધીરવાનો ધંધો લોકને મનગમતો ઉદ્યમ છે. હિંદુસ્તાનના સાહિત્યમાં એ વિશે લખેલું છે તે ઉપરથી જણાય છે કે ઈ. સ. પૂર્વે ૫૦૦ વર્ષ ઉપર એ ધંધો નિર્વાહને માટે યોગ્ય સાધન તરીકે ગણાતો. પરંતુ ગૌતમે સેંકડે પંદર ટકાથી વધારે વ્યાજ લેવાનો પ્રતિબંધ કર્યો અને એવું ઠરાવ્યું કે વ્યાજની રકમ મૂળ લીધેલી રકમ કરતાં વધારે થવી ન જોઇએ.

ગૌતમ પછી હિંદુઓના કાયદા રચનાર મહા પુરુષ મનુએ, આપણે જોઈ ગયા તેમ વ્યાજે નાણાં ધીરવાનો ધંધો વૈશ્ય વેપારીઓને જ માટે વ્યાજબી ગણ્યો છે. કઈ કઈ વર્ણો પાસેથી વ્યાજ લેવું તે સંબંધે કાંઈ પ્રતિબંધ નહોતો; બધું કામ વેપારી પદ્ધતિથી ચાલતું અને પોતાનાથી ચઢતી અથવા ઉતરતી વર્ણો બંને સાથે એ વ્યવહાર ચલાવી શકાતો. ગૌતમની પેઠે, મનુએ જામીન-

ગીરી હોય તો સેંકડે પંદર ટકા વ્યાજ ઠરાવ્યું હતું અને જામીનગીરી ન હોય તો લેનારની વર્ણ પ્રમાણે ઉતરતા જતા પ્રમાણમાં વ્યાજ ઠરાવ્યું હતું. નાણાં કઢાવનારની વર્ણ જેમ નીચી તેમ વ્યાજનો દર વધારે એ પ્રમાણે હતું. એ રીતે બ્રાહ્મણને બે ટકા, ક્ષત્રિયને ત્રણ ટકા, વૈશ્યને ચાર ટકા અને શુદ્રને પાંચ ટકા દર માસે વ્યાજ આપવું પડતું. એટલે ધર્મશાસ્ત્ર ( કાયદા ), વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની પેઠે નાણાંની ધીરધારમાં પણ વ્યાજ લેવાનું કાયદેસર ગણવામાં તથા તેના દર નક્કી ઠરાવવામાં હિંદુસ્તાન યુરોપથી આગળ વધેલું હતું. ઘણું ભારે વ્યાજ લેવા પર અંકુશ મુકવાના હેતુથી મનુએ એક સૂત્રમાં કહ્યું છે કે આપત્તિમાં આવેલાં મનુષ્યો પાસેથી કાંઇ પણ વ્યાજ લેવું નહીં કારણ કે એ વ્યાજ હદ ઉપરાંતનું કહેવાય. નાણાં ધીરનાર કરતાં લેનાર ઉંચી વર્ણનો ન હોય તો નાદાર થએલા દેવાદાર પાસે મહેનત કરાવી તેના કરજનાં નાણાં વસુલ કરાવી શકાતાં. નાણાં લેનારનું મૃત્યુ થાય તો તેના પુત્રો અને પ્રપુત્રોને તેની જવાબદારી રાખવી પડતી, તે પરથી જણાય છે કે એ સમયમાં નાદારીનો કાયદો નહોતો.

જ્યારે હિંદુસ્તાન મુસલમાનોના કબજામાં આવ્યું ત્યારે, મુસલમાની ધર્મમાં પોતાના ધર્મના માણસોને વ્યાજે નાણાં ધીરવાની મનાઈ હોવા છતાં હિંદુઓને એ ધંધો વગર અડચણે ચલાવવા દેવામાં આવતો અને વચનમાં નહીં પરંતુ વ્યવહારમાં મુસલમાનોએ પણ તેમનું અનુસરણ કરવા માંડયું હતું. ત્યાર પછી દેશમાં અંગ્રેજી રાજ્યનો અમલ શરૂ થયો તે વખતે ઈંગ્લાંડના કાયદા જેવો વ્યાજનો વધારેમાં વધારે કાયદેસર દર મુકરર કરનારો ઠરાવ થયો. જ્યારે ઇ. સ. ૧૮૫૪ માં ઈંગ્લાંડમાં વ્યાજના ધંધાની વિરુદ્ધના સર્વે કાયદા રદ કરી નવા કાયદા કર્યા ત્યારે તે નવા કાયદા બીજે વર્ષે હિંદુસ્તાનને લાગુ પાડયા એટલે હિંદુ લોકોના કાયદામાં જુના ધારાનો માત્ર એક રીવાજ દામ દુપટનો એટલે જે કાયદાથી મુદ્દલ કરતાં વધારે વ્યાજ, નાણાં લેનાર પાસેથી કોઇ પણ વખત લેવું નહીં તે રહ્યો છે.

નાણાં વ્યાજે લેનાર માણસ તે નાણાં પર નફો ઉત્પન્ન કરવાનો હોય તો તેવાને વ્યાજે નાણાં ધીરવાનો ધંધો ન્યાયપુરઃસર છે, અને સ્ત્રીઓ તેમાં ભાગ લઇ શકે તેવો છે. એમાં સારી પેદાશ થાય તેમ છે કેમકે બેકન વિચિત્ર રીતે કહે છે તેમ, "નાણાં ધીરનાર તરફ નિશ્ચિતતા રહેલી છે અને નાણાં લેનાર તરફ અનિશ્ચિતતા છે. તેથી દાવને અંતે નાણાંનો ઘણો ભાગ પાછો પેટીમાં પડશે." શહેરોમાં વેપાર ચલાવવાને નાણાંનો ખપ પડે છે. ગામડાંમાં ખેતીને લગતી ગોઠવણો ચલાવવા સારૂ નાણાંની જરૂર પડે છે. હિંદુસ્તાનમાં લોકોનો ઘણો ભાગ ખેતી કરે છે એટલે તેમની યોજનાઓ પાર પાડવા માટે વ્યાજબી દરથી લોકોને નાણાં મેળવવાની જે મુશ્કેલી પડે છે તેનો નીવેડો કેમ લાવવો એ મોટો પ્રશ્ન છે. ખેતી કરનારો વર્ગ ઘણે ભાગે કરજના બોજામાં હોય છે અને તે દેવું વખત જતાં વધતું જાય છે. નાણાં ધીરનારને જ્યાં સુધી ધીરેલી રકમનું વ્યાજ મળે ત્યાં સુધી તેવા દેવાદારનો નીકાલ કરી દેવામાં તેનું હિત નથી એ સુવિદિત છે. તેથી ખેડુતના છોકરા અને તેના છોકરા બાપદાદાના દેવામાં ડૂબેલા હોય છે.

એવા નાણાં ધીરનારના વ્યાજનો દર બેહદ હોય છે અને સર એન્ડ્રૂ ફ્રેઝરે હાલમાંજ પ્રસિદ્ધ કરેલા હિંદુસ્તાનમાંનાં જીવન–કૃત્યના હેવાલમાં* ખેતી કરનાર કોમોની મનોરંજક હકીકત આપી છે તથા તેમની આર્થિક સ્થિતિ સુધારવાની કેટલીક સૂચનાઓ તેમાં કરી છે. તેમની આ ગણતરી પ્રમાણે ખેડુતોનું દેવું પચાસ કરોડ પાઉંડનું છે, અને તે લોકો સદર માણસો કરતાં વીસ ટકા વધારે વ્યાજ ભરે છે એવું તેમણે સિદ્ધ કર્યું છે. આ પ્રમાણે હોય તો તેઓ દર વર્ષે વ્યાજમાં દસ કરોડ પાઉંડ જોઈએ તે કરતાં વધારે આપે છે! આ વ્યાજના ભારે દરનો ખુલાસો ત્રણ પ્રકારે તે આપે છે. ભારે દરનું એક કારણ એ છે કે આગળના વખતમાં જ્યારે હાલના જેટલી સ્થાયી જામીનગીરી નહોતી અને

* સર એન્ડ્રૂ ફ્રેઝરકૃત 'અમંગ ઇન્ડીઅન રાજાઝ એન્ડ રાયટ્સ'. ૧૯૧૧.

નાણાં પાછાં મેળવવાની વધારે મુશ્કેલી હતી તે વખતના ચાલતા દર કાયમ રાખવામાં આવ્યા છે. બીજું કારણ એ કે અગાઉના વખતમાં વાવણી વખતે ખેડુતને વ્યાજે આપનાર બી માટે અનાજ આપતા તે પાકની મોસમ કરતાં તે વખતે મોઘું હોવાથી પાછું આપતી વખત મૂળ લીધેલામાં પચીસ ટકા જેટલું ઉમેરીને આપવું પડતું. જ્યારે આ વ્યવહાર પૈસાથી નહીં પણ વસ્તુથી ચાલતો ત્યારે એટલું વધારે પાછું લેવામાં કાંઇ ગેરવાજબી નહોતું. પરંતુ હાલમાં જ્યારે દાણા નહીં પણ નાણાં ધીરાય છે ત્યારે પણ એ ભારે દર ચાલુ રહ્યા છે. ત્રીજું કારણ એ છે કે ઘણી વેળા વ્યાજ અગાઉથી ભરવામાં આવે છે તેથી અલબત્ત તેનો દર ઘણો વધારે ગણાય.

હિંદુસ્તાનમાં આ દશા સુધારવા માટે માત્ર નાણાં ધીરવાની પરસ્પરસહાયક યોજના એ જ ઇલાજ છે. મદ્રાસની સરકારના ખેતીવાડીના ખાતાએ એ યોજના ઉપાડી લીધી છે. ઇ. સ. ૧૯૦૪ માં હિંદુસ્તાનની સરકારે 'કોઓપરેટીવ ક્રેડીટ સોસાઇટીઝ એકટ' નામનો કાયદો પસાર કર્યો છે તેમાં પરસ્પરસહાયતાની 'રૈફીસન' પદ્ધતિ ગામડાં માટે અને 'શુલ્ઝ' પદ્ધતિ મોટાં શહેરો માટે યોગ્ય છે એમ ઠરાવ્યું હતું. અપરિમિત (અનલિમિટેડ) જવાબદારીવાળી એવી મંડળીઓ ગામડામાં સ્થાપવામાં આવી હતી અને ઉછીનાં નાણાં લઇને જે નફો ઉત્પન્ન કર્યો હોય તેમાંથી તે પાછાં વાળવાની ગોઠવણ કરી હતી. ઘણાં સ્થળોમાં ત્યાંના ઘણા થાપણ વ્યાજે મુકનારાઓએ પોતાનાં નાણાં તેવી પેઢીઓમાં જમે મુકાવ્યાં છે. અને હવે વ્યાજે ધીરનાર શાહુકારો પોતે પણ આ સાહસના પક્ષ તરફ વધારે વળતા જાય છે. નાની મંડળીઓને એકત્ર કરનાર, ભાગીદારોના શેરનાં નાણાં એકઠાં કરી થાપણ કરવાના (જોઇન્ટસ્ટૉક) ધોરણ ઉપર મુખ્ય સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. અને તેમનું કર્તવ્ય બીજી મંડળીઓની તપાસ રાખી તેમના પર અંકુશ રાખવાનું છે. સર એન્ડ્રુ ફ્રેઝર લખે છે કે, "બંગાળામાં મેં જ્યારે છેલ્લી તપાસ કરી હતી ત્યારે જુદા જુદા જીલ્લાઓમાં

છુટી છુટી આવેલી એવી પાંચસેંથી વધારે મંડળીઓ હતી. તેમનાં છ મુખ્ય ઉપરી મંડળ હતાં. અને તેમનું એકત્ર થએલું ભંડોળ છ લાખ રૂપીઆનું હતું......આ પ્રયોગ એ કાર્યને ઘણો જ ઉત્તેજક થયો છે......એનો હેતુ એ છે કે જીલ્લાના જુદા વિભાગમાંના ગીચ પ્રદેશમાં અલગ રહેલી મંડળીઓને નાણાંનો કબજો રાખનાર સ્થાનિક મંડળોમાં એકત્ર કરવા યોજના રચવી અને આ મંડળોને જીલ્લાના મુખ્ય શહેરની જીલ્લાની બેંક સાથે જોડવાં. અંતે આખા પ્રાંતની એક મુખ્ય પેઢી સ્થાપી જીલ્લાઓની બેંકોને તે સાથે સંયુક્ત કરવાનો આગળ જતાં સંભવ છે. સરકારના આશ્રય વિના પણ એકલાં ચલાવી શકવા માટે આવા કોઈ પ્રકારની વ્યવસ્થાની જરૂર છે."

હિંદુસ્તાનની ધનવાન સ્ત્રીઓ આવી યોજનાને આશ્રય આપે તો લોકની પ્રગતિમાં તથા તેમની દ્રવ્ય સંબંધી દશાની સુધારણામાં આશ્ચર્યકારક વેગ પ્રાપ્ત થાય. ખેડુતો તે વસ્તીનો ઘણો મહત્ત્વનો વિભાગ છે. હિંદુસ્તાનમાં એ જ પ્રમાણે ગણાતું આવેલું છે. મહાભારતમાં ભીષ્મ કહે છે, "હે રાજા! તારા રાજ્યના વેપારી ભારે જકાતના બોજા તળેથી દુઃખના પોકાર કરે નહીં તેની સંભાળ રાખજે. વળી તારા દેશના ખેડુતો તારા જુલમથી દેશ છોડે નહીં તે સારૂ ચેતતો રહેજે." લૉર્ડ ચેથમ કહે છે, "વેપાર દેશની સંપત્તિ અને ગૌરવમાં વૃદ્ધિ કરે છે. પરંતુ દેશનું બળ અને સત્ત્વ દેશના ખેડુતોમાંથી મળી આવશે." આવી યોજનાઓથી ખેડુત વર્ગને ઘણો લાભ થાય તેમ છે. તેથી તેઓ વ્યાજના બેહદ દર ભર્યા વિના તેમ જ તેમને નાઉમેદ કરનાર તથા અશક્ત બનાવનાર કરજનો બોજો ગળામાં લટકાવ્યા વિના પોતાનો ધંધો ચલાવી શકે છે તથા પોતાના કામની પદ્ધતિમાં ફેરફાર કરી શકે છે. એ સ્વાશ્રય ઉત્પન્ન કરનાર મહાન સાધન છે અને શાહુકારોને લેવાના વ્યાજના દર ઓછા કરવામાં એ યોજના ગણના યોગ્ય અસર કરી શકી છે. જે જીલ્લાઓમાં નાણાં ધીરવાની પરસ્પરસહાયક પદ્ધતિ દાખલ કરવામાં આવી છે ત્યાં લોકની આર્થિક તેમ જ નૈતિક દશા સુધરી છે, તેથી આવી યોજનાંની નાણાં સંબંધી વ્યવસ્થા કરનારને પોતાના દેશબંધુઓને ઉન્નત કરવાના મહાન કાર્યને સહાયતા કરવાનો આનંદયુક્ત સંતોષ થશે.

# પ્રકરણ ૧૪ મું.

## પરોપકારી સંસ્થાઓ.

" પરોપકાર...જો કોઈ પણ કર્તવ્યનો બદલો તે કાર્ય કરવામાં જ મળતો હોય—અથવા કોઈ કર્તવ્ય કરતી વેળાએ જ તેનો ફાયદો મળતો હોય તો તે આ-પરોપકાર-છે."—ફીલ્ડીંગ.

ગરીબ લોકોને મદદ કરવી એ ધનવાન્ લોકોનું કર્તવ્ય છે. ગરીબ મજુર લોકનાં દુઃખનું નિવારણ કરવું તે ખાસ કરીને ધનવાન્ સ્ત્રીવર્ગનું કર્તવ્ય છે; દીન, અનાથ લોકનું દુઃખ ઓછું કરવાને શરૂઆતમાં કયા કયા ઉપાય ગ્રહણ કરવા જોઇએ એ પ્રશ્ન પ્રથમ ઉત્પન્ન થવો જોઈએ. પૈસાથી અથવા જાતમહેનતથી મદદ કરવામાં આવે તે સર્વમાં નિયમિત વ્યવસ્થા હોવી જોઇએ.

હિંદુસ્તાનની સ્ત્રીઓને પોતાને કરવાના કાર્યનો યથાર્થ ખ્યાલ આવે તેને માટે ઇંગ્લાંડમાં હાલ ચાલતી પરોપકારની સંસ્થાઓનું સંક્ષિપ્ત વર્ણન અસ્થાને નહીં ગણાય.

સુભાગ્યે આપણી સ્ત્રીઓને પરોપકારનો મધુર સદ્ગુણ સમજાવવાની અગત્ય પડે તેમ નથી. ભૂતદયાના ઉચ્ચ સિદ્ધાંત આપણાં ધર્મશાસ્ત્રો તથા પ્રાચીન ગૌરવપૂર્ણ સાહિત્યમાં વર્ણવ્યા છે. આખા મહાભારતમાં આ મતનું દર્શન થાય છે. પ્રાચીન તત્ત્વચિંતકો ઘણી દીર્ઘ દૃષ્ટિવાળા હતા, કારણ કે તે સમયે પણ દાન કરવામાં કેટલી મુસ્કેલીઓ નડે છે તે તેમને સમજાયું હતું. શાન્તિપર્વમાં કહ્યું છે કે " ધન સંબંધે બે વાત લક્ષમાં રાખવાની છે. એક તો અયોગ્ય પાત્રને ધનનું દાન કરવું નહીં; અને યોગ્ય પાત્રને દાન કરતાં ચુકવું નહીં." યોગ્ય વ્યવસ્થા હોય તો આવી ભૂલો કાંઇક અંશે દૂર થઈ શકે.

ઇંગ્લાંડમાં ચાલતી મનુષ્યના હિતસંબંધી પરોપકારની સંસ્થાઓનું વર્ણન આપ્યા પહેલાં હાલમાં આપણા દેશમાં જે સંસ્થા કેટલાંક વર્ષથી ચાલે છે તેની કાંઇક હકીકત જાણવી જોઇએ.

હિંદુસ્તાનની સ્ત્રીઓને સ્ત્રી દાકતરની મદદ મળે તે માટે જે યોગ્ય રીતે વિખ્યાતી પામેલું મંડળ સ્થાપવામાં આવ્યું છે તેના વિષે થોડી હકીકત વિના સ્ત્રીજાતિને સહાયતા કરવા માટેના સ્ત્રીઓના કાર્યને કોઈ પણ હેવાલ પરિપૂર્ણ ગણાય નહીં. આ હેતુથી શરૂ કરેલું ફંડ કાઉન્ટેસ ઑફ ડફરિન્સ ફંડ એ નામે ઓળખાય છે. અને તે ઈ. સ. ૧૮૮૫ ના ઑગસ્ટ મહિનામાં લેડી ડફરિને શરૂ કર્યું હતું. આપણા દેશની સ્ત્રીઓ વૈદકજ્ઞાન મેળવી શકે, તેઓ દાકતર, હૉસ્પીટ્લ ઍસીસ્ટન્ટ, નર્સ, અને દાયણનું કામ શીખે, અને ન્હાની ઇસ્પીતાલો, (Cottage Hospitals) દવાખાનાં, સ્ત્રીઓને રહેવાનાં દવાખાનાં જેમાં સ્ત્રીઓ દેખરેખ રાખતી હોય તેમાં દવા વગેરેની મદદ કરી શકે, અને હિંદની સ્ત્રીઓને હિત કરનારી બને, એ હેતુથી એ ફંડ સ્થાપવામાં આવ્યું હતું. આ સંસ્થા શરૂ થઇ ત્યારથી જ લેડી ડફરિન, લેડી લૅન્સડાઉન, લેડી એલગીન, લેડી કર્ઝન, લેડી ઍમ્પ્ટહીલ, લેડી મિન્ટો, જેવાં નામાંકિત ઇંગ્રેજ બાનુઓ તેની મુખ્ય કમિટીનાં અધ્યક્ષ થએલાં છે. આ ફંડથી શીખેલી સ્ત્રી દાકતરો, શસ્ત્રવૈદ્યો, અને નર્સો જે પરિશ્રમ કરે છે તે ઘણો જ પ્રશંસનીય છે. તેમાં વળી તેમના ધંધાર્થે એમાંનાં ઘણાંકને અત્યંત નિર્જન સ્થાનમાં જીવન ગાળવું પડે છે, તે લક્ષમાં લેતાં તો ખરે જ તેમને ધન્યવાદ ઘટે છે. આપણા દેશની સ્ત્રીઓ અને બાળકોના આરોગ્ય માટે સ્વર્ગવાસી નામદાર મહારાણી શ્રી વિકટોરીઆ અત્યંત ખંત ધરાવતાં હતાં. તેમના સ્મારક તરીકે સ્વર્ગસ્થ લેડી કર્ઝને ઇ. સ. ૧૯૦૧–૦૨ માં ' વિકટોરીઆ મેમોરીઅલ સ્કૉલરશિપ્સ ' નામના ફંડની શરૂઆત કરી હતી. કુળવાન સ્ત્રીઓ દાયણનું કામ શીખે, અને તે ધંધાનું શાસ્ત્રીય જ્ઞાન અને વ્યવહારિક અનુભવ મેળવવા માટે તેઓ ડફરિન હૉસ્પીટ્લોમાં જાય એ ઉદ્દેશથી આ ફંડ સ્થાપ્યું હતું.

ડફરિન એસોસીએશન જે ઉત્તમ કાર્ય કરે છે તેનું વધારે વિસ્તારપૂર્ણ વર્ણન કરવાની અગત્ય નથી; કારણકે સમસ્ત હિન્દુસ્તાનમાં તે સુવિદિત છે. અને તે જ કારણસર આપણા દેશના યુરો-

પિઅન લોકની સારવાર માટે લેડી મિન્ટોના નર્સીંગ એસોસીએશ-નનું ફક્ત નામ આપીશું તો બસ થશે. આ સંસ્થામાં ૪૨ નર્સો કામ કરે છે, અને સાત લેડી સુપરીટેન્ડેન્ટ છે. તેઓનું કાર્યક્ષેત્ર બ્રહ્મદેશથી તે છેક બલુચિસ્તાન સુધી પહોંચેલું છે. આ સંસ્થામાં અને કાઉન્ટેસ ઑફ ડફરિનનાં જુદાં દવાખાનાંમાં આટલો આટલો પ્રયાસ થાય છે, છતાં આપણા દેશમાં ગર્વ કરવા યોગ્ય હજી સુધી કોઇ પણ ઊંચી કોમની હિન્દુ કે મુસલમાન ફ્લૉરેન્સ નાઇટીંગેલ ઉદ્ભવી નથી. પાશ્ચાત્ય સ્ત્રીઓ પાસેથી આપણા દેશની સ્ત્રીઓએ એક મુખ્ય વાત ગ્રહણ કરવાની અગત્ય છે, અને તે અભિપ્રાય અને વૃત્તિ અમલમાં મુકવાની ટેવ છે. પાશ્ચાત્ય સ્ત્રીઓનું અનુકરણ માત્ર શબ્દમાં નહીં પણ કાર્યમાં થવું જોઇએ.

ઈંગ્રેજી સ્ત્રીઓની સેવાની દરેક સંસ્થાઓનું વિવેચન કરવા રહીએ તો તો પાર આવે જ નહીં. માટે જે મહત્વની ગણાય છે તેનું માત્ર દિગ્દર્શન કરી શકીશું. 'ચેરિટી ઓરગેનીઝેશન સોસાઈટી ' (પરોપકાર વ્યવસ્થાપક સમાજ) નામની એક સમાજ છે તે પરોપ-કારના દરેક કાર્યમાં દિલસોજી ધરાવે છે. તેનું મુખ્ય મથક લંડન છે. સ્ત્રી અને પુરુષ બન્ને તેમાં કામ કરે છે. પણ ઘણે ભાગે વ્યવ-સ્થા સ્ત્રીઓને હસ્તક છે. આ સમાજના કાર્યની વ્યવસ્થા નીચે પ્રમાણે છે.

પરોપકારની અન્ય સ્થળે ચાલતી અનેક સંસ્થાઓને એકત્ર કરવી એ આ સમાજનો ઉદ્દેશ છે. એટલે આ સંસ્થા એક અતિ ઉપયોગી મધ્યબિન્દુ સમાન છે. તેથી લાભ એ થાય છે કે એકનું એક કાર્ય બે સ્થળે થવાનો સંભવ રહેતો નથી. નિરાધાર દીન લોકોની આર્થિક અને માનસિક સ્થિતિનો કાયમને માટે ઉદ્ધાર કરવો એ આ સમાજનો હેતુ છે. એક સભા આ સમાજનું અનુશાસન કરે છે; અને સર્વત્ર તેની પ્રાન્તિક કમિટીઓ છે. દાન કરવાનો યોગ્ય માર્ગ દર્શાવવો, ધર્માદા કાર્યની ભિન્ન ભિન્ન સંસ્થાઓ, એકત્ર થઇને કાર્ય કરે એવો ઉપદેશ કરવો; કરકસરને ઉત્તેજન આપવાને

માટે વર્તનમાં લઈ શકાય એવા ઉપાય લોકોને બતાવવા, વિશિષ્ટ કાર્ય માટે ખાસ કમિટીએ બોલાવવી;-દ્દષ્ટાન્ત તરીકે આંધળાં, બહેરાં, અને મૂગાં મનુષ્યની સંભાળ, ગરીબ લોકોને રહેવાનાં ઘર આપવાં ઇત્યાદિ; જુદી જુદી દરેક સંસ્થામાં કેવી રીતે પ્રવેશ કરાય તે વિષેની જનસમાજને માહિતી આપવી, આશ્રમમાં પ્રવેશ કરવા જે ભિખારીએ માગણી કરે તેમની સ્થિતિની તપાસ કરવી; ધૂતારા લોકને આવતા રોકવા ઇત્યાદિ કાર્ય તેના સલાહકાર મંડળને કરવાનું હોય છે. આ પ્રમાણે આ સભાનો મુખ્ય ઉદ્દેશ નાણાંની વહેંચણી નથી, પરંતુ સેવાની દરેક સંસ્થાની માહિતી આપવી અને અવ્યવસ્થિત થતી ખાનગી સેવાને વ્યવસ્થિત કરવી એ છે.

પ્રાન્તિક સભાએ પોતપોતાના જીલ્લામાં કામ કરે છે. તેએ મુખ્ય સભાના ધોરણને અનુસરીને જ ન્હાના ક્ષેત્રમાં પોતાનું કાર્ય કરે છે. લોકોની વર્ગણી અને બક્ષિસ એકઠી કરીને એક ફંડ કરવામાં આવે છે અને યોગ્ય માર્ગે તેનો વ્યય કરવામાં આવે છે. ભિક્ષા માગનાર પાત્ર દાન આપવા યોગ્ય છે કે નહી તેની તપાસ કરવામાં ન્યૂનતા રાખવામાં આવતી નથી. યાચકની સ્થિતિ સુધરી હુમેશને માટે તેનું સ્વતંત્ર રીતે ગુજરાન ચલાવવાના અને નિરાધાર, વૃદ્ધ અને અપંગ લોકોને પેન્શન આપીને કે કોઈ અન્ય રીતે પાલન કરવાના ઉપાયની સૂચના તેએ કરે છે. એવા યાચકને પોષણનો ખરો માર્ગ દર્શાવવો એ જ તેમનો ઉદ્દેશ છે. જે લોકો વાસ્તવિક રીતે દયાને પાત્ર હોય તેવા જ લોકોને આ સભા મદદ કરે છે. જે લોકની વર્તણુક અયોગ્ય જણાઇ હોય તેવાને ત્યાં સ્થાન મળતું નથી. પત્રદ્વારા અથવા બીજી કોઈ પણ રીતની ભિક્ષાને ઉત્તેજન આપવામાં આવતું નથી.

સભાના સભાસદોની સમક્ષ જ્યારે કોઇ અરજદાર મદદ માગવા આવે અને તેમની જ્યારે ખાત્રી થાય કે મદદ આપવાની અગત્ય છે, ત્યારે એ માણસને કોઇ હકદાર વાલી છે કે નહીં તેની તપાસ કરવામાં આવે છે. જો કોઈ સગો, સ્નેહી, કે માલીક-શેઠ કોઈનો પત્તો મળી ન શકે તો કોઈ સખી ગૃહસ્થને કે કોઇ અનાથ આશ્રમમાં તેને

સોંપવા સારૂ તજવીજ કરવામાં આવે છે. આટલું કર્યા છતાં તેની જો કાંઇ બરદાસ ન થાય તો સભાને અંગે ચાલતા વર્તમાન પત્રમાં તેને માટે જાહેર ખબર મૂકવામાં આવે છે. આશ્રય લેનાર માણસની સંખ્યામાં વધારો થાય તેના કરતાં થોડાં માણસની પણ પરિપૂર્ણ બરદાસ થાય એ જ એમને ઇષ્ટ છે. સંકટનો માત્ર તાત્કાલિક ઉપાય કરવો એ એમનો ઉદ્દેશ નથી, પરંતુ તેને મૂળમાંથી દૂર કરવું એ જ તેમનો ઉદ્દેશ છે. કરકસરને ઉત્તેજન આપવું એ પરોપકારનું ખરૂં સ્વરૂપ છે અને અવિચારી સખાવત કરીને પરાધીનપણું વધારવું એ અયોગ્ય દાન છે એમ તેઓ ધારે છે. આ સંસ્થાનું મુખ્ય મથક લંડનમાં છે; અને તેની પરગણાંની કમિટીઓ પગારદાર અધિકારીઓ દ્વારા બહાર ગામમાં કામ કરે છે. યુનાઇટેડ કીંગ્ડમ (ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડ) માં સર્વત્ર આ પ્રકારની સભાઓ કાર્ય કરે છે.

હિંદુસ્તાનમાં જ્યાં–દુષ્કાળ, રેલ, ધરતીકંપ ઇત્યાદિ આપત્તિઓથી આખા જીલ્લાના જીલ્લા સંકટમાં આવી પડે છે, તેવે સ્થળે (સરકારી યોજનાઓ ઉપરાંત) સંકટ નિવારણાર્થે તાત્કાલિક ઉપયોગમાં લઇ શકાય એવી યોજનાની ઘણી જ અગત્ય છે. આ પ્રકારનાં સંકટ અણધાર્યાં આવી પડે છે. તેનું નિવારણ કરવાને પૈસા દેશમાં તો હોય પરંતુ સુવ્યવસ્થાને અભાવે જો તે તત્કાળ મેળવી શકાય નહીં તો હજારો જીવની હાનિ થાય છે. તે જ માટે દરેક પ્રાન્તમાં અને દેશી રાજ્યોમાં બ્રિટિશ ચેરિટી ઓરગેનીઝેશન સોસાઇટીના ધોરણને અનુસાર અકસ્માત્ આવી પડેલી આપત્તિને પ્રસંગે મદદ કરી શકે એવી ખાનગી યોજના હોવી જોઇએ.

સર થીઓડોર મૉરીસન રચિત 'ઇન્ડસ્ટ્રીઅલ ઓરગેનીઝેશન ઑફ્ એન ઇન્ડીઅન પ્રોવિન્સ' એ નામના પુસ્તકમાં સંકટને પ્રસંગે કેવા ધોરણપર મદદ આપી શકાય તે માટેની કેટલીક સૂચનાઓ છે.

ઈ. સ. ૧૮૯૬–૯૭ માં સંયુક્ત પ્રાન્તમાં દુકાળમાં ધંધા વગરનાં થઇ પડેલાંના દુઃખ નિવારણાર્થે સરકારે ઉઘાડેલાં કામનો હેવાલ આપતાં આ લખનાર લખે છે કે—

"આ ઉત્તમ વ્યવસ્થાનું ખાસ લક્ષણ એ હતું કે સરકારી મદદ મળવાથી લોકો ભિક્ષુકવૃત્તિવાળા થઇ જતા નહોતા. જ્યારે વરસાદ પાણી સારાં થાય અને વખત સારો આવે ત્યારે લોકો હમેશના તેમના રોજગારપર જવાને આતુર રહેતા. એવા પ્રકારની દુઃખનિવારક કાર્યની વ્યવસ્થા હતી. ખેતીના કામમાં મજુરીનો ખપ પડતાં જ સરકારી કામોમાં આશ્રય લેનારની સંખ્યામાં તરત ઘણો જ તફાવત પડતો, એ વાતથી લોકની પોતાના કામપર જવાની વૃત્તિ સાબીત થાય છે. દુકાળના નિવારણાર્થે યોજેલાં કામોમાં રોકાએલાં માણસોની સંખ્યાની ગણત્રી ઉપરથી રવીપાક અને ખરીફપાકને માટે ખેડવા તથા વાવવાનો સમય ખેતીવાડીના પંચાંગ પેઠે જણાઈ આવતો. જ્યારે જ્યારે વરસાદપાણી પુરતાં થતાં અને દિવસ સારા આવતા ત્યારે ત્યારે લોકો પોતાના અટકી પડેલા ઉદ્યોગ ફરીથી ઉત્સાહભેર હાથમાં લેતા. આથી કરીને જેમ પહેલાંના વખતમાં દુકાળ પછી ખેતીનો ધંધો કેટલાંક વર્ષ સુધી ઘણો જ મંદ પડી જતો તેમ ન થતાં એના એ જ પ્રમાણમાં ચાલવા માંડતો હતો. આ ઉપરાંત ઈ. સ. ૧૮૯૭ માં દરવર્ષે કરતાં ૬.૭ ટકા વધારે જમીનમાં વાવેતર કરવામાં આવ્યું હતું. સરકાર તરફથી મળતી મદદને લીધે ખાનગી ઉદ્યોગમાં કાંઈ અવરોધ આવતો નથી તેનું આ પુરતું પ્રમાણ છે."[૧]

આ પ્રમાણે સરકારી મદદ છતાં દેશની સ્થિતિ સુધરતાં વાંત લોકો પોતાને ધંધે વળગે છે એ બાબતને વધારે પુષ્ટિ આપતાં એક સ્થળે ફુટનોટમાં આ લેખક લખે છે કેઃ—"સામાન્ય મજુરીના દર કરતાં દુકાળનાં કામોપર મજુરીનો દર ઓછો રાખવામાં આવ્યો હતો, અને તે જ કારણને લીધે આ પરિણામ આવ્યું હતું. જાન્યુઆરી, ફેબ્રુઆરી, અને મે મહિનામાં ખેતીનું કામ સાધારણ રીતે મંદ હોય તે વખતે મહેનત કરી શકે એવા એક સામટું કામ કરી વધારે પૈસા પેદા કરવાના હેતુથી મજુરોને દુકાળના કામપર જવાનું આકર્ષણ ઓછું થાય તે માટે એવો નિયમ કરવામાં આવ્યો હતો

૧ ઈ. સ. ૧૯૦૬ ની આવૃત્તિ પૃષ્ઠ ૨૭૯,૨૮૦.

કે વધારે પ્રમાણુમાં કામ થાય તોપણ દર કરતાં વધારે મજુરી આપવી નહીં; અને રોજના દર અનાજની કિંમત પ્રમાણે ચઢતા ઉતરતા રાખવામાં આવ્યા હતા તથા એક દિવસના ખાધાખર્ચ જેટલીજ મજુરી અપાતી...ઇંગ્લાંડના જે લોકો એવી માગણી કરે છે કે નિરૂદ્યમીને માટે જે કામ ઉઘાડેલાં છે તેમાં સરકારે સાધારણ મજુરીના દર કરતાં ઓછી મજુરી આપવી ન જોઇએ, તેમણે લક્ષમાં રાખવું જોઇએ કે ઉદ્યમ વિનાના પ્રત્યેક મનુષ્યને સહાયતા કરવાના હેતુથી સરકારે કાઢેલા કામના આ એક જ દાખલામાં તો સફળતા મળવાનું કારણ એ જ હતું કે દેશમાં ચાલતા મજુરીના સામાન્ય દર કરતાં આ કામોમાં દર હમેશ ઓછા જ રાખવામાં આવ્યા હતા."*

એ જ વિષયની ચર્ચા કરતાં તે લેખક લખે છે કે:-" જે લોકોને ઉદ્યમ ન મળી શકતો હોય તેમના દુઃખનિવારણ માટેની હિન્દુસ્તાનની સરકારની યોજના યુરોપના બધા રાજ્ય કરતાં ચઢીઆતી છે...શરૂઆતમાંથી જ દુકાળનાં દુઃખના નિવારણની યોજનાનું બંધારણ નીચેના ધોરણ પ્રમાણે કરવામાં આવ્યું હતું:-' લોકોની ખાસ જરૂરીઆતો પૂરી પડી શકે એટલી હદ સુધીની સહાયતા આપવી. પરંતુ આ ધોરણની સાથે એક બીજું પણ ધોરણ હમેશ સચવાવું જોઇએ; તે એ કે સરકાર તરફથી મળતી મદદને લીધે દેશના સામાન્ય ઉદ્યમની વ્યવસ્થામાં અવરોધ આવવો જોઇએ નહીં. (લૉર્ડ મૅકડૉનેલ કહે છે કે) સંયુક્ત પ્રાન્તમાં દુકાળનાં કામની વ્યવસ્થાનો મુખ્ય નિયમ એ હતો કે વૃદ્ધ, અપંગ અને બીજા લુજ મનુષ્યો (ખાસ કરીને સ્ત્રીઓ) જેઓ કુળની લાજને લીધે કામ કરી શકે એવાં ન હોય તે શિવાય કામપર આવેલાં મજુરોએ મહેનત તો કરવી જ જોઇએ....એવો ઇરાદાપૂર્વક ઠરાવ કરવામાં આવ્યો હતો કે લોકનું હિત સાચવવા ખાતર ઉદ્યમને ઉત્તેજન આપવું, અને સુસ્તી અને આળસ અટકાવવું.' "*

* પૃષ્ઠ ૨૭૯, ૨૮૦.

લેવાના વર્ગવાળી કલબો કહાડે છે. માંદાં બાળક તથા અશકત માણસોને શોધી કહાડીને તેમને કાંઈક જ્ઞાન આપવાનો પ્રયાસ કરે છે, પુસ્તકો ઘેર વાંચવા મળે તેવી લાઇબ્રેરીઓ સ્થાપે છે, અને જનસમાજના સર્વ વર્ગમાં બન્ધુભાવ વધારવાને બનતો પ્રયાસ કરે છે. અન્યો અન્ય સહાયતા, દયાભાવ, સહાનુભુતિ ઇત્યાદિ ઉચ્ચ ભાવનાઓનું પોષણ કરવાનો તેઓ પ્રયાસ કરે છે. નવી સંસ્થાઓ કહાડવાનો તેમનો વાસ્તવિક ઉદ્દેશ હોતો નથી; પરંતુ ચાલતી સંસ્થાઓનું કામ કાયમ રાખવું એ તેમનો ઉદ્દેશ છે. દૃષ્ટાન્ત તરીકે સામાન્ય રીતે દાકતરી મદદ તેઓ પુરી પાડતાં નથી, પણ તેને માટે પ્રસંગ પડે સ્થાનિક દવાખાનાંઓની મદદ પર આધાર રાખે છે, અને તેમની સાથે રહીને કામ કરે છે. આરોગ્ય, કેળવણી, કરકસર ઇત્યાદિ વિષયમાં લોકોને રસ લેતાં તેઓ શીખવે છે. કોઇ વખત દિવસની શાળાઓને લગતી, અથવા ઘેરે ઘેરથી પૈસા ઉઘરાવી નાણુંનો સંગ્રહ કરવાની 'સેવીંગ બેન્કો' ચલાવે છે. ગરીબ લોકોને સ્વાશ્રયી થતાં શીખવે છે; દવાખાનાંનો લાભ લેતાં તેમને બતાવે છે. તેમની સ્થિતિ છેક નિરાધાર ન થઇ જાય તે માટે પરસ્પરસહાયક કંપનીઓમાં વીમો ઉતરાવવાનો તેમને બોધ આપે છે.

આ પ્રકારના કામ માટેની કેળવણી તે સ્થળે રહ્યાથી જ મેળવી શકાય; અને તે કામમાં સંપૂર્ણ માહિતી મેળવવાની મુદત એકથી ત્રણ વર્ષની રાખવામાં આવી છે. સહુની સાથે હળીમળીને કામ કરતાં શીખવાને માટે આ શિક્ષણ બહુ ઉપયોગી છે. એથી આગળ ઉપર જ્યારે મોટી પરોપકારની સંસ્થાઓ અને ખાતાંઓ ચલાવવાનો પ્રસંગ પડે તે વખતે બીજા તંત્રીઓની સાથે રહીને કામ કરતાં પાછી પાની કરવી ન પડે. સ્ત્રીઓને ખાસ કરીને આ પરસ્પરની સહાયતાથી કામ કરવાની બાબત શીખવાની જરૂર છે. એક મોટી રકમનો 'ચેક' (હુંડી) લખી આપ્યાથી ધનવાન લોકનું કાર્ય સમાપ્ત થતું નથી. એટલેથી એમની જવાબદારી અટકતી નથી. આપેલા દ્રવ્યનો વ્યય યથાર્થ રીતે થાય છે કે નહીં તે તેમના જાણ-

વામાં આવે ત્યારે જ તેમનું કર્ત્તવ્ય સમાપ્ત થયું કહેવાય. એક તરફથી મદદ મળતી હોય તેમાંને તેમાં જ પોતાનું દ્રવ્ય ન વપરાય—ભરતામાં ન ભરાય—એની તેમને તપાસ રાખવી જોઇએ, અને તે જાણવા માટે અન્ય લોકના સંગમાં રહીને જ તેમણે કામ કરવું જોઇએ.

આ સ્થળમાં ( સેટલમેન્ટમાં ) જેવું કામ થાય છે તેવું જ કામ મહેલ્લાવાર ફરતી સેવિકાનું છે: તે ગરીબ લોકોને ઘેર જઇને તેમની મુલાકાત લે છે, કાંઇ પણ સંકટ આવી પડેલું તેની દૃષ્ટિએ પડે તો તેની તજવીજ કરે છે, અને કોઇ પણ ધર્માદા આશ્રમથી સંકટનું નિવારણ થઇ શકે તેમ એને લાગે તો તેની ખબર એવા આશ્રમને કરે છે. સાધારણ રીતે જેની મુલાકાત તે લે છે તેને બનતાં સુધી પોતે પૈસા આપતી નથી પણ જરૂર પડે તો તેવી મદદ મળી શકે એવો માર્ગ તેમને બતાવવો એ તેનું કામ છે. આ અતિ કઠણ અને ઝીણવટવાળું કામ સફળ થવાને માટે કામ કરવાની કુશળતા, ચંચળતા અને સ્નેહભાવની આવશ્યકતા છે. આવી મુલાકાતે જનાર સર્વ સ્ત્રીઓ અનેક બાબતમાં સ્ત્રીઓને ઉપયોગી સલાહ આપી શકે. ઘરમાં અને ઘરની આસપાસ સ્વચ્છતા રાખતાં તેમને શીખવે, આરોગ્ય અને ગૃહની વ્યવસ્થા માટે બોધના અમૂલ્ય બોલ કહી શકે, દર અઠવાડીએ તેમની કમાણીમાંથી કાંઇક જુજ રકમનો બચાવ કેવી રીતે કરવો તેની વ્યવહારિક સૂચના આ સેવિકાઓ કરી શકે. જો બચાવેલી રકમની સેવિકાઓ તરફથી નિયમસર માગણી થાય તો એ ગરીબ લોકોને ભીડના પ્રસંગને માટે બચાવી રાખવાની ઉતેજારી રહે. પોતાની મેળે એવી ન્હાની રકમ બૅંકમાં મૂકવા જવાનું હોય તે કરતાં વધારે કાળજી રહે. આ પ્રમાણે પૈસા એકઠા કરીને સેવીંગબૅંક કેવી રીતે ચલાવતી તેની માહિતી "કરકસર" વિષેના પ્રકરણમાં આપેલી છે.

જો ઘરમાં માંદગી હોય તો આ સેવિકા તે મહેલ્લાની નર્સને મોકલે. તે બાઇ દરદીને ઘેર જઈને તેની માવજત થાય છે કે નહીં, તેની તજવીજ કરે છે. આવી મહેલ્લાવારની નર્સોને લોકો પાસેથી ઉઘ-

રાવેલાં નાણાંમાંથી જ પગાર મળે છે. તેઓ ગરીબ વર્ગની અમૂલ્ય સેવા બજાવે છે. કેમકે ઘણીવાર એવા ગરીબ લોકો મંદવાડની વખતે એકલા પડી જઇ અસહાય થાય છે અને કોઇ તેમની જરૂરીઆતો પુરી પાડનાર હોતું નથી. દરેક જીલ્લાવાર, તેના વિસ્તારના પ્રમાણમાં એક બે નર્સો હોય છે. ગરીબ લોકોમાં જે બીજી નર્સો વગર પગારે કામ કરે છે તેમને સખી ગૃહસ્થો અને ધર્માદા સંસ્થાઓ પાળે છે.

આપણા દેશમાં ગરીબ લોકોને ખાસ કરીને આરોગ્યના વિષયનું કાંઈ પણ જ્ઞાન હોતું નથી. તો તેવે સ્થળે ફરતી સેવિકાનો પ્રયાસ ઘણો લાભકારક થાય. ગયા ( ૧૯૧૧ ) ના એપ્રિલ મહીનામાં મુંબાઈની સેનીટરી એસોસીએશનની વાર્ષિક સામાન્ય સભામાં વડોદરાના મહારાજાએ ભાષણમાં આગ્રહપૂર્વક દર્શાવ્યું હતું કે સુશિક્ષિત હિન્દુ સ્ત્રીઓએ આ બાબતમાં વ્યવહારિક સહાયતા સરળતાથી આપવાની જરૂર છે. તેમણે કહ્યું હતું કે–" આપણા દેશમાં સ્વયંસેવકો વધારે ઉપયોગી છે, કારણ કે ખાનગી કામમાં સરકારી અમલદાર વચમાં આવે તો લોકો નાપસંદગી બતાવે છે, અને લોકો અત્યંત અજ્ઞાન છે. આરોગ્યજીવનના પ્રાથમિક નિયમો પણ તેમને શીખવવા પડે છે. દષ્ટાન્ત તરીકે ઘરની બારીએથી રસ્તાપર કચરો કાંઇ પણ દરકાર વગર ફેંકવામાં આવે છે એ સહુ કોઇને લાગતું હશે. નિરૂપયોગી કચરો ઘર આગળ એકઠો થાય તો ઉંદર અને અનેક જીવજંતુ ઘરમાં દાખલ થવાનો સંભવ છે એ વાત તેમના મગજમાં ઉતારવી જોઇએ. તેમને નારાજ કર્યા વગર, તેમની લાગણીઓ દુભાવ્યા વગર આ સર્વે શીખવી શકાય. કારણ કે વાસ્તવિક રીતે આપણા લોકો કાંઇ સ્વચ્છતાની વિરુદ્ધ નથી. તેઓ માત્ર અજ્ઞાન છે અને અર્વાચીન સમયના આરોગ્ય સંબંધી નિયમોથી તેઓ બિનવાકેફ હોય છે. ખરી રીતે જોતાં તેઓ નાદાન બાળક જેવા છે અને બાળકની માફક તેમને સમજાવી પટાવીને અને દાબ રાખીને દોરવા જોઇએ. ખાસ કરીને સ્ત્રીસેવિકાની ઘણી જ અગત્ય

છે. અયોગ્ય ગૃહવ્યવસ્થાની ટેવોની સામે ટક્કર ઝીલવાથી તેમ જ ઘરમાં ઢોર રાખવાથી શાં નુકસાન થાય છે તે દર્શાવવાં; ચેપી રોગને પ્રસંગે કેવા પ્રકારની સાવચેતી લેવી તે સમજાવવું; સ્વચ્છતાથી થતા અનેક લાભનો ઉપદેશ કરવો; આ સર્વે સારૂ સ્ત્રીઓની કાર્યદક્ષતા અને સ્નેહભાવ સમર્થ શસ્ત્રો છે. વળી માબાપના અજ્ઞાનને લીધે બાળકોનાં મૃત્યુની વધી ગએલી સંખ્યામાં ઘટાડો કરવાનો ઉત્તમ ઉપાય એ છે કે સ્વયંસેવકોએ લોકોને ધીમેથી અને સરળતાથી સમજાવવાનો પ્રયત્ન સદા જારી રાખવો. ”*

મદ્યનિષેધના કામમાં ઇંગ્લાંડમાં સ્ત્રીઓ આગળ પડતો ભાગ લે છે અને તે માટે બ્રિટિશ સ્ત્રીઓની સાર્વજનિક મદ્યનિષેધક (ટેમ્પરન્સ) સમિતિ નામની સ્ત્રીઓની સંસ્થા સ્થાપી છે. આ વિષયના ખાસ સાહિત્યનો પ્રચાર કરવો; વર્તમાન પત્રોમાં લખાણ કરવાં, સભાઓ અને સ્નેહસમ્મેલનો કરવાં, ઘણી જ સસ્તી કિંમતે રસ્તાપર કૉફી વેચવાની દુકાનો કઢાવવી, વિજ્ઞાનની મદદથી દૃશ્ય પ્રયોગો કરી મદ્યનિષેધના લાભ શાળાઓમાં સમજાવવા; બાળકોની મદ્યનિષેધક સભાઓ સ્થાપવી; નીશો કરતી સ્ત્રીઓમાં અને નીશો કરવાના ગુન્હા માટે કૉર્ટમાં લઈ ગએલા માણસોમાં એ અટકાવવા મહેનત કરવી; સ્ત્રીઓને પીઠામાં કામ કરતી બંધ કરવી; મજુરી કરતી સ્ત્રીઓની મદ્યનિષેધક સભા સ્થાપવી; આ સર્વ સાધનોવડે મિતાચારને ઉત્તેજન આપવું એ તેમનો ઉદ્દેશ છે. આ ઉપરાંત સ્ત્રીઓની મદ્યનિષેધક સભા (ટોટલ ઍબ્સ્ટીનન્સ) નામની સ્ત્રીઓની બીજી સંસ્થા છે. તે સંસ્થાનો કાર્યક્રમ નીચે પ્રમાણે છે. સભાઓ બોલાવવી; મહેનતુ વર્ગને માટે રજાને દિવસે મેવો મીઠાઈ એવો ઉપાહાર તૈયાર કરાવવો; મદ્યપાનથી શરીરનાં અવયવો ઉપર શી અસર થાય છે તે વ્યાખ્યાનદ્વારા સમજાવવું; નર્સોમાં, શિક્ષકવર્ગમાં, ધોબી લોકમાં, અને મજુરી કરતી સ્ત્રીઓમાં મદ્યપાન અટકાવવા કામ કરવું. છોકરાઓ અને છોકરીઓ માટે

* ધ ટાઈમ્સ ઑફ ઈન્ડીઆ, ૮ મી એપ્રિલ, ૧૯૧૧.

'બેન્ડ ઑફ હોપ' (આશાની ટોળી) નામની એક મદ્યનિષેધક સભા પ્રથમ સ્થાપનાર એક સ્ત્રી હતી. હવે તેનો વિસ્તાર પુષ્કળ વધી તેની આખા દેશમાં સેંકડો સભાઓ થઈ છે, અને તે દરેકમાં સ્ત્રીઓ આગળ પડતો ભાગ લે છે.

ગરીબ મહેનતુ વર્ગને, તેમાં ખાસ કરીને મહેનતુ સ્ત્રીઓને મકાન પુરાં પાડવા માટે કેવી યોજના કરવી તે વિષય ઉપર ઇંગ્લાંડની સ્ત્રીઓનું લક્ષ હાલમાં ખેંચાએલું છે. આ મહાન્ કાર્ય માટે આપણા દેશની સ્ત્રીઓને પણ પ્રયાસ કરવાનો અવકાશ છે. જો નિરાધાર સ્ત્રીઓને રહેવા માટે બરોબર સગવડ થાય તો મોટાં શહેરોના રસ્તામાં અધમ પંક્તિની સ્ત્રીઓ રાતની વખતે રઝળતી માલૂમ પડતી બંધ થાય. અનીતિ દૂર કરવા માટે સસ્તાં, સલામતીવાળાં અને સ્વચ્છ મકાનની અત્યંત અગત્ય છે. નિરાધાર પણ સ્વાશ્રયી સ્ત્રીઓ છેક પરિપૂર્ણ અધમ સ્થિતિએ પહોંચે ત્યાર પછી તેમને બચાવવાને પુષ્કળ દ્રવ્ય ખરચવું તેના કરતાં પહેલેથી ચેતીને તેમને રહેવાનાં મકાનની સગવડ કરી આપવી એ પદ્ધતિ વધારે સારી છે.

ઇંગ્લાંડમાં આબરૂદાર, સગવડવાળાં, સસ્તાં મકાન પુરાં પાડવા સારૂ કેવી યોજના ચાલે છે તે હકીકત આપણી સ્ત્રીઓને મનોરંજક લાગશે. નઠારાં રહેઠાણનું સંકટ દૂર કરવાને સામાજિક સેવાની ઇંગ્લાંડની સંસ્થાને લગતી સ્ત્રીઓને રહેવાનાં મકાન પુરાં પાડનાર સાર્વજનિક સભા ઈ. સ. ૧૯૦૯ માં સ્થાપવામાં આવી હતી. આ સભાનો ઉદ્દેશ નીચે પ્રમાણે છે. સ્ત્રીઓને અને નિરાધાર બાળાઓને રહેવાનાં મકાન પુરાં પાડવા માટેની સર્વ સંસ્થાઓને તથા આ પ્રશ્નમાં હિત ધરાવતા સખી ગૃહસ્થો એ સર્વેને એકત્ર કરવાં; તેને લગતું સાહિત્ય અને સભાઓનાં સાધનવડે તથા સાર્વજનિક સંસ્થાઓમાં સભાના પ્રતિનિધિઓ મોકલી 'ડેપ્યુટેશન' દ્વારા આ પ્રકારની યોજનાની અગત્ય જણાવવી; સાધારણ ઘરની દેખરેખ અને વ્યવસ્થા માટે તથા તેમાં વાસ કરતી સ્ત્રીઓના સંરક્ષણ માટે સરકાર પાસે કાયદા ઘડાવવા; આ સભાની શાખાઓ અનેક સ્થળે સ્થાપવી.

યુનાઇટેડ કીંગડમનાં ઘણાં મોટાં શહેરોમાં મ્યુનિસિપાલિટી તરફથી સ્ત્રીઓને માટે મકાન બાંધવામાં આવ્યાં છે. ઘણી જ જુજ કિંમતે આ ઘરમાં સુવાનાં બીછાનાં પણ કોઈ પણ અરજદારને મળી શકે છે. ગરીબ સ્ત્રીઓને આવી જગ્યામાં નિર્ભય આશ્રય મળી શકે છે, અને તે ઉપરાંત આવાં મકાન મ્યુનિસિપાલિટીની સત્તામાં હોવાથી અનાચાર, અસ્વચ્છતા અને અધમાચાર જે બીજાં સસ્તાં ઘરોમાં માલૂમ પડે છે તેનું અસ્તિત્વ તેમાં નથી હોતું.

ઘણા સામાન્ય ગૃહસ્થો પણ જનસમાજના કલ્યાણના આ મહાન કાર્યમાં સહાયતા કરવાને હિંમત સહિત આગળ પડવા માંડયા છે. શરૂઆતમાં ન્હાના પાયાપર અને પાછળથી મોટા પાયાપર તેઓ મકાનની યોજના કરાવે છે. આ એક મહાન પરોપકારનું સાહસ છે. ખર્ચ પુરૂં પડે તે ઉપરાંત શરૂઆતમાં એમાં વધારે મળી શકવાનો સંભવ નથી. પણ તેનાથી ગરીબ સ્ત્રીઓને તથા બાળાઓને એટલો લાભ થાય છે કે ધનવાન્ સ્ત્રીઓ આ બાબતપર લક્ષ દોરે તો ઘણું ઉમદા કાર્ય કર્યું કહેવાય. આમાંની કેટલીક સંસ્થાઓ—દૃષ્ટાન્ત તરીકે ધર્મના સૈન્ય તરફથી અને મુક્તિફોજવાળાએ સ્થાપેલી આવી સંસ્થાઓમાં બીછાનાં માટે કાંઇ પૈસા લેવામાં આવતા નથી. અને કોઇ પણ ગરજાઉ મનુષ્ય પ્રવેશ કરી શકે તે હેતુથી આખી રાત તેનાં દ્વાર ઉઘાડાં રાખવામાં આવે છે. કેટલીક સંસ્થાઓમાં બીછાના માટે જુજ ભાડું લે છે. રહેનાર માલીક પોતાની મેળે રાંધી ખાય એવી સગવડ સામાન્ય રીતે ત્યાં કરેલી હોય છે. ઘરમાંનો એક ભાગ અઠવાડીઆના ભાડુત માટે, અને બીજો ભાગ કોઇ કોઇ દહાડો આવનારને માટે જુદો રાખ્યો હોય તો તે વધારે ઉપયોગી થાય. આવી ગોઠવણ એક ગૃહમાં કરવામાં આવી છે ખરી. કેટલીક સંસ્થાઓ તો રહેવાનું અને ખાવાનું બન્ને પુરૂં પાડે છે.

ઘણા જ અધમ અને કંગાલ વર્ગ માટે આવા ભિન્ન ભિન્ન પ્રકારના જે અનેક પ્રયાસ ઇંગ્લાંડમાં કરવામાં આવે છે તેમાંના કેટલાક ઉપર દર્શાવ્યા છે. કાંઇક મધ્યમ વર્ગની મહેનતુ સ્ત્રીઓ માટે પણ રહેવાનાં આબરૂદાર મકાનની તેટલી જ અગત્ય છે. સ્ત્રીઓની

મજુરીના દર પુરુષ કરતાં ઓછા હોય છે, તેથી સગવડવાળાં ઘર મેળવવાની તેમને વધારે મુશ્કેલી પડે છે. એકઠાં થઇને રહી શકવાની પરસ્પરસહાયક યોજના શરૂ કરવાને તેમની પાસે પૈસાની ચાપણુ હોતી નથી. ગરીબ સ્ત્રીઓ એકત્ર થઇને સગવડવાળાં, નિર્ભય, અને સુખમય ઘરમાં રહી શકે એવી યોજના કરવામાં આપણા દેશની ધનવાન્ સ્ત્રીઓ નાણાં રોકીને સાહસ શરૂ કરે તો ઘણું પુણ્ય થાય. તેમનું ધન રોકવાના વ્યાજ બદલ સાધારણ ભાડું મળે અને તે ઉપરાંત જનસમાજની અતિ અગત્યની ખોટ પુરી પડે તે તેમના દ્રવ્યની સામાન્ય વ્યવસ્થા કરતાં ઘણો ઉત્તમ બદલો મળ્યો કહેવાય. અનાથ સ્ત્રીઓને રહેવા માટે સલામતી ભરેલાં મકાન કરી આપવાં એ ધનવાન્ લોકોનું નૈતિક કર્તવ્ય છે.

લોકોને રહેવાનાં યોગ્ય રહેઠાણ પુરાં પાડવામાં આવે છે તે ઉપરથી ઇંગ્રેજ સ્ત્રીઓ નિર્ધનોના નિવાસ સારૂ બીજા જે અનેક પ્રયત્ન કરે છે તે ઉપર આપણું લક્ષ દોરાય છે.

આ બાબતના સંખ્યાબંધ પ્રયાસ થાય છે, પણ તેમાંના માત્ર થોડાનું જ વર્ણન થઇ શકશે. ત્યાંનાં ' કનવેલેસેંટહોમ્સ ' (મંદવાડ પછી તંદુરસ્તીમાં આવતાં મનુષ્યને માટે સ્થાપેલાં આશ્રમ), ગરીબ માંદાં માણસને માટે અમૂલ્ય ઉપયોગનાં છે. જે લોકો તેમાં નાણાં ભરતા હોય તેઓ અન્ય લોક કરતાં અર્ધે ખર્ચે દરદીઓને દાખલ કરાવી શકે છે. વળી સ્ત્રીઓનું રજાના દિવસોનું ફંડ છે. કામ કરનાર સ્ત્રીઓને ઘણીવાર દરીઆ કિનારે કે બહારગામ હવા ફેર અને આરામની જરૂર પડે છે; ગરીબ સ્ત્રીઓને એ મેળવવામાં મદદ કરવાના ઉદ્દેશથી આ સંસ્થા સ્થાપવામાં આવી છે. મૃત્યુશય્યાએ પડેલાં માણસો માટે આશ્રય-સ્થાન—એ સંસ્થા માટે તો દરેક સ્ત્રીને સ્વાભાવિક રીતે સહાનુભૂતિ હોય. જે લોકોને મંદવાડમાંથી સુધરવાની આશા છેક જ છોડી દેવામાં આવી હોય તેવાં માણસને આશ્રમમાં દાખલ કરવામાં આવે છે. એવી કેટલીએક સંસ્થામાં રોગીને મફત દાખલ કરે છે. એવી એક સંસ્થાનું નામ ' હોસ્ટેલ ઑફ્ ગૉડ ' ( ઈશ્વરનું વસતિગૃહ ) પાડ્યું છે.

અનેક ગરીબ લોકોની એ ગૃહ નામ પ્રમાણે એવી ગરજ સારે છે. અન્ય સ્થળે દરદીની ગુંજાસ પ્રમાણે થોડું ભાડું લેવામાં આવે છે. મૃત્યુની છેક સમીપ જે દરદીઓ હોય, અલ્પ સમય પછી જેઓ આ જગત્ છોડીને ચાલ્યાં જવાનાં હોય તેવાં મનુષ્ય આવા સ્થળે અંતિમ ઘડી વખતે સર્વ પ્રકારની દાકતરી સંભાળ અને સુખ મેળવી શકે છે.

બીજી જાણવા જોગ સંસ્થા 'હોમ ફૉર ઈન્ક્યુરેબલ્સ' (સાજાં ન થઈ શકે એવાં લોકનો આશ્રમ) છે. તે ખાસ કરીને મહેનતુ વર્ગની સ્ત્રીઓ માટે છે. તેમાંના કેટલાક આશ્રમમાં મફત રહેવા દે છે, અને કેટલાકમાં થોડું ભાડું લે છે. ઓછી કમાણી મેળવનાર સ્ત્રીઓને મંદવાડ વખતે રહેવાને માટે પણ આશ્રમો છે. ત્યાં થોડે પૈસે રહેવાનું, ખાવાનું તથા નર્સની અને દાકતરની મદદ મળી શકે છે.

એક બીજી સંસ્થા 'ગિલ્ડ ઑફ ધી બ્રેવ પુઅર' (ગરીબ ધૈર્યવાન લોકોની સમિતિ) છે. આ નામ જ તેના કાર્યનું અર્થસૂચક છે. અશક્ત સ્ત્રી, પુરુષ અને બાલકોને સહાયતા આપવી એ તેનો ઉદ્દેશ છે. તેની ઘણીખરી વ્યવસ્થા સ્ત્રીઓ જ કરે છે. રોગથી પીડાતા લોકની દાકતર સારવાર કરે છે, અને નર્સો માવજત કરે છે. જેઓ કામ કરી શકે એવાં હોય છે તેમને રળવાનાં સાધન ખોળી આપે છે. આ સંસ્થાને લગતી એક શાળા છે. માંદાં માણસને ઉદ્યમ શીખવાની શાળા (ઇન્વૅલીડ ક્રાફ્ટ સ્કુલ)માં શિક્ષણ લેતાં ત્રણ વર્ષ થાય છે.

અશક્ત લોકોને માટે 'ડચેસ ઑફ સધર્લૅન્ડ' જે શ્રમ લે છે તેમનું કામ આદર્શરૂપ છે. તેમનો મત એવો છે કે ધનનું અવિચારી દાન કર્યા કરતાં ગરીબ લોકોને મહેનત કરીને પોતાની મેળે પોષણ કરવાનું શીખવ્યાથી તેમનાં જીવન વધારે સુખી થાય છે. અને વધારે પુણ્યનું કામ એ જ છે. એ પ્રમાણે નવ વર્ષ ઉપર આ બાઈએ ટ્રેન્થમમાં એક આશ્રમ ઉઘાડ્યો હતો. તેમાં હાલમાં યોગ્ય દેખરેખ નીચે ૩૫૦ અશક્ત, અપંગ માણસો ઉત્સાહભેર કામ કરે છે. એ સર્વને કાંઈક કાંઈક ઉદ્યોગ શીખવાય છે, તેમાંનાં કેટલાંએક

પોતાને ઘેર રહીને જ એ કામ કરે છે, અને કેટલાંએક આશ્રમના કારખાનામાં કામ કરે છે. તેમાંનાં ઘણાં શરૂઆતમાં છેક જ દરિદ્ર અવસ્થામાં હતાં, તેમ જ તેમને દાકતરની મદદની અને યોગ્ય ખોરાકની બહુ જ જરૂર હતી. આ સર્વ આશ્રમ તરફથી પુરૂં પાડવામાં આવે છે. તેમની સર્વ જરૂરીઆતો પુરી પડે છે કે નહીં તેની તપાસ કરવાને માટે તેમની નિયમસર મુલાકાત લેવાને સ્ત્રીઓની એક મંડળીએ વ્યવસ્થા કરી છે. આશ્રમને લગતાં 'કાનવેલેસન્ટ હોમ્સ' (રોગીઓને સાજાં થવા રહેવાનાં ગૃહ) હોય છે. તેમાં ઘણા સખત રોગથી પીડાતા લોકોને સારૂં થવા માટે મોકલવામાં આવે છે. આ આશ્રમનું કામ એવી સારી રીતે કરવામાં આવે છે કે હવે એ સંસ્થાને પરિમિત જવાબદારીવાળી (લીમીટેડ) કંપની કરવામાં આવી છે. તેની નાણાં સંબંધી સ્થિતિ સારી છે. તેના કારખાનામાં અપંગ માણસોને ઉદ્યોગ અને કારીગરીવાળી કળા શીખવાય છે. જે સુંદર વસ્તુઓ તેઓ તૈયાર કરે છે, તેને માટે તેમને પોતાને તેમ જ તેમના શિક્ષકને ધન્યવાદ ઘટે છે. દરેક જાતની ધાતુનું કામ, દાગીના બનાવવાનું કામ, રૂપાનું કામ, ઇમારતમાં વપરાતી ન્હાની ન્હાની વસ્તુઓ તૈયાર કરવાનું કામ, ધાતુનાં પતરાંપર ઉપસેલી ભાતનું કામ, મીનાકારી કામ, ઇત્યાદિ કામ શીખવાય છે. લંડનના એક દૈનિક વર્તમાન પત્રમાં એ આશ્રમના કામનો રસિક હેવાલ આપ્યો છે. તેમાં લખે છે કેઃ—ત્યાં બનેલી વસ્તુ ખરીદતી વખતે ગ્રાહકને એટલું જાણીને સંતોષ થાય છે કે દરેક વસ્તુ ખરેખરી હસ્તકૃત છે, અને પરદેશી વસ્તુ માટે કિંમત આપવી પડે તેના કરતાં વધારે કિંમત આપવી પડતી નથી. આ ઉપરાંત પુણ્યના કામને મદદ થાય છે.

"કારખાનાં દર ગુરુવારે બપોરના બેથી ચાર વાગતા સુધી પ્રેક્ષકોને માટે ખુલ્લાં રાખવામાં આવે છે. અને જેમ વધારે લોકો જોવા આવે તેમ સારૂં એવી ડચેસની ઇચ્છા છે.

"કારીગરમાંથી એક જણના પગ અટકી ગયા છે, તે રૂપાનું કામ કરે છે; અને દર અઠવાડીએ ૧ પાઉન્ડ કમાય છે. બીજાનો

પગ વળી ગયો છે. આ ખોડ છતાં ગુલાબ મુકવાનાં સુંદર પવાલાં તે બનાવી શકે છે. એક લુહારનો પગ ટુંકો છે. પતરાંના એક કારીગરની આંગળીઓ સંધાઈ ગએલી છે. એક છોકરો જરા દેખી શકતો નથી તે છતાં ધાતુ સ્વચ્છ કરી શકે છે, અને તે કહે છે કે 'મારાથી બનતો પ્રયાસ હું કરૂં છું!"

અપંગ છોકરાં માટે બીજા ઘણા આશ્રમો છે. તેમાં પીડાતાં છોકરાંને સુધારવાનું અને તેમને કાંઇક ઉપયોગી ઉદ્યમ શીખવવાનું મહા પુણ્યનું કામ થાય છે.

બાલકના હિતને માટે કેટલીક બીજી સંસ્થાઓ છે, જે સ્ત્રીઓ જ ચલાવે છે, તેનું વર્ણન આપ્યું હોય તો ઠીક એમ લાગે છે. છેક ન્હાનાં બાલકથી શરૂઆત કરી છે. 'ધ નેશનલ સોસાઇટી ઑફ ડે નર્સરીઝ' એ નામની દિવસની વખતે છોકરાંઓની સંભાળ લેવાની સભા છે. તેને અંગે ગરીબ સ્ત્રીઓ મજુરીએ જાય તે વખતે તેમનાં બાલકને રાખવાનાં સ્થળો ઉઘાડવામાં આવે છે, અને તેમને સંભાળાય છે. દેશમાં સ્થળે સ્થળે અને ખાસ કરીને મોટાં શહેરોમાં આવી નર્સરી સ્થાપવામાં આવેલી છે. માતાઓ છોકરાંને મુકીને નિરાંતે કામે જઇ શકે છે, કેમકે તેમને પૂર્ણ ભરૂંસો હોય છે કે છોકરાંનું બરોબર જતન થશે તથા તેમને ખાવાપીવાનું અને રમવાનું મળશે. સાધારણ રીતે બાલગૃહ (Nursery)માં બે વિભાગ હોય છે. એક જરા મોટાં છોકરાં માટે; અને બીજો નવાં જન્મેલાં બાલક માટે. આવી સંસ્થા ચલાવવામાં એટલું લક્ષમાં રાખવું જોઇએ કે મહેનતુ લોકને કામની સરલતા કરી આપવાને યોજના કરાય છે; બેદરકાર અને આળસુ માતાઓ માટે એવી યોજના થતી નથી, તેથી માબાપની સ્થિતિની બરોબર તપાસ કરવી જોઇએ. માતાઓને એક વાત ખાસ સમજાવવી જોઇએ કે છોકરાંઓને આવાં સ્થાનમાં નિયમસર મોકલવાં જોઇએ, નહીં તો એક દિવસ બાલગૃહમાં રાખવાં, અને બીજે દિવસે પોતાને ઘેર રાખવાથી આગલા દિવસનો મળેલો લાભ વ્યર્થ જાય છે. એક ઉપરી બાઈ અને બીજી નર્સો બાલગૃહની

વ્યવસ્થા કરે છે. અસાધારણ બાંધાનાં છોકરાંને દાક્તર સલાહ આપે તે પ્રમાણે ખોરાક અપાય છે. કેટલેક સ્થળે છોકરીઓને બાલકની માવજતનું શિક્ષણ લેવાને દાખલ કરવામાં આવે છે, તેથી આગળ જતાં તેઓ આયાનો ધંધો કરી શકે.

અનાથ છોકરાંઓને સારૂ રહેવાની તથા ભોજનની યોજના કરવાનું મહાન કાર્ય કેટલીક ઈંગ્રેજી સ્ત્રીઓ કરે છે. લોકલ ગવર્નમેન્ટ બૉર્ડ તરફથી આ માટે કમિટીઓ કરવામાં આવી છે. અને ગરીબ, માબાપ વગરનાં, માબાપે તરછોડેલાં અથવા જેનાં માબાપ કેદખાનામાં પડેલાં હોય, ગાંડાં હોય, અપંગ હોય, અથવા બીજી કોઇ રીતે કામ કરવાને અશક્ત હોય, તેવાં છોકરાંને મહેનતુ વર્ગના ઘરમાં રહેવાની ગોઠવણ કરવામાં આવી છે. પોતાના કુટુંબ સાથે આવાં એકાદ બે છોકરાંની સંભાળ લેવા અને તેમને શિક્ષણ આપવાને થોડાક પૈસા લઇને જે સ્ત્રીઓ રાજી હોય એવાં સારાં મધ્યમ વર્ગનાં ઘર શોધી કહાડવાનું માનવંતું કામ કેટલીક સન્નારીઓ નિર્ધનના પોષણના કાયદા (પુઅર લૉઝ)ની રૂઇએ બાલકોના વાલી તરીકે કરે છે. આ પ્રમાણે અનાથ બાલકને પ્રમાણમાં થોડે ખરચે ઘરનું સુખ અને માતા સમાન દેખરેખ મળી શકે છે. છોકરાંની સોંપરત તે સ્ત્રીને કરવામાં આવે તે પહેલાં તેને લખાણ કરી આપવું પડે છે કે, "હું સારી સંભાળ લઇશ, તેની બધી જરૂરીઆતો પૂરી પાડીશ, તેમને જોવા માટે કમિટીના ઇન્સ્પેક્ટરો ગમે તે વખતે આવે તેમને બધું તપાસવા દઇશ, અને કમિટી માગે ત્યારે બાલક પાછું આપીશ." બાલકને રાખવા માટે પૈસા આપે છે તે ઉપરાંત દવા, કપડાં વગેરે ઉપલક ખર્ચ માટે થોડીક રકમ દર વર્ષે આપવામાં આવે છે. જો દાકતરી મદદની વધારે જરૂર પડે, કે કાંઈ વિશેષ સંભાળ લેવાની જરૂર પડે તો તે ખરચ 'પુઅર લૉ' ખાતેથી અપાય છે, તેમ જ કેળવણીનું ખરચ પણ તે જ કાયદા પ્રમાણે આપે છે. આ છોકરાંઓને જે ઘરમાં રાખવામાં આવે છે તે ઘરની થોડી થોડી મુદતે મુલાકાત લેવા માટે તથા કમિટીઓએ છોકરાંને ખાવાનો અને સંભાળનો બરોબર બંદોબસ્ત કર્યો છે કે નહીં તે તપાસવાને સ્ત્રી ઇન્સ્પેક્ટરો

રાખવામાં આવે છે. બહાર રાખેલાં છોકરાંના સુખની જુમેદારી કમિટીમાંની સ્ત્રીઓને શિર હોય છે અને તેઓ તેમની મુલાકાતે જવાનું માથે લે છે. આ યોજના સારી રીતે ચાલે છે એમ માલુમ પડયું છે. એને સ્થાપન થયે એકતાળીસ વર્ષ થયાં છે. જો કે એનાથી ઘણો જ લાભ થયો છે તે છતાં કામ કરનાર માણસની અને એવાં બાલકોને પાળનાર કુટુંબની સંખ્યા અનાથ છોકરાંના પ્રમાણમાં બહુ જ થોડી છે.

કમિટીનું કામ નીચે પ્રમાણે થાય છે. દરેક કમિટીમાં સભાસદની થોડામાં થોડી સંખ્યા ત્રણ છે, તેમાંની એક તો અવશ્ય સ્ત્રી હોવી જોઇએ. જરૂર હોય તો આખી કમિટી સ્ત્રીઓની પણ હોઇ શકે. કમિટીના સભાસદના રહેવાના મકાનથી ત્રણ માઇલથી વધારે છેટે કોઇ પણ છોકરાંને રહેવાનું મકાન હોવું ન જોઇએ. છોકરાંઓને રહેવાનાં મકાન કેવે સ્થળે હોવાં જોઈએ તેનો નિશ્ચય લોકલ ગવર્નમેન્ટ બૉર્ડ કરી આપે છે. કમિટીની સભા વર્ષમાં ચાર વાર બોલાવવી જોઈએ. જરૂર પડે વધારે વખત બોલાવાય; અને સામાન્ય સભામાં પળાતા કાનુનો પ્રમાણે જ કમિટીનો કાર્યક્રમ ચાલવો જોઇએ. ઉપર આપેલી સર્વ શરતો પાળવાના લોકલ ગવર્નમેન્ટ બૉર્ડ સાથેના કરારપર કમિટીના દરેક સભાસદને સહી કરી આપવી પડે છે.

વાલીઓની સભા પાસેથી છોકરાં લેતાં પહેલાં છોકરાં પાળવા સારૂ લેવાની રકમનો દર ઠરાવવો જોઇએ; અને લોકલ ગવર્નમેન્ટ બૉર્ડ તરફથી એવા કરારની પરવાનગી મળે તે પહેલાં કાંઇ પણ પગલાં લઈ શકાય નહીં.

અનાથ બાલકોને રહેવાની ગોઠવણ માટે બીજી ઘણી સંસ્થાઓ આ પ્રકારની વ્યવસ્થા કરે છે. કેટલીક સંસ્થાઓએ તો ગરીબ છોકરાંને થોડો વખત બહાર ગામ જવાની ગોઠવણ કરી છે. એ વર્ગનાં છોકરાંઓ હમેશ શહેરમાં રહેતાં હોય તે આવી મદદ વગર લીલાં ખેતર કદી પણ જોવા પામે નહીં અથવા સમુદ્રની સ્વચ્છ મીઠી હવા ખાવા પામે નહીં. ગામડામાં તેઓ લાંબો વખત ગુજારી

શકે એજ માત્ર હેતુથી. કેટલાંક ફંડ સ્થાપવામાં આવ્યાં છે. 'ફ્રેશ ઍર ફંડ' (સ્વચ્છ હવાનું ફંડ) એ નામનું ફંડ મિ. આર્થર ઍફ્ પિયર્સન-એક માસિક અને વર્તમાન પત્રના માલીક ઉઘરાણું કરી ચલાવે છે તે સૌથી મોટું ફન્ડ છે. ઘણે જ થોડે ખર્ચે, માથાદીઠ માત્ર ૯ પેન્સ ખર્ચ્યાથી શહેરની સાંકડી ગલીઓમાં રાત દિવસ ગોંધાઇ રહેનારૂં છોકરૂં એક આખો દિવસ સ્વચ્છ હવામાં આનંદ કરી શકે એટલું જ માત્ર જાણ્યાથી એ ફન્ડમાં નાણાં ભરનારને પૂર્ણ સંતોષ થાય છે. ગરીબ છોકરાં એકાદ બે પખવાડીઆં ગામડામાં ખુલ્લી હવામાં ગાળી શકે તે માટે બાલકોને શહેર બહાર છૂટીના દિવસ ગાળવાનું ફન્ડ, બાલકોને સ્વચ્છ હવા આપવાના હેતુની સંસ્થા, રઝળતાં છોકરાંની શાળા, અને એવી બીજી સંસ્થાએ ઘણો શ્રમ લે છે અને મોટી યોજનાઓ રચે છે.

કુળવાન ઇંગ્રેજ સ્ત્રીઓ પોતાનાં બાલકોને પોતાનાથી અધમ સ્થિતિનાં—બાલબંધુ—છોકરાંઓની સ્થિતિનું હિત લક્ષમાં રખાવવા તેઓ પ્રયાસ કરે છે. "ધ મીનીસ્ટરીંગ ચિલ્ડ્રન્સ લીગ" (સુખનો પ્રસાર કરનાર બાલકોનું મંડળ) આ પ્રકારનું પ્રખ્યાત મંડળ છે. તે અનાથ છોકરાંને માટે રોગમુક્ત થયા પછી તનદુરસ્તી મેળવવાના સ્થાન (કૉનવેલેસન્ટ હોમ્સ)ની વ્યવસ્થા કરે છે. તે પરદેશની બીજી સોળ સમિતિઓનું ખર્ચ પૂરૂં પાડે છે. આ યોજના ઘણી વિશાળ છે. તેની મુખ્ય એક સંસ્થા છે અને બીજી શાખાઓ છે. તેમાં જોઇતા પૈસા બાલકો પોતે પ્રયાસ કરીને ઉઘરાવે છે. દુઃખી ગરીબ લોકો તરફ દયાની લાગણી રાખવી એ આપણું કર્તવ્ય છે એ વાત છોકરાંઓને આ પ્રમાણે શીખવી શકાય છે.

ગીચ શહેરોમાં રહેતાં કંગાલ બાલક બંધુઓ માટે સારી સ્થિતિમાં ઉછરેલાં બાળકોમાં દયાની ભાવના જાગૃત કરવા માટે આવી જ એક બીજી સંસ્થા છે તેનું નામ 'સન બીમ મિશન' (રવિ-કિરણુ મિશન) છે. આંધળાં છોકરાંઓના ઉપયોગ માટે તેની એક જુદી શાખા કાઢવામાં આવી છે. 'દયાનું મંડળ' તે ""બાલકપર થતો જુલમ અટકાવનાર સભા"ની બાલકોએ કાઢેલી એક શાખા છે. જે છોકરાંઓ

ઉપર માબાપ કે તેમના શેઠ તરફથી ક્રૂર વર્તન થતું હોય તેવાં બાલકોનું ભલું કરવા તરફ અન્ય બાલકોનું લક્ષ ખેંચવા માટે આ સંસ્થા પરિશ્રમ કરે છે.

વળી એક બીજું પુણ્યનું ખાતું ચાલે છે. ગરીબ છોકરાંના જીવનમાં કાંઈક પ્રકાશ અને આનંદ મળે તે માટે એ એક યોજના છે. તેના તરફથી રમવાના ચોક-મેદાન ગરીબ લત્તામાં કર્યા છે. ત્યાં નાનાં બાલકોને રોજ થોડા કલાક રમત રમાડીને, સંગીત, કસરત, કવાયત ઇત્યાદિ ગમ્મત કરાવવામાં આવે છે. આ કાર્યમાં વખત અને પૈસા બેની મદદ મળવી જોઇએ. કારણ કે કામ કરનારને દર અઠવાડીએ નિયમસર અમુક કલાક તે જગ્યાએ હાજર રહેવું પડે અને તેને માટે એક ખાસ વ્યવસ્થિત મંડળી રાખવી પડે. હમેશ એકના એક પ્રકારનું નિરુત્સાહી જીવન ગાળનાર છોકરાંઓને બિચારાંને આનાથી વિવિધતા મળવાનો લાભ થાય છે. વળી માતાઓ માટે શાળાઓ છે. બાલકોને કેવી રીતે ઉછેરવાં એ બાબતનું માતાને શિક્ષણ આપવું એ પણ છોકરાંની સ્થિતિ સુધારવાનો એક માર્ગ છે.

મોટાં શહેરોમાં નિરંતર રહેલી અનેક લાલચોમાં જુવાન બાળાઓ ફસાઇ ન જાય તે માટે તથા ગરીબાઇમાંથી તેમનું રક્ષણ કરવા માટે શા ઇલાજ લેવામાં આવે છે તે આપણે તપાસીએ. સારી રીતભાતની અનાથ બાળાઓને રહેવા માટે અનેક આશ્રમો તથા ઉદ્યોગગૃહ છે. કેટલાંએકમાં મફત રહી શકાય છે, અને કેટલાંએકમાં થોડા પૈસા આપવા પડે છે. ત્યાં તેમને કાંઇક ઉદ્યમ કે ઘરનું કામકાજ શીખવાય છે. લોકો પૈસા ભરે છે તે તથા બાળાઓની પોતાની કમાણીના સાધનવડે આશ્રમનું ખર્ચ ચાલે છે. આ આશ્રમને બીજી ઘણી સંસ્થાઓ મદદ કરે છે. વિશેષે કરીને 'ધ નેશનલ યુનીઅન ઑફ વીમેન વર્કર્સ ઑફ ગ્રેટબ્રિટન એન્ડ આયર્લૅંડ'–ગ્રેટબ્રિટન અને આયર્લૅંડની કામ કરનાર સ્ત્રીઓની સાર્વજનિક સમિતિ–છે. તેમાં બાળાઓનું રક્ષણ કરવાને તથા તેમને કુમાર્ગે જતી રોકવાને

માટે એક ખાસ કમિટી છે. બીજી અનાથ બાળાઓનું રક્ષણ કરનાર સ્ત્રીઓની સમિતિ છે. દરેક સંસ્થાની વ્યવસ્થાની વિગતવાર માહિતી આ સભાઓ પૂરી પાડે છે અને અરજદારની સ્થિતિ કેવી છે તેની જો તેમને ખબર પડે તો કયા આશ્રમમાં તેને મૂકવી યોગ્ય છે તેની સલાહ આપે છે. એવી કાંઈ પણ સલાહ ન લીધી હોય તો કોઈ છોકરીને એવે સ્થળે મોકલવામાં આવે કે તેને કાંઇ પણ લાભ થાય નહીં. કેટલાક આશ્રમ, તોફાની, કંટાળો આપે તેવી, અને અણુકહ્યાગરી છોકરીઓ માટે છે. ઘરમાં દુરાચારી માબાપનો સહવાસ થતો હોય તેમાંથી દૂર રાખવા માટે કેટલાક આશ્રમો છે. વળી કેટલાક ફક્ત માબાપ વગરની કે નિરાધાર બાળાઓ માટે છે. ઉપર દર્શાવેલી બે સભાઓ અને તેની શાખાઓ સર્વે આશ્રમની માહિતી આપવાનાં સ્થાન છે. બાળાઓનાં રક્ષણગૃહની અને તેમને સુધારવાના આશ્રમોની હકીકત બીજા પ્રકરણમાં આપી છે.

મહેનતથી પોતાનું ગુજરાન કરી લેતી જુવાન બાળાઓને રહેવાનાં નિવાસગૃહો ઘણાં છે. તેમાં રહેનાર છોકરીઓ જ કેટલેક ભાગે તેના ખર્ચના પૈસા આપે છે. યુનાઇટેડ કીંગડમમાં અને યુરોપના લગભગ દરેક મોટા શહેરમાં આવાં નિવાસગૃહો છે. ઘણામાં બે વિભાગ હોય છે. એકમાં ઉચ્ચ વર્ગની બાળાઓ-વિદ્યાર્થી, શિક્ષકો, ગવર્નેસ, ઇત્યાદિ-રહી શકે છે; અને બીજા વિભાગમાં નોકરો તથા ગરીબ સ્થિતિની સ્ત્રીઓને છેક થોડે પૈસે દાખલ કરવામાં આવે છે.

યુરોપનાં મોટાં શહેરોમાં આવાં ગૃહો આશીર્વાદરૂપ છે. કારણ કે ઓળખાણ પિછાણ કે પૈસા વિના બાળાઓ અટવાઇને સંકટમાં આવી પડે છે, અને આવાં ગૃહોની સગવડ ન હોય તો તેમને ઉભાં રહેવાની જગ્યા પણ મળવી મુશ્કેલ થઈ પડે. અરજદારને તેમાં દાખલ કરવામાં આવે છે; અને કોઈ પણ સગાસ્નેહીની સાથે પત્રવ્યવહાર કરી તેમને તે મળી શકે ત્યાં સુધી મફત રહેવા દે છે. કોઇ જુવાન બાળા અજાણ્યા ગામમાં આવી છે એવી ખબર પડે તો તેને લેવાને આશ્રમનાં માણસો સ્ટેશનપર જઇ તેને સહી-

સલામત મુકામપર લઈ જાય, અને તેને કાંઇક ઉદ્યમ શોધી આપવાનો પ્રયત્ન કરે છે. એક બે ઉપરી બાઇ કામનો વહિવટ કરે છે. નાના પ્રકારના ઉદ્યોગનું પત્રક તેમની પાસે હોય છે. આશ્રમમાં રહેવાનું ખર્ચ ઘણું થોડું આવે છે, તેથી ગરીબ લોકો તેમ જ સારાં કુટુંબના છતાં થોડું કમાતી સ્ત્રીઓને તેનો આશ્રય લેવાનું બહુ સુગમ પડે છે. 'યંગ વીમેન્સ ક્રીશ્ચીઅન એસોસીએશન' તરફનાં નિવાસગૃહો પણ આ પ્રકારનું કામ કરે છે.

ચૌદથી વીસ વર્ષ સુધીની અનાથ બાળાઓના રક્ષણ માટે જુવાન નોકરોની સહાયક સંસ્થા બહુ સારી રીતે કામ કરે છે. કોઇક સભા તરફના વાલીની અથવા કોઇ ઉદ્યોગશાળા કે માબાપ વગરનાં છોકરાંની શાળાના ઉપરીની ભલામણ હોય તો જ છોકરીઓને એમાં દાખલ કરી શકાય છે. નિશાળ છોડીને બાળાઓ નોકરી કરવાને તૈયાર થાય ત્યારે કપડાં ધોવાનું તથા બીજા ઘરધંધાનું શિક્ષણ લેવાને માટે કોઇ પણ પ્રમાણપત્ર ધરાવનાર શિક્ષણગૃહમાં તેમને મુકવામાં આવે છે. તે કામ શીખવાને માટે થોડાક પૈસા આપવા પડે છે. ફક્ત જેને માટે વાલી તરફથી ખાસ ભલામણ કરવામાં આવે તેને મફત કામ શીખવા દે છે. શિક્ષણ પૂરૂં થયા પછી છોકરીઓ માટે યોગ્ય નોકરી શોધવામાં આવે છે.

પૈસાની તંગીમાં આવી પડેલી કુળવાન સ્ત્રીઓ માટે જે પ્રકારની સંસ્થા છે તે ખાસ ઉપયોગી છે. કેટલીએક સારા કુળમાં જન્મેલી સ્ત્રીઓ મહા મહનતે પોતાના પેટપુરતું કમાઇને, અનેક સંકટો વેઠીને જીવન પૂરૂં કરે છે; તેમની સ્થિતિ ઘણી દયાજનક છે. ઇંગ્લાંડમાં તેમ જ આપણા દેશમાં ઘણા લોકનો મત છે કે નીચ વર્ગના મનુષ્ય ઘણીવાર આળસ અને મૂર્ખાઇને લીધે તંગીમાં આવી પડે છે; તેમનું ભલું કર્યા કરતાં આ પ્રકારની ગૃહસ્થ સ્ત્રીઓ જેઓ પોતાની દરિદ્ર સ્થિતિ કબૂલ કરતાં શરમાય છે, તેમનું કલ્યાણ કરવું એ વધારે પુણ્યનું કામ છે. જે ગૃહસ્થ સ્ત્રીઓની આવક ઘણી જ થોડી હોય તેમના ઉપયોગને માટે જ આવી સંસ્થાઓ હોય છે.

અમલદારની અથવા વેપારી લોકની વિધવાઓ માટે કેટલાંક ગૃહો છે. કેટલાંક ગરીબ શિક્ષકો માટે છે. અમુક ઉમરની (૫૦–૫૫ વર્ષ ઉપરની) સ્ત્રીઓ જેઓ ધંધો કરી શકે નહીં તેમને માટે કેટલાંક ગૃહો છે. માંદી સ્ત્રીઓ માટે કેટલાંક છે. તેમાં દાખલ થવામાં ઉમરનો બાધ રાખવામાં આવતો નથી.

આફતમાં આવી પડેલી સ્ત્રીઓને પેન્શન આપવા માટે પરોપકારની અનેક સંસ્થાઓ છે. આવાં મંડળોનાં ફંડ મુખ્યત્વે લોકોએ આપેલાં નાણુંનાં બનેલાં હોય છે.

ગૃહસ્થની સ્ત્રીઓ, અમુક જગાની હદમાં રહેતી સ્ત્રીઓ, અથવા કોઈ વિશિષ્ટ સ્ત્રીઓ–દષ્ટાન્ત તરીકે અમલદાર, કે ધર્માચાર્યોની વિધવા કે પુત્રીઓના ઉપયોગ માટે આ સંસ્થાઓ છે. પચાસ વર્ષની ઉમરની, શિક્ષણ લીધેલી નર્સો જેઓ પૈસાની તંગીમાં હોય તેમને સહાયતા કરવાને માટે એક સંસ્થા છે. એવી સ્થિતિવાળાંને માટે અનેક આશ્રમ અને સદાવ્રતો છે. પ્રવેશ કરનાર ઉમેદવાર પાસે પૈસાની અમુક આવક હોવી જોઇએ–ચોક્કસ રકમ બાંધી હોય તેનાથી ઓછી હોય તો ચાલે નહીં. કેટલેક ઠેકાણે તો થોડું વર્ષાસન, રાચરચીલા વગરની ઓરડી, દીવાને માટે ગૅસ, કોયલા, નોકર, ઇત્યાદિ પૂરું પાડવામાં આવે છે. એ સંધળા સાથે તેમની પોતાની થોડી-આવક હોય એટલે સાધરણ રીતે સુખથી આબરૂસર રહી શકાય છે. જે લોકોએ સારા દિવસ જોએલા હોય, તેમને નિર્ધનતાનાં અનેક સંકટ વેઠવાં એ ઘણું ભારે પડે છે. તેથી આવા આશ્રમોની સહાયતા જેમને મળે છે, તેઓ આશ્રમના ઉદાર સ્થાપનારનાં ઘણાં જ ઉપકૃત થાય છે.

ડેન્માર્કમાં પેન્શન આપવાની પદ્ધતિ જુદા પ્રકારની છે. અવિવાહિત સ્ત્રીઓ અગમબુદ્ધિ વાપરીને પહેલેથી વ્યવસ્થા કરે તો કુમારિકાની ટીપમાં તેમનું નામ નોંધવામાં આવે છે, અને તેને લીધે તેમના ભરણપોષણ માટે દર અઠવાડીએ અમુક રકમ મેળવવાને તેઓ અધિકારી થાય છે. કુંવારાં રહે તે શરતે જ તેમને

એ મળી શકે છે. આપણા દેશની નિરાધાર વિધવાઓ જેઓ પુનર્લગ્ન કરી શકે નહીં તેમને માટે આવા પ્રકારની વીમાની યોજના કરી શકાય.

આંધળાં મનુષ્યના સુખને માટે ઈંગ્રેજ સ્ત્રીઓએ ઉત્તમ વ્યવસ્થા કરી છે. એની સભાઓ, વર્ગ, અને આશ્રમ ઇત્યાદિની ચોક્કસ માહિતી કેટલાંક વર્તમાન પત્રો અને ચોપાનીઆમાં આવે છે. 'ગાર્ડનર્સ ટ્રસ્ટ ફોર ધ બ્લાઇન્ડ' એ નામે આંધળાં મનુષ્યને સહાયતા કરવાની મંડળી છે. તેમાં પેન્શન ફંડની યોજના છે. આંધળાને યોગ્ય ઉદ્યોગ કે વેપારનું શિક્ષણ લેવાને તે પૈસા આપે છે, ન્હાનાં ચોપાનીઆં પ્રસિદ્ધ કરે છે; એવાં ચોપાનીઆંમાં ઘણા દર્દીઓનું અંધત્વ કેમ રોકી શકાય અને તેને માટે સાવચેતીના ઉપાય શા લેવા જોઇએ તે પણ બતાવવામાં આવે છે. પુરુષ તેમ જ સ્ત્રીઓ આવા દર્દથી પીડાતાં હોય તેમને માટે અનેક આશ્રમો, પેન્શનો અને ઉદ્યોગશાળાઓ છે; વેપાર શરૂ કરવા માટે તેમને લોકો નાણાં પૂરાં પાડી આપે છે, ધંધા ખાતર તેમ જ તેમનાં એકાન્ત અંધકારમય જીવનના આશ્વાસન ખાતર સંગીતનું શિક્ષણ લેવાને પૈસા આપે છે. ટોપલીઓ બનાવવાના કામમાં તેઓ ઘણી કુશળતા મેળવી શકે છે, અને તેને માટે ઘણી દુકાનો ઉઘાડવામાં આવી છે. તેમાં આંધળાં લોકોએ બનાવેલી ઘણી વસ્તુઓનું પુષ્કળ વેચાણ થાય છે. પુસ્તકો વાંચવા આપનારી પુસ્તકશાળાઓ છે તેના ખર્ચ માટે લોકો રાજીખુશીથી નાણાં ભરે છે. તેમાં ઉપશેલા અક્ષરનાં પુસ્તકો રાખેલાં હોય છે. આંધળાં લોકને આવી છાપ ઉકેલતાં શીખવવાને માટે સભાઓ છે. તેમના ઉપયોગ માટે વર્તમાન પત્રો અને ચોપાનીઆં છપાવવામાં આવે છે. તેમના ઘરમાં જઇને, તેમના મોં આગળ સારાં પુસ્તકો વાંચી સંભળાવવાં, સારી વાતચીત કરવી, સંમિલનો કરવાં ઇત્યાદિ માટે ઘણી યોજનાઓ છે. ગ્લાસગોમાં એક 'લેડીઝ મિશન ટુ આઉટોર બ્લાઈન્ડ' નામની સંસ્થા છે, તેમાંથી સ્ત્રીઓ આંધળાં બૈરાંની મુલાકાત કરવા જાય છે, તેમને ગુંથતાં શીખવે છે, તેમને

કામ મેળવી આપે છે અને તેમનું કરેલું કામ વેચી આપે છે. જૂના આશ્રિતોને પૈસાની રકમ નિયમિત રીતે આપવામાં આવે છે.

મુંગાં બહેરાંને માટે એ જ પ્રકારની સંસ્થાઓ, કૉલેજો હોય છે. નબળા મગજનાં માણસોને સહાયતા આપવા માટે અનેક પ્રયાસ થાય છે. વિશેષે કરીને બાળકનાં મગજ એવાં હોય છે તો તેમને સંબંધે ઘણી મુશ્કેલીઓ હોય છે. નબળાં મગજનાં મનુષ્યનું કલ્યાણ કરવાને માટે સાર્વજનિક સમિતિ છે. તેની અધ્યક્ષ તેમ જ સેક્રેટરી સ્ત્રીઓ છે. આ કાર્ય માટેની ભિન્ન ભિન્ન સંસ્થાઓ અને કામ કરનાર મનુષ્યોને એક બીજાના સહવાસમાં આણવાને આ સમિતિ પ્રયાસ કરે છે તથા એ કાર્ય માટે ઉત્સાહ રાખનાર મનુષ્યોને તે સંબંધી સર્વ માહિતી તે આપે છે. તેના ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ- નબળાં મગજનાં મનુષ્યો માટે આશ્રમો સ્થાપવા, લંડન કાઉન્ટી કાઉન્સીલની શાળાઓ જેમણે છોડી દીધી હોય તેમની સંભાળ લેવી અને દેખરેખ રાખવી અને તેમને માટે ખાસ કાયદા કરાવવા. તેમને માટે હાલમાં એક ખેતર રાખવામાં આવ્યું છે. ત્યાં નબળા મગજના છોકરા અને છોકરીઓ બન્નેને ખેતીવાડીનું કામ શીખવાય છે. એવાં દર્દીઓને ખેતીવાડીના કામથી ઘણો ફાયદો થાય છે એમ સિદ્ધ થયું છે. એવાં મનુષ્યનાં મન ઉપર સ્ત્રીઓના સહવાસની અસર બહુ થાય છે, અને તેથી તે વિષયનો અભ્યાસ સ્ત્રીઓએ કરવો એ યોગ્ય છે. આવાં ભાગ્યહીન લોકોને મદદ માટે કેવા ઇલાજ લેવા જોઇએ તેને માટે તથા તેમનું પાલન કરવાને આશ્રમો સ્થાપવાને તથા એ પ્રકારની સામાજિક અધોગતિ અટકાવવાના સાધનની માહિતી આપવા માટે એ સમિતિ અનેક ચોપાનીઆં પ્રસિદ્ધ કરે છે. અને એવાં કમનસીબ દર્દીઓની સારવાર કેવી રીતે કરવી તે વિષય ઉપર વ્યાખ્યાનો અપાવે છે.

'પુઅર લૉ' ની રૂઈએ વાલી તરીકે કામ કરનાર સ્ત્રીઓના પ્રયાસનાં વર્ણન વિના ઇંગ્રેજ સ્ત્રીઓની પારમાર્થિક સેવાની યોજનાઓનું વર્ણન અપૂર્ણ કહેવાય. અનાથ છોકરાંઓને બીજાના

ઘરમાં રાખવાની યોજના માટે તેઓ જે કાર્ય કરે છે તેનું વર્ણન ઉપર આવી ગયું છે. વાલી તરીકે જે સામાન્ય કાર્ય તેઓ કરે છે તે ઘણા પુણ્યનું કામ છે. ઈ. સ. ૧૮૭૫ માં પ્રથમ એક સન્નારીને એવી વાલી નીમવામાં આવી હતી; ત્યાર પછી તેમની સંખ્યા વધતી ગઈ છે. છેવટ ઇંગ્લંડ અને વેલ્સમાં વાલીઓની સભાઓની બે તૃતીયાંશમાં સ્ત્રીસભાસદો છે. 'પુઅર લૉ' ને હસ્તક જે ઉદ્યોગગૃહો, આશ્રમો, દવાખાનાં, અને વસતિગૃહો હોય તેની અંતર્વ્યવસ્થામાં મદદ કરવી એ સ્ત્રીવાલીઓનું કામ છે. તેમની ચુંટણી કોઇવાર લોકોની હરિફાઇથી થાય છે, અને કોઈવાર સભાના સભાસદો પોતે જ નીમણુંક કરે છે. તેઓ હમેશ કાંઈ કાંઈ નવા સુધારાની સૂચના કરવાને તત્પર હોય છે; દવાખાનાંમાંનાં માંદાં મનુષ્યોની માવજત કરવાનું કામ તેમનો ખાસ કર્તવ્યપ્રદેશ હોઇ તેઓ બહુ કુશળતાથી તે કરે છે. થોડો વખત થયાં તેમને 'પુઅર લૉ'ને લગતા ગરીબ લોકોના કષ્ટનિવારણના અધિકારીમંડળમાં નીમવામાં આવ્યાં છે. મદદ માગતા માણસને, અને સુવાવડખાનામાં દાખલ થવા ઇચ્છનાર સ્ત્રીઓને મળવું; 'પુઅર લૉ' પ્રમાણે જેમને મદદ મળતી હોય તેવાં માંદાં અને ગરીબ માણસોની મુલાકાત લેવી; ઉદ્યોગશાળાઓમાં શીખેલી અથવા પ્રથમ દર્શાવ્યા પ્રમાણે બીજાના ઘરમાં રહીને શીખેલી છોકરીઓને માટે ઘરકામની નોકરી અથવા ધંધો શીખવા રહેવા માટે લાયક જગ્યા શોધવી, એ તેમનું કામ છે. આશ્રમમાં ન રહેતાં માણસોને પૈસાની મદદ આપવામાં તથા તે પૈસાનો ખોટો ઉપયોગ ન થાય તે તપાસવામાં તેમની સ્વાભાવિક પ્રેરણાશક્તિને વાપરવાનો ઘણો પ્રસંગ મળે છે. બાલકપર થતો જુલમ અટકાવવાનો કાયદો, જેની વધારે વિગત બીજા પ્રકરણમાં આપી છે, તે કાયદો અમલમાં મુકવામાં દયા વાપરવાનો ઘણો જ અવકાશ છે. કારણ કે માબાપ તરફથી કે શેઠ તરફથી જુલમ થાય છે કે નહીં તે જોવાનું અને કાયદા પ્રમાણે ગુન્હેગારને શિક્ષા કરાવવાનું કામ તેમનું છે. બાલકો ઉપર જુલમ થતો હોય તેમને જો પોલીસ શોધી કહાડીને આશ્રમમાં લાવે છે તો તેની તપાસ થાય, અને કામ ચાલે

ત્યાં સુધી સ્ત્રી વાલીઓને તેમનું પોષણ કરવું પડે છે. નબળાં મગજનાં ગરીબ વર્ગનાં છોકરાંને સહાયતા કરવામાં પણ સ્ત્રીવાલીઓએ ફતેહ મેળવી છે. આવા કામને માટે સ્ત્રીઓ ઘણી જ યોગ્ય છે એ વાત સર્વત્ર માન્ય થઇ છે; અને જે ખાતાં પુરુષ અને સ્ત્રી બન્ને ભેગાં થઇને ચલાવે છે તેનું કામ બહુ સારી રીતે થાય છે એ એવો અનુભવ છે. કેટલીક બાબતો એવી છે કે જે વિશેષે કરીને સ્ત્રીઓ, છોકરા, છોકરીઓ અને બાલક સંબંધી હોય તે સ્ત્રીથીજ બરોબર થઇ શકે છે; તેમ જ કેટલાંક એવાં કામ છે કે પુરુષથી જ સારી રીતે થઇ શકે છે. પુરુષ અને સ્ત્રીના સંયુકત પ્રયાસથી શ્રેષ્ઠ પરિણામ આવવાનો સંભવ છે. જનસમાજની સેવાનાં કાર્યના આ વિભાગમાં સ્ત્રીનો મહાનુભવ, તીક્ષ્ણ પ્રેરણાશકિત, ઉત્સાહ અને ધૈર્ય એ મોટી સંપત્તિ છે. પરંતુ સામાજિક પ્રશ્નના અને પારમાર્થિક સેવાની વ્યવસ્થાની વ્યવહારિક બાજૂના ચાલુ અધ્યયન વિના ઉપયોગી સેવિકા થઇ શકાય નહીં. પારમાર્થિક યોજના જેવી સંસ્થાનું કામ કરવાથી વ્યવસ્થા કરવાનો અમૂલ્ય અનુભવ મળી શકે છે. જેને પુષ્કળ નવરાશનો વખત હોય અને કામ કરવાનું ઘણું મનોબળ હોય તેવી જ સ્ત્રીઓએ પરોપકારના કામમાં જોડાવું જોઇએ. આ કાર્યમાં અપૂર્ણ પ્રયત્ન તદ્દન નિષ્પ્રયોજન છે.

ઈંગ્લાંડમાં સ્ત્રીઉદ્યોગઉત્તેજક સભાઓની વ્યવસ્થા ખાસ કરીને સ્ત્રીઓ કરે છે. તે ઘણી સારી રીતે ચાલે છે. એની મુખ્ય ઑફીસમાં ઉદ્યોગ સંબંધી સર્વ પ્રશ્નની માહિતી આપવા માટેનું એક મધ્યસ્થ મંડળ છે. જે સ્ત્રીઓની પાસે ઉદ્યમ શીખવાનાં પુરતાં સાધન ન હોય તેમને શિક્ષણ આપવા માટે આ મંડળોને અંગે ફંડો છે. એ પૈસા ધીરવા બદલ વ્યાજ લેવામાં આવતું નથી. પૈસા ઉછીના લેનાર સ્ત્રીને જ્યારે નોકરી મળે ત્યારે છૂટક છૂટક હપતે તે પાછા ભરી દે છે. આવાં ફંડો ઘણું કરીને લોકોએ આપેલાં ધર્માદા નાણાંનાં બનેલાં હોય છે. દરેક વ્યકિત માટે ચોકસાઇથી તપાસ કરવામાં આવે છે, અને જે પૈસા ધીરવામાં

આવે છે તે શિક્ષણના ખર્ચ માટે હોય છે; તેના પોષણ અર્થે નથી વપરાતા.

પોતાની પ્રજાનાં અને નારીજાતિનાં દુઃખ નિવારણ કરવાને ઇંગ્રેજ સન્નારીઓના જે પ્રયાસ ઉપર વર્ણવ્યા છે તે ઉપરાંત બીજી કેટલીક પરોપકારની સંસ્થાઓ છે, તેમાં પણ તેઓ કામ કરે છે. ઇંગ્રેજી સ્ત્રીઓનો મુગાં પ્રાણીઓ પ્રત્યેનો વહાલ અને દયા સુવિદિત છે. મનુષ્યના આ નિમકહલાલ મિત્ર (મુંગા પ્રાણીઓ) ના રક્ષણને માટે જે મંડળીઓ સ્થપાઈ છે તે માટે સ્ત્રીવર્ગ ઉત્સાહથી શ્રમ લે છે. 'ધ રૉયલ સોસાઇટી ફોર ધ પ્રીવેન્શન ઑફ્ ક્રુએલ્ટી ટુ એનીમલ્સ' નામની મુગાં પ્રાણીઓપર થતો જુલમ અટકાવનાર સભા, કુતરાનું રક્ષણ કરનાર મંડળ, પક્ષીરક્ષક સભા, એ સર્વેનો ઉદ્દેશ ઇશ્વરનાં સરજેલાં નિરપરાધી પ્રાણીઓપર થતા જુલમ અને તેમનો અઘટિત ઉપયોગ રોકવો એ જ છે. જે સ્ત્રીઓ આ પક્ષીરક્ષક સભાની સભાસદ હોય છે, તેઓ એવી પ્રતિજ્ઞા લે છે કે કોઈ પણ પક્ષી પર જુલમ ગુજારીને પીંછાં મેળવ્યાં હોય તો તે પીંછાં કદી પહેરવાં નહીં. આ પ્રમાણે 'ઓસ્પ્રે' નામનાં પક્ષીનાં પીંછાના વપરાશની મના થઇ છે. પ્રાણી ઉપર ઘાતકી વર્તણુક કરતાં કોઇ પકડાય તો તે ગુન્હા માટે એ સમિતિ તરફથી શિક્ષા કરાવવામાં આવે છે. આ મંડળની વ્યવસ્થાનું લગભગ સર્વ કામ ઇશ્વરપ્રીત્યર્થે થાય છે. એ વિષય સંબંધી ચોપાનીઆં, અન્ય સાહિત્ય, અને સમિતિનું સામાન્ય ફંડ લોકોએ રાજીખુશીથી કરેલાં ઉઘરાણાંથી ચાલે છે. વળી ઘોડાને માટે આરામગૃહ સ્થાપેલાં છે. બૅટર્સી (લંડનના એક વિભાગ)-માં ખોવાએલાં કુતરાં અને બિલાડાં માટે એક વિશાળ ગૃહ છે; અને 'આપણાં મુગાં મિત્રને લગતી એક મંડળી'માં દયાના કામમાં મદદ કરવાનો છોકરાંને પ્રસંગ મળે છે. આ સભા ખાનગી ઉઘરાણાંથી જાનવરોનું દવાખાનું, બિલાડાંને રહેવાનાં સ્થાન, ઇત્યાદિ પૂરાં પાડે છે; વળી એ ફંડમાંથી કેટલીક ઉંચી ટેકરીઓ પરને રસ્તે ઘણો ભારે બોજો ઉચકવાને ઘોડાને મહેનત પડતી હોય તો તેને મદદ કરવા માટે વધારાના ઘોડા રાખે છે. આ સભાઓને માટે પૈસા

ઉપરાવવાનું સર્વ કામ સ્ત્રીઓ જ કરે છે, અને કારોબારી વ્યવસ્થા પણ ઘણે ભાગે તેમને જ હસ્તક છે. આવાં દયાનાં કામમાં આપણી સ્ત્રીઓની સહાનુભૂતિ અવશ્ય હોવી જોઇએ. આપણા ધર્મમાં ભૂત-દયાનું મહત્ત્વ દર્શાવેલું છે. આપણાં શાસ્ત્રોનું વચન છે કે "ક્ષુલ્લકમાં ક્ષુલ્લક સજીવ પ્રાણીના દુઃખમાં આનંદ કે અભિમાન ગણવું જોઇએ નહિ."

## પ્રકરણ ૧૫ મું.

### કરકસર.

"કમાણી કરતાં ઓછો ખર્ચ કરતાં આવડે તો પારસમણિ પ્રાપ્ત થયો એમ જાણવું." —ફ્રૅંકલિન.

હિંદુસ્તાનના દરેક ગરીબ વર્ગને કરકસર કરતાં શીખવવું એ ઘણું કઠણ કાર્ય છે. આપણા દેશના કારીગરો અને મજુરો ઇંગ્લાંડના મજુરો અને કારીગરો કરતાં થોડી આવકમાં ગુજરાન કરી શકે છે. પરંતુ અગવડના પ્રસંગને માટે પૈસો સાચવીને એકઠો કરી

લાભ દર્શાવવાનો ઉપદેશ એમને આપવો જોઇએ. સ્થાનિક મદ્યનિષેધક સભાએ તૈયાર કરાવ્યાં છે એ જાતનાં ચિત્રો મૅજીક લેન્ટર્નથી વારંવાર બતાવ્યાં હોય તો આર્થિક લાભ થવાનો સંભવ છે...... આપણા દેશના સામાન્ય કારીગર કરતાં મીલના મજુર લાંબી અને સુખી જીંદગી ગાળે છે. મજુર વર્ગમાં એને સૌથી વધારે પૈસા મળે છે; અને પગારને દિવસે દારૂ પીને અથવા બીજું અવિચારી ખર્ચ કરીને પૈસા ગુમાવી ન દેતા હોય તો આપણા દેશનાં મધ્ય સ્થિતિનાં માણસો કરતાં તે વધારે પૈસાવાળા, વધારે તંદુરસ્ત અને વધારે સુખી હોઈ શકે.[1]

હિંદુસ્તાનના ખેડુતોનાં અવિચારી ખર્ચ માટે બ્રિટીશ અને હિંદુ અવલોકનકારોએ ટીકા કરેલી છે. મી. રમેશચંદ્ર દત્ત સી. આઇ. ઇ. જેઓ વડોદરામાં થોડો વખત દીવાન હતા તેઓ ગામડાના લોકના જાતી અનુભવ ઉપરથી 'ધ પેઝન્ટ્રી ઑફ બૅન્ગાલ' (બંગાળાની ગ્રામ્ય પ્રજા) નામના પુસ્તકમાં ઇ. સ. ૧૮૭૪ માં લખે છે કે:—

"બંગાળાની ગ્રામ્ય પ્રજા પૈસાનો બચાવ કરવા ખાતર એક પણ સુખ સગવડ ઓછી કરતા નથી અને હમેશ શેર લાવવું ને શેર ખાવું એ પ્રમાણે રહે છે,[2] એ વાત સિદ્ધ તરીકે કહી શકાય."

"બંગાળાની ગ્રામ્ય પ્રજા તેના અવિચારી ખર્ચ માટે હમેશાં પ્રસિદ્ધ છે."[3]

"આ સ્થિતિ હોવાને લીધે ગ્રામ્ય પ્રજા કાર્યશક્તિહીન માલુમ પડે એ કાંઇ આશ્ચર્યકારક નથી."[4]

"અરે! બિચારી બંગાળી પ્રજા! કેળવણીના પ્રભાવે તું ક્યારે સ્વાશ્રયી થતાં શીખીશ, અને તારામાં ડહાપણ, દીર્ઘદષ્ટિ અને સ્વાતંત્ર્ય ક્યારે આવશે?"[5]

---

૧. ઈસ્ટ ઇન્ડીઆ (ફેક્ટરી લેબર કમીશન ૧૯૦૮) પુ. ૨. પૃ. ૧૭.
૨. રમેશચંદ્ર દત્ત કૃત ધ પેઝન્ટ્રી ઑફ બૅંગાલ. પૃ. ૨૦.
૩. ઈસ્ટ ઈન્ડીઆ (ફેક્ટરી લેબર કમીશન ૧૯૦૮) પુ. ૨. પૃ. ૧૮૧.
૪. એજન પૃ. ૭૮.
૫. એજન. પૃ ૧૨૭.

હિંદની સિવિલ સર્વીસના આ સુપ્રસિદ્ધ હિન્દુ અમલદારના પ્રમાણને ઉપર દર્શાવ્યું તે પ્રમાણે ફેક્ટરી કમિશનના રીપોર્ટપરથી ટેકો મળે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે ચોત્રીસ વર્ષના પ્રયાસ છતાં લોકોને કરકસર શીખવવાનો સરકારનો ઉદ્દેશ જોઇએ તેવો સફળ થયો નથી. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે કરકસરની રીત શીખવનારાએ કામ કરનાર વર્ગની સાથે સહાનુભૂતિ રાખીને જાતે જ લોકોને સમજૂતી આપવી જોઇએ. અને તે જ કારણને લીધે સરકાર તરફથી થએલા પ્રયાસને બદલે સ્ત્રીઓ તરફથી ખાનગી રીતે થતા પ્રયત્ન, લોકોનાં પોતાનાં ઘરમાં પ્રવેશ કરી કામ કરવાની યોજના સફળ થવાની વધારે આશા લાગે છે.

કોઇ એમ આગ્રહ કરશે કે જરૂરના પ્રસંગ માટે પૈસો બચાવી રાખવો તે ખોટી ત્રેવડ છે; કોઇ ગરીબ પુરુષ કે સ્ત્રીને કુટુંબનું પોષણ કરવાનું હોય, અને તે પોતાનાં છોકરાંની ઇચ્છાઓ દાબી દે અને એ રીતે બચાવ કરીને તેમની શારીરિક વૃદ્ધિમાં અવરોધ કરે એ વાજબી કહેવાય નહીં. દલીલ એ છે કે જો આવાં કુટુંબનો મુખ્ય માણસ કુટુંબના સુખ સગવડની ખાતર બધી કમાણી ખર્ચી નાંખે અને પોતાને અને કુટુંબને આરોગ્ય પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરે તો થોડાં વર્ષ પછી છોકરાં માબાપને મદદ કરી શકે, અને માબાપ પોતે પણ તંદુરસ્ત અને ઉત્સાહી રહ્યાથી વધારે લાંબી મુદત સુધી કમાઇ શકે. બેશક, છેક ગરીબ સ્થિતિનાં મનુષ્ય માટે આ દલીલ સત્ય છે. પરંતુ તેથી જરા ઉંચા વર્ગનાં, જરા ચઢીઆતી સ્થિતિનાં મનુષ્યને માટે કરકસરની ટેવના લાભ જેટલા કહીએ તેટલા ઓછા છે. આ ઉદ્દેશ પાર પાડવા માટે ઇંગ્લાંડમાં શા ઉપાય લેવામાં આવે છે તેનું વિવેચન અત્રે કરવાનું ધારીએ છીએ.

છેક નિર્ધન વર્ગથી આરંભ કરીને ઇંગ્લાંડમાં 'પેની બૅંક' ને લીધે ઘણા ટૂંકા વિચારનાં માણસો પણ ગમે તેવી નજીવી રકમ પણ બચાવતાં શીખ્યાં છે. આ 'પેની બૅંક' નું કામ ઘણું કરીને તે માટે ખાસ નાણાં ઉઘરાવનાર કરે છે; અને એ પ્રમાણે સંગ્રહ કરેલા

પૈસા, નાણાં સંગ્રહ કરનારની ઇચ્છા હોય ત્યારે એક અઠવાડીઆ પહેલી ખબર આપી પાછાં ઉપાડી શકાય છે. એવાં નાણાં ઉઘરાવનાર માગણી કરે તો ઘણા ગરીબ લોકો જુજ રકમ આગવી મુકવાને તૈયાર હોય છે. સેવીંગ્સ બેંક સુધી જઇને તેમાં પૈસા મુકવાની જાતે તસ્દી લેતાં વાર લાગે. ગૃહસ્થ વર્ગની સ્ત્રીઓ આ કાર્ય સારી રીતે ઉપાડી લે એમ છે, અને પારમાર્થિક કાર્યની યોજનાના પ્રકરણમાં કહ્યું છે તે પ્રમાણે આ કાર્ય નિર્ધન લોકોની મુલાકાત કરવામાં ઘણું સહાયકારક બને તેમ છે. સંગ્રહ કરવા માટેનાં નાણાં ઉઘરાવનાર ઘરમાં પ્રવેશ કરી શકે છે, અને ઘણીવાર એવા ખાસ અધિકાર વગરના મળવા આવનાર માણસનો તુચ્છકાર કરવામાં આવે છે. હવે ધારો કે હિન્દુસ્તાનની એક સ્ત્રી કોઇ ગરીબ મહોલ્લામાં સંગ્રહ કરવાની બેંક શરૂ કરવાની ઇચ્છા રાખે છે. તો એ સાહસ ચલાવવાનો સૌથી સારો ઇલાજ એ છે કે જે માણસની તે જીલ્લામાં સારી શાખ પડી હોય, લોકો જેને ઓળખતા હોય, અથવા જેને નામે ઓળખાતા હોય તેવા કોઇ આસામીને કાને એ વાત નાંખવી. ત્યાર પછી આ માણસ જાતે જઇને અથવા લખાણ કરીને સૂચવેલા પ્રયોગની માહિતી લોકને આપે, અને તેમને વિદિત કરે કે અમુક દિવસે, અમુક કલાકે ઉઘરાણી કરનાર બચાવેલા પૈસા લેવા આવશે. ઉઘરાણી કરનાર પ્રમાણિક હોવાં જોઇએ એટલી સંભાળ લેવાની જરૂર છે. તે ઉપરાંત તે બાબતની લોકોને પૂરતી ખાત્રી થવી જોઇએ; અને કાંઇ પણ ખોટ આવશે નહીં તેની સાવચેતી લેવામાં આવી છે તેનો તેમને સંપૂર્ણ વિશ્વાસ પડવો જોઇએ. પગાર વહેંચાય ત્યાર પછી તરત જ ઉઘરાણી કરવાનો દિવસ રાખવો એ ઠીક પડે; અને ઉઘરાણી નિયમસર થવી જોઇએ, એ ખાસ જરૂરનું છે. નહીં તો ઉઘરાણી કરનાર ઘેર આવે તે પહેલાં આગવી રાખેલી રકમ ખર્ચી નાંખવાનું મન થઇ આવે એ સંભવિત છે.

ઇંગ્લાંડમાં પરમાર્થના કાર્યની યોજના કરનાર સભાએ આ પ્રકારની બેંકો કેવી પદ્ધતિથી ચલાવવી તેની યોજના ઘડી કાઢી છે; વર્ષનાં દરેક અઠવાડીએ જે ભરણું થાય તેને માંટે ખાનાં

દોરેલાં કાર્ડ દરેક સંગ્રહ કરનારને આપવામાં આવે છે. ઉઘરાણી કરનાર તે કાર્ડ ઉપર આવેલા પૈસા જમે કરે છે, અને બૅંકની પોતાની ચોપડીમાં પણ જમે કરે છે. દર અઠવાડીએ જ્યારે પૈસાની ઉઘરાણી પૂરી થાય ત્યારે તે પૈસા બૅંકની એ વ્યવસ્થા કરનારને સ્વાધીન કરવામાં આવે છે. ઇંગ્લાંડમાં એવી રીત છે કે દર અઠવાડીઆના સંગ્રહ કરેલા પૈસા વ્યવસ્થાપક પોસ્ટ ઑફીસ સેવીંગ્સ બૅંકમાં ભરી દે છે, અને તેને માટે ત્યાં જૂદું ખાતું રાખવામાં આવે છે. પોસ્ટ ઑફીસ સેવીંગ્સ બૅંકમાંથી ૨૪ ટકા વ્યાજ મળે છે, તે વ્યાજ આ સાહસને અંગે છપામણી અને અન્ય ખર્ચમાં વાપરી શકાય છે. નાણાં મુકનારને કાંઇ વ્યાજ મળતું નથી. કારણ કે આ પ્રમાણે બચાવેલો પૈસો લોકો પરસ્પર સહાયક મંડળીમાં વીમો ઉતરાવવામાં કે ધર્માદા દવાખાનામાં અથવા રીતસર બૅંકમાં જમે કરવામાં વાપરતાં શીખે એ વધારે યોગ્ય છે. આ સંગ્રહ કરવાની બૅંક તો માત્ર એક સાધનરૂપ છે. ઉઘરાણી કરનાર માગણી કરે ત્યારે જ ત્રેવડની અગત્યનો ખ્યાલ તેમને આવે એ સ્થિતિ ઇષ્ટ નથી. એક પેનીથી માંડીને ગમે તે રકમ ભરી શકાય, પરંતુ બૅંકમાં પાંચ પાઉન્ડથી વધારે રકમ એક ધણીથી રાખી શકાય નહીં.

પારમાર્થિક કાર્યની યોજના કરનારી સમિતિએ પૈસા બચાવવા માટે એક બીજી યુક્તિ કરી છે. ઉઘરાણી કરનાર પોસ્ટ ઑફીસ મારફત એક જાતનાં ફારમ ( form ) તૈયાર કરાવે છે, તેમાં બાર ટીકીટો ચોઢી તે ભરવાનાં હોય છે. નાણાં મૂકવાની જેની ઇચ્છા હોય તેમને દર અઠવાડીએ ઉઘરાણી કરનાર મુલાકાતની વખતે તે વેચે છે, તથા તે ફારમ ઉપર એકી વખતે એક કે વધારે ટીકીટ લગાડે છે. બાર ટીકીટ જ્યારે એકઠી થાય અને ફારમ ભરાઇ જાય ત્યારે પોસ્ટ ઑફીસમાં નાણાં જમે મૂકવાનું ખાતું ઉઘાડવામાં આવે છે. ત્યાર પછી પણ દર અઠવાડીએ એવાં નાણાં બચાવનાર ટીકીટ ખરીદી શકે છે, અને ફારમ ભરે છે. આમાં રકમનો આંકડો પાડવાની જરૂર રહેતી નથી, કારણ કે ટીકીટની સંખ્યા તે ગરજ સારે છે. આવી નાની શરૂઆતમાંથી ઘણી ઝડપથી મોટા પાયા પર

ત્રેવડની દિશામાં ગતિ થઈ છે, અને એ વ્યવસ્થા કરવામાં જે પ્રયાસ કરવો પડે છે તેને લીધે જ ગરીબ લોકોનાં મનોબળ ઉપર સારી અસર થાય છે. છેક દારિદ્રાવસ્થામાંથી ઉગરવાને માટે પોતાના ખાતામાં એક જુજ રકમ પણ જમે હોય તો તે ખ્યાલને લીધે જ માણસના મનને કેટલુંક સાંત્વન રહે છે. ગરીબ લોકોને જો એકવાર આ બચાવને લીધે થતા આનંદમય સંતોષનો સહેજ પણ ખ્યાલ આવે તો તેની કિંમત તેઓ ઘણી સમજે છે, અને સ્વાભાવિક રીતે પૈસો બચાવવાની તેમને ટેવ પડે છે. આ ઉપરાંત જો કોઈ વાર ઘણી અગત્યને પ્રસંગે કોઇની પાસે ઉછીતા પૈસા લેવા પડે તો જેને બચાવ કરવાની આદત હોય તેવાને બીજાના કરતાં ઘણી સરલતાથી પૈસા મળી શકે છે.

ગરીબ વર્ગની સ્ત્રીઓમાં પૈસાનો બચાવ કરાવવા માટે આ પ્રકારની બે યોજના દાખલ કરવામાં આવી છે. વળી જરા ચઢીયાતી સ્થિતિવાળી ઇંગ્રેજ સ્ત્રીઓની પણ સંભાળ લેવામાં આવી છે. હાલમાં લંડનમાં એક બૅંક છે તેમાં માત્ર સ્ત્રીઓને માટે હીલાયદું ખાતું છે. તેની વ્યવસ્થાપક સ્ત્રી છે, અને તેમાં કામ કરનાર પણ સર્વ સ્ત્રીઓ જ છે. પોતાના ગૃહકાર્ય ઉપરાંત સ્ત્રીઓ બહારના બીજા અનેક ધંધા કરતી થઇ તેથી આવી સંસ્થાની અગત્ય જણાઇ અને તેને લીધે જ આ સાહસનો આરંભ કરવામાં આવ્યો હતો. હવે જ્યારે ઈંગ્લાંડમાં ઘણા ધંધા કરવાની સ્ત્રીઓને છૂટ મળી છે ત્યારે તેમાંની ઘણીકને એમ જણાય છે કે ધંધા સંબંધી સર્વ માહિતી તેમને સ્ત્રીઓ તરફથી જ આપી શકાય તો વધારે સારૂં. વળી તે ઉપરાંત નાના કુટુંબોમાં પણ સ્ત્રીઓનાં પોતાનાં જુદાં બૅંકનાં ખાતાં અને ચેક બુક (પૈસા ઉપાડવાની ચોપડી) હોય તો વધારે સારૂં. વધારે પૈસાના સાધનવાળી સ્ત્રીઓ ઘણા વખતથી આ હક ભોગવે છે, પણ બૅંકની સંસ્થાને લીધે સાધારણ રકમથી ખાતું ચાલુ કરાવી શકાય છે. પરિણામનો વિચાર કર્યા વગર જે સ્ત્રીઓ ઉડાઉ ખર્ચ કર્યા કરતી હતી તેઓ બૅંકને લીધે તેમ કરતાં રોકાઈ છે ને એથી ઘણો

લાભ થયો છે. 'ચેકબુક' નાં પાનાં ઉપર વાપરેલી રકમ સ્પષ્ટ નજરે પડવાથી વધારે ખર્ચ કરતાં સહેજ આંચકો લાગે છે.

જેનાં નાણાં મળી ચૂકયાં હોય તેવા પાછા આપેલા ચેક, (હુંડી) ચૂકવી દીધેલા પૈસાની પહોંચ તરીકે બહુ ઉપયોગી થાય છે. 'જોઇન્ટ સ્ટૉક બૅંક' અને યુરોપખંડની 'પીપલ્સ બૅંક' જે કામ કરે છે તે ધોરણપર સ્ત્રીઓના આ ખાતામાં કાર્યવ્યવહાર ચાલે છે. પાંચ પાઉન્ડ અને તેથી વધારે રકમથી ચાલુ ખાતું ઉઘાડી શકાય છે. બાંધી મુદત માટે જમે મૂકવાનું ખાતું એક શિલીંગથી માંડીને ગમે તેટલી રકમથી ઉઘાડી શકાય છે. ટપાલ મારફત પણ લેવડ દેવડની વ્યવસ્થા થઈ શકે છે તેથી ગમે તેટલે દૂર રહેનાર પણ ખાતું ઉઘાડી શકે છે. જરા ઉતરતી સ્થિતિવાળાં ખાતાં ઉઘાડનારમાં .કરકસરનો પ્રચાર થાય તે માટે ઘરગથુ સેવીંગ્સ બૅંક—પોલાદની ન્હાની તીજોરીઓ અને લાકડાની પેટીઓ—બૅંકમાંથી મળી શકે છે. વળી વેપાર કરતી સ્ત્રીઓ માટે શાળાઓ અથવા બીજી સાર્વજનિક સંસ્થાઓ માટે, થોડા પૈસા નાંખી શકાય અને તેની નોંધ લઇ શકાય એવા સંચાવાળા ગલ્લા કાઢવામાં આવે છે. સ્ત્રીગ્રાહકોના લાભને માટે નાના પ્રકારની બીજી ઘણી યુક્તિઓ બૅંક તરફથી કરવામાં આવે છે. વેપાર કરતી સ્ત્રીઓના ચોપડા બેંકમાં રાખવામાં આવે છે, અને તેમનાં સરવૈયાં બૅંકવાળા કરી આપે છે. 'લીમીટેડ લાયેબિલીટી' (પરિમિત જવાબદારીવાળી) કંપનીના ધોરણ પ્રમાણે પણ તેમના ધંધાની ગોઠવણ કરી આપવામાં આવે છે. આ સર્વ કામ ઉપરાંત નાણાંને લગતી કાયદા સંબંધી સલાહ બૅંક પાસેથી સ્ત્રીઓ લઈ શકે છે. ઇચ્છા હોય તો વસીયતનામાં, લગ્ન અથવા બીજી કોઇ પણ બાબતના સ્વતંત્ર અથવા સહાયક ટ્રસ્ટી તરીકે પણ બૅંક કામ કરે છે. જમીનની અને સ્થાવર મિલકતની માપણી કરવાનું પણ માથે લે છે. ઘણી વખતે નિષ્પક્ષપાતી સલાહકારની સ્ત્રીઓને જરૂર પડે છે, એવે પ્રસંગે આ બૅંક જેવી સંસ્થા એ ખોટ પૂરી પાડે છે.

આ બૅંકના ધોરણપર આપણા દેશની સ્ત્રીઓને માટે કાંઇક યોજના કરી હોય તો લાભકારી નીવડવાનો સંભવ છે. જે સ્ત્રીઓની

આર્થિક સ્થિતિ સારી હોય, તેઓ આ પ્રકારનાં સાહસ શરૂ કરે તો પોતાની ગરીબ ભગિનીઓને મારવાડીના ત્રાસમાંથી ઉગારવાનો તેમને અવકાશ મળે. ઉપર વિવેચન કરવામાં આવ્યું છે તે લંડનની બેંકના સ્ત્રીઓના ખાતાનાં નાણાં માત્ર સ્ત્રીઓ પૂરાં પાડતી નથી. મૂળ થાપણ તો બેંકના મુખ્ય વિભાગની હોય છે. ભવિષ્યમાં કોઈ વખત જર્મનીની માફક આપણા દેશમાં પણ સ્ત્રીઓની થાપણથી અને તેમના જ અખત્યારથી ચાલતી બેંક સ્થાપેલી જોવાનો આનંદ પ્રાપ્ત કરીશું. જર્મનીમાં આ પ્રકારની બેંકે પોતાની હયાતીનું પ્રથમ વર્ષ હમણાં જ પૂર્ણ કર્યું છે. દુનીઆમાં કોઇ ઠેકાણે એવી બેંક નથી. સ્ત્રીઓ અને બાળાઓ જેઓ વેપારમાં દાખલ થઇ હોય કે વેપાર કરવાની જેની ઇચ્છા હોય, અથવા પોતે પોતાની મેળે ગુજરાન કરતી હોય તેમને પુરુષની માફક નાણાંની સવડ મળે તે હેતુથી બર્લિનમાં ગયે વર્ષે 'સ્વાશ્રયી સ્ત્રીઓની પરસ્પર સહાયક બેંક' સ્થાપવામાં આવી હતી. આ યોજના નાના પાયા ઉપર શરૂ કરવામાં આવી છે. હાલમાં તેની થાપણ માત્ર ૫૦૦૦ પાઉન્ડ છે. કોઇ પણ જર્મન સ્ત્રી ૫ શિલીંગની ફી ભરે અને ઓછામાં ઓછા ૫ પાઉન્ડના શેર લે તો આ બેંકનો વ્યવહાર ચલાવનારી કોઓપરેટીવ સોસાઇટીની મેમ્બર થઇ શકે. એક સ્ત્રી ૫૦૦ પાઉન્ડ કરતાં વધારે થાપણ મુકી શકે નહીં. પોતાના પતિને જાણ કર્યા વિના પણ એ બેંકમાં ખાતું ઉઘાડી શકાય છે. વેપારની શરૂઆત કરવાને માટે જેમને નાણાંની મદદ આ પ્રમાણે આપવામાં આવે છે; તેમાંના ઘણા જાણીતા દાખલામાં આ બેંક ફત્તેહ મેળવવામાં સાધનભૂત થઇ છે.

વેપાર કરતી સ્ત્રીઓને કદાપિ પૈસાની ભીડ પડે તો તેવે બારીક પ્રસંગે બેંક પૈસા ધીરે છે; અને તાત્કાલિક આપત્તિમાંથી તેમને બચાવે છે. એ રીતે એક બીજા પ્રદેશમાં પણ એ બેંક આવકારદાયક બની છે. આ સાધનને લીધે ઘણી પ્રમાણિક સ્ત્રીઓ નાદારીમાંથી અને વ્યાજ ખાનારના ત્રાસમાંથી બચી શકે છે. આવે પ્રસંગે જોઇતી રકમ મેળવવાને પુરુષોને તો મુશ્કેલી પડે નહીં

પણ 'સ્ત્રીઓની શાખ' જેવી ચીજ જર્મનીમાં છે જ નહીં. આ બૅંક સ્થપાયાથી એક મોટી ખોટ પૂરી પડી છે.

એ બૅંક ઘણી સાવચેતીથી કામ કરે છે, અને કોઇને ૨૫ પાઉન્ડથી વધારે રકમ ધીરતી નથી; ૫૦ શિલીંગ ઉપરની રકમ માટે જામીનગીરી માગે છે. ત્રણ મહીનાની અંદર ધીરેલા પૈસા પાછા ભરાઇ જવા જોઇએ. સાધારણ રીતે બીજી બૅંકોમાં જે કામ થાય છે તે આ બૅંકમાં પણ થાય છે. વ્યવસ્થાપક કમિટીમાં ચાર સ્ત્રીઓ છે, વહીવટ કરનાર બે સ્ત્રી ડાઇરેક્ટરો, અને તેમના તાબામાં સાત સ્ત્રી-કારકુન છે. અધિકારીણી સ્ત્રીઓ કહે છે કે ગયા વર્ષમાં ઘણું સંતોષકારક કામ થયું છે. અને થોડા વખતમાં સરવૈયું પ્રકટ કરવાનો તેમનો વિચાર છે. તેને લીધે સ્ત્રીઓને હસ્તક કામ સોંપતાં જેઓ અચકાતાં હશે તેમની ખાત્રી થશે. બેશક, સ્ત્રીઓને પોતાને પણ–પુરુષની વાત દૂર રાખીએ તોપણ–જીંદગીના અગત્યના કાર્યવ્યવસાયમાં સ્ત્રીજાતિ માટે ભરૂસો પડતાં વખત લાગશે; અને એકંદર ધંધો ચલાવવાના વ્યાવહારિક જ્ઞાનમાં સ્ત્રીઓ પછાત છે, તેને લીધે આગળ વધતાં મુશ્કેલી પડશે. પરંતુ સ્વાશ્રયી સ્ત્રીઓના ઉપયોગની આ બર્લિનની બૅંક એટલું તો હિંમતથી કહી શકશે કે અત્યાર સુધી તો તેના કાર્યમાં કાંઇ ખોટ આવી નથી. જર્મનીના પાટનગરમાં સર્વથી શ્રેષ્ઠ લતામાં એ બૅંકનું મકાન છે; તાજા લીલા છોડના બારી પરના શણગાર, વેપારના મકાન જેવા સ્થળમાં સુગંધ ફેલાવતાં કાપેલાં પુષ્પની સુવાસ, બારીના બરફ જેવા શ્વેત સ્વચ્છ પડદા, આ સર્વ ચિહ્નોપરથી તેની વ્યવસ્થા સ્ત્રીઓને હસ્તક છે એ વાત તરત જણાઈ આવે છે. સ્ત્રીજાતિનું આ એક નવીન સાહસ છે, અને નવીનતા તરફ હમેશ તિરસ્કારવૃત્તિથી જોવાય છે. પરંતુ નિઃસંશય "દેશની નાણાં સંબંધી સ્થિતિ જે સુધારે છે તેના ગમે એટલા ઉજળા હાથ છતાં તે ત્રાંબા નાણાનો સ્પર્શ કરે તોપણ ક્ષામ્ય છે."

ઇંગ્લાંડમાં યુવાન વર્ગમાં કરકસરનો બોધ આપવા માટે કોઇ પણ વ્યવસ્થિત પ્રયાસની અગત્ય સર્વત્ર સ્વીકારાઇ છે. આ હેતુથી

શાળાની બેંક તથા બાલબાળાઓની કલબ સ્થાપવામાં આવી છે. તેને આશ્રય આપનાર યુવાન વર્ગ ઘણા ઉત્સાહથી તેનો સત્કાર કરે છે.

કેટલાંક મંડળો એવાં છે કે તેના મેમ્બરોને માંદગી વખતે કે ઉદ્યોગ ન મળે તેવે પ્રસંગે તેઓ મદદ કરે છે, અને મૃત્યુને પ્રસંગે ક્રિયાનું સર્વ ખર્ચ આપે છે. મજુરીના દર વધારવા માટે તેમ જ ઉદ્યોગની સ્થિતિ સુધારવા માટે સ્થપાએલાં કેટલાંક સુવ્યવસ્થિત વેપારી મહાજન–કામદારોના હક જાળવી રાખવા માટે કરેલા એક્કા– આ પ્રકારના હક પોતાના મંડળવાળાને આપે છે અને આફ્ત વખત સહાય કરનાર મંડળી તરીકે પણ કામ કરે છે. એકંદર રીતે ઇંગ્લિાંડમાં મહેનત કરનાર સ્ત્રીઓમાંથી પ્રમાણમાં ઘણી થોડી માત્ર સ્ત્રીઓ ચલાવતી હોય તેવી મંડળીઓમાં દાખલ થએલી હોય છે. બર્મિંગહેમમાં કેટલીક સભાઓ સ્થાપવામાં આવી છે, તે આવાં મંડળોના આદર્શરૂપ છે.* કારકુનોનું કામ કરતી સ્ત્રીઓને માટે બર્મિંગહેમ અને આસપાસના જીલ્લાની સ્ત્રીકારકુનો મંડળ સ્થાપવામાં આવ્યું છે. ઈ. સ. ૧૯૦૮ માં તેના મેમ્બરોની સંખ્યા ૧૯૦ હતી અને ત્યાર પછી તેમાં વધારો થયો હશે. આ સભાસદોને નીચે પ્રમાણે લાભ આપવામાં આવે છે. ઉદ્યોગને માટે નામની નોંધણી, માંદગી વખતે મફત દાક્તરી મદદ, અને જોઈતા પૈસા, ઉદ્યમ ન મળતો હોય તેમને અઠવાડિક પગાર, વૃદ્ધ અને કામ ન કરી શકે તેવાંને વર્ષાસન, અને મરણક્રિયાનું ખર્ચ. વહેંચવાની રકમ લવાજમના પ્રમાણમાં ચઢતી ઉતરતી રાખવામાં આવે છે. આ સભાની વ્યવસ્થા સ્ત્રીકારકુનોની એક કમિટી કરે છે, અને તે સભાસદોની માંદગી વખતે અથવા તેમને રોજી ન મળતી હોય ત્યારે બહુ ઉપયોગમાં આવે છે.

ઘણુંખરાં મંડળોમાં અઠવાડિક લવાજમ ભરવું પડે છે. સભાસદોને કાયદાની સલાહ મફત આપવામાં આવે છે; તેમ જ તેમને નિયમ કરતાં વધારે કલાક કામ કરવાનું આવે, ઓછો પગાર મળે, અને દંડ વગેરેને લીધે ઘણો પગાર કપાય ત્યારે અન્યાય થતો

* 'વીમેન્સ વર્ક્સ એન્ડ વેજીસ' એ નામનું કેડબરીનું પુસ્તક પૃ. .

અટકાવવામાં મંડળ વચ્ચે પડે છે. આવે પ્રસંગે કોઈ પણ કામ કરનાર સ્ત્રી એકલી હોય તેના કરતાં આવા મંડળોનું વજન વધારે પડે છે. બે વર્ષ સુધી મેમ્બર રહી હોય તથા દરમીયાન માંદગીના ફંડનો કે નિરૂદ્યમીના ફંડનો લાભ લીધો ન હોય, અને એટલામાં તેનું લગ્ન થાય તો ભરેલા પૈસામાંથી ૫૦ ટકા લગ્નની ભેટ તરીકે કેટલીક મંડળીઓમાંથી તેને આપવામાં આવે છે. દુકાનોમાં કામ કરતી સ્ત્રીઓને આવાં મંડળોનો લાભ લેવાની ખાસ ભલામણ ત્યાં કરવામાં આવે છે. મિસીસ પેટર્સન બ્રાઉન નામની છાપખાનાનું કામ કરનાર એક સ્ત્રીએ ઈ. સ. ૧૮૭૪ માં 'સ્ત્રીઓનાં ટ્રેડ યુનીઅનની સમિતિ' સ્થાપી હતી. બૈરાં કામદારો 'ટ્રેડ યુનીઅન' (ધંધાનાં મહાજન)માં ભાગ લેતાં થાય તે માટે આ સમિતિ ઘણો પ્રયાસ કરે છે; અને યુનાઇટેડ કીંગડમમાં હાલ 'ટ્રેડ યુનીઅનો'માં સ્ત્રી મેમ્બરોની સંખ્યા ૨,૦૦,૦૦૦ છે. તેમાંની ઘણીખરી કાપડ વણવાના ઉદ્યોગમાં જોડાએલી છે.

આ ઉપરાંત માંદાં મનુષ્યને માટે કલબો, પરસ્પર સહાયક મિત્રમંડળો, કપડાં પૂરાં પાડનાર કલબો, સ્લેટ કલબો, બૂટ કલબ, ઇત્યાદિ સભાસદોના હિતને માટે અનેક સહાયકારી મંડળો છે. માંદગી માટેની કલબો મંદવાડ વખતે અમુક અઠવાડિક રકમ આપે છે. તેની વધેલી સીલક ઘણુંખરૂં દર વર્ષે નાતાલમાં બક્ષિસ તરીકે બધા મેમ્બરોને સરખે ભાગે વહેંચી આપવામાં આવે છે. દર વર્ષે આવી સભાઓ ફરી ચાલુ કરવામાં આવે છે. લાંબી માંદગીના પ્રસંગ માટે અથવા વૃદ્ધ વયને લીધે ભીડ પડે તેને માટે કાંઈ બંદોબસ્ત કરવામાં આવતો નથી એટલી એ સભાઓની ખામી છે.

ઇંગ્લાંડમાં મહેનતુ વર્ગના પુરુષોના લાભને માટે મિત્રમંડળો છે. સ્ત્રીઓ પણ તેમાંનાં મુખ્યમાં દાખલ થઇ શકે છે, અને તેમને સર્વ હક મળે છે. યુનાઇટેડ કીંગડમની મહેનતુ સ્ત્રીઓમાં આ પ્રયોગનો બહોળો ફેલાવો થવા માંડ્યો છે. ઑસ્ટ્રેલીઆ, ટેસમેનીઆ, કેનેડા, વેસ્ટઇન્ડીઝ (બારબેડોઝ અને સેંટ લ્યુશીઆ), ન્યુઝીલેન્ડ એ સર્વ દેશના એવાં મંડળોના રીપોર્ટ ઉપરથી જણાય છે કે તે દેશોમાં મિત્રમંડળોના

લાભ સ્ત્રીઓ ઘણે ભાગે લેતી થઈ છે. ઑસ્ટ્રેલીઆના વિક્ટોરીઆ વિભાગના ઇ. સ.૧૯૦૮ના એ સંબંધના રીપોર્ટમાં જણાવ્યું છે કે "સરકારમાં નોંધાએલી માત્ર સ્ત્રીઓનાં મિત્રમંડળની સંખ્યા ૧૧ છે, અને તેની ૧૫૪ શાખાઓ છે." એવી મંડળીઓમાં માંદગી અને મરણક્રિયાના ફંડને સંબંધે, માંદાં માણસના પગારમાં ૨૮૧૨ પાઉન્ડ, અને મરણક્રિયામાં ૨૦૦ પાઉન્ડ ખર્ચાયા હતા. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઘણી સ્ત્રીઓને આ મંડળોથી લાભ થયો છે. આ ફંડોમાં ખર્ચ બાદ કરતાં ૩૧૦૯ પાઉન્ડનો વધારો થયો હતો. ૬૪૪૬ પાઉન્ડની રકમ દાક્તરી ફંડમાં મદદ માટે કાઢી હતી, અને વર્ષ આખરે દાક્તરી અને વ્યવસ્થાપક ફંડમાં ૨૨૦૯ પાઉન્ડની થાપણ સીલકમાં રહી હતી. અધિકારીઓ તરફથી મળેલા આ આંકડા ઉપરથી જણાય છે કે સ્ત્રીઓના ઉપયોગને માટે સ્થાયેલાં મિત્રમંડળો સારી રીતે નભી શકે છે.

ઇંગ્લાંડમાં પુરુષોની શાખાઓમાં સ્ત્રીમેમ્બરો હોય છે, તેમને સારૂ હીલાયદાં મકાનો હોય છે, અને તેઓ જુદી સભાઓ બોલાવે છે. આમાંનાં ઘણાં મંડળો મહત્વાકાંક્ષી પાયા પર અને ભિન્ન ભિન્ન હેતુથી સ્થાપેલાં છે. સભાસદોને, તેમના ધણી, સ્ત્રીઓ, છોકરાં, માતા, પિતા, ભાઇ, બહેનો, ભાણેજ ભત્રિજા, માબાપ વગરનાં સગીર, સર્વેને, માંદગી વખતે, અથવા શારીરિક કે માનસિક અસહાય અવસ્થામાં, વૃદ્ધાવસ્થામાં, વૈધવ્ય સ્થિતિમાં સહાયતા આપવી, અથવા માબાપ વગરનાં સભાસદોનાં છોકરાંને સગીર અવસ્થામાં મદદ કરવી અથવા પોષણ કરવું, એવા તેના હેતુ હોય છે. વળી તેવાં મંડળ કોઈ પણ સભાસદના મૃત્યુ વખતે તેના વીમાના પૈસા આપે છે તેમ જ તેઓ સભાસદના ધણી, સ્ત્રી અને બાળકોના મરણ પ્રસંગે અથવા મૃત સભાસદની વિધવાના મૃત્યુ વખતે મરણક્રિયાનું ખર્ચ આપે છે. મેમ્બરોને કામ મળતું બંધ થયું હોય, અથવા તેઓ નોકરી શોધતાં હોય, તે વખતે પૈસાની મદદ તેઓ કરે છે, અને ખાસ કારણો માટે તેમને પૈસા ધીરે છે. વહાણ ભાંગે, હોડીઓ કે માછી લોકોની જાળો ગુમ થાય, કે તેમને કાંઈ નુકસાન થાય, કારીગરોનાં ઓજાર

આગથી બળી જાય, ઢોરને કાંઈ રોગ લાગુ પડે, કે મરી જાય, તે સર્વનો આ મંડળીએ વીમો ઉતારે છે. તેઓ વર્ષાસન આપે છે, અને વળી અમુક ઉમરે પાછા પૈસા આપવા એવી શરતે સામટી રકમ લઇને વીમો ઉતારે છે.

યુનાઇટેડ કીંગડમમાંના સરકારમાં નોંધાએલાં ( રજીસ્ટર કરાવેલાં ) મિત્રમંડળો માટે સ્વર્ગવાસી નામદાર શહેનશાહ એડવર્ડે ઘણી પસંદગી બતાવી હતી. લોકોને કરકસર કરવામાં અને આપત્તિ વખતે એક બીજાને સાહાય્ય કરવા માટે ઉત્તેજન આપવાનો બનતો પ્રયાસ એ નામદાર કરતા. ઈ. સ. ૧૯૦૬ માં તેમણે અને રાણી અલેકઝાન્ડ્રાએ જાતે હાજર રહીને ' હાર્ટસ ઑફ્ ઓક, એનીફીટ સોસાઇટી' નામની સંસ્થાનું મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા કરી હતી. નામદાર શહેનશાહ જ્યોર્જ પણ આવી સર્વ પ્રૉવીડન્ટ સોસાઈટીના હિતચિંતક છે. સ્વર્ગસ્થ નામદાર શહેનશાહ એડવર્ડના શોકજનક એકાએક થયેલા મૃત્યુને વખતે 'ઇન્ડીપેન્ડન્ટ ઓરડર ઓફ્ ઑલ્ડ ફેલોઝ, નામના ઈંગ્લાંડના એવા એક મોટામાં મોટા મંડળને સો વર્ષનો મહોત્સવ ઉઝવવાનો હતો. તે નિમિત્તના ખાણાનું અધ્યક્ષસ્થાન લેવાનું નામદાર શહેનશાહ જ્યોર્જે સ્વીકાર્યું હતું. પરંતુ આ અકસ્માત આવી પડેલી આફતને લીધે તેમની ઇચ્છા પાર પડી નહીં.

આમાંની કેટલીક કલબો ' ડીપોઝીટ ' મિત્રમંડળના નામથી ઓળખાય છે, અને તે માંદગી વખતની મદદ ઉપરાંત ' સેવીંગ બૅંક ' નું કામ કરે છે. દરેક મેમ્બરનું ' ડીપોઝીટ ' એટલે નાણાં જમે મુકવાનું ' ખાતું હોય છે. તેમાંની અમુક રકમ મંદવાડ વખતે જરૂર પડે તો તેને મદદ માટે આપવામાં આવે છે. જો તેને મંડળના ફંડમાંથી લેવાનો ખપ ન પડે તો તેના પૈસા અનામત રહે છે. કદાપિ તેનો મંદવાડ લાંબો પહોંચે તો બચાવેલા બધા પૈસા સહેજમાં વપરાઇ જાય છે અને ત્યાર પછી મંડળ તરફથી તેને કાંઇ પૈસા મળી શકતા નથી.

જીંદગી, માંદગી, મરણક્રિયા ઇત્યાદિના વીમાનાં બીજાં મિત્રમંડળો છે, તે ઘેરે ઘેરથી પૈસા ઉઘરાવીને ફંડ એકઠાં કરે છે, અને

ઉઘરાણી કરનાર ઘણા જ ગરીબ લોકોમાં ફરીને દર અઠવાડીએ નાની સરખી રકમ એકઠી કરે છે. આ મંડળીથી લાભ એ છે કે, સામાન્ય રીતે જે લોકો કદી વીમો ઉતરાવે નહીં, તેવા લોકોને તેવી તક મળી શકે છે. તેની ખામી એ છે કે, છેક ગરીબ લોકોમાંથી પૈસા ઉઘરાવવાના હોવાથી ઘણીવાર તેઓ ભરતા બંધ પડે છે, તેથી વીમો (પૉલીસી) રદ થઇ જાય છે; તથા જે નાણાં થોડાં બચાવીને ભરાઈ ચૂક્યાં હોય તેટલાંનો કાંઇ પણ લાભ મળી શકતો નથી. મેમ્બરોને નુકસાન થતું અટકાવવા ખાતર નિયમો ઘડી કાઢવામાં આવ્યા છે, તેમાંના મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

૧. જુજ કિંમત આપ્યાથી દરેક સભાસદને નિયમની નકલ અને સહી કરેલું વીમાનું કરારનામું (પૉલિસી) આપવામાં આવે છે.
૨. ચૌદ દિવસ પહેલાં લિખીત ખબર (નોટીસ) આપી હોય તો જ કાયદાપૂર્વક વીમો રદ થઈ શકે.
૩. નાણાં ઉઘરાવનાર મંડળનો વ્યવસ્થાપક થઇ શકે નહીં, તેમ જ મત આપવાનો અધિકાર તેને મળે નહીં; તેમ જ મંડળની કોઇ પણ સભામાં તે ભાગ લઇ શકે નહીં.
૪. દર વર્ષે મંડળની સામાન્ય સભા મળવી જોઇએ, અને દરેક સભાસદને છાપેલી ખબર (નોટીસ) મોકલવી જોઇએ.
૫. સભા મળવાની હોય તેની પૂર્વે સાત દિવસ પહેલાં સભાનું સરવૈયું તપાસવાની સર્વેને છૂટ આપવામાં આવે છે. અને તેમાં સભાના અધિકારી સિવાયના બહારના કોઇ હીસાબ જાણનાર જાહેર પુરુષની સાખ થવી જોઇએ.
૬. ન્યાય્યાધિકારીઓ પાસે અથવા ગામની કચેરીઓમાં તકરારનો નિવેડો કરાવવો જોઇએ.

આવી રીતે ઉઘરાણું કરીને ચાલતી સભાઓના અધિકારીઓ ઘણીખરી વેળા ગરીબ લોકોના લાભને અર્થે આ સભાઓ છે એમ ધારવાને બદલે એ સભાઓને માત્ર તેમને પોતાને કમાણી કરવાનું સાધન ગણે છે, એ દીલગીરીની વાત છે. અને તેનું પરિણામ એ

થાય છે કે વ્યવસ્થાનું ખર્ચ ઘણીવાર બેસુમાર થઇ જાય છે. આપણા દેશની સન્નારીઓ પોતાના લાભની ખાતર નહીં, પણ પ્રમાણિકપણે ગરીબ લોકોમાં અગમચેતી અને કરકસરના ગુણને ઉત્તેજન આપવા ખાતર આવી યોજનામાં પોતાના દ્રવ્યનો વ્યય કરે તો ખરે જ ઘણા પુણ્યનું કામ કર્યું કહેવાય. આપણા દેશની સ્ત્રીઓને સ્ત્રીજાતિના લાભને ખાતર આવું સાહસ ઉપાડવાને કાંઇ બાધ હોય એમ ભાસતું નથી.

આવી સભાઓ મેમ્બરોને પોતાનાં બાળક, માબાપ કે કોઇ નિશ્ચિત કરેલાં સગાંની મરણક્રિયાના ખરચનો વીમો ઉતરાવવાની પરવાનગી આપે છે. આવી સભાઓમાં સામાન્ય રીતે સભાસદ સિવાય કોઇ પણ શખ્સની જીંદગીનો વીમો ઉતારાવી શકાતો નથી. સભાસદના મૃત્યુ પછી કોઇની મરણક્રિયાના ખરચનો વીમો રદ જાય છે. તેમાં અપવાદ એટલો જ કોઇવાર કરવામાં આવે છે કે જે શખ્સની મરણક્રિયાના ખરચનો વીમો ઉતરાવ્યો હોય તેને સમિતિએ ખાસ હક આપ્યો હોય, અથવા મરણ પામેલા સભાસદને બદલે બીજાને વીમો ચાલુ રાખવાનો, અને સભાસદ થવાનો હક્ક આપ્યો હોય તો વીમો રદ જતો નથી.

ઇ. સ. ૧૯૦૯ ના મકાન બાંધવાના, શહેર વસાવવાની રચનાના ઇત્યાદિ કાયદાની રૂઇએ ઇંગ્લાંડમાં મહેનતુ વર્ગને માટે મકાન બાંધવાને, તથા તેમાં સુધારો વધારો કરવાના ઇરાદાથી 'કોઓપરેટીવ' (પરસ્પર સહાયક) યોજનાને ધોરણે મંડળો થઈ શકે છે. આ કાયદાની ૭૨ મી કલમને અનુસાર આવાં મંડળોને પૈસા ધીરી સહાયતા કરવાનો તેમ જ ધીરેલા પૈસાના જામીન થવાનો અખતિયાર કાઉન્ટી કાઉન્સીલને છે. કેવી શરતે, અને શેની સલામતીપર જામીન આપવા તે કાઉન્સીલની મુનસફી પર સોંપવામાં આવ્યું છે. રહેઠાણની બાબતમાં કોઆપરેટીવ યોજના ઘણી ફત્તેહમંદ રીતે ચાલે છે. કેટલાંક કોઓપરેટીવ મંડળો મકાન બાંધવાને માટે સભાસદોને પૈસા ધીરે છે. કેટલાંક મંડળો મકાનો બાંધે છે અને સભાસદોને ભાડે અથવા વેચાણ આપે છે.

આપણા દેશમાં લોકોને રહેવાનાં મકાનોમાં સુધારો કરવાને ચોક્કસ પદ્ધતિસર યોજના કરવાની ઘણી અગત્ય છે. ઇંગ્લાંડના લોકોને કોઓપરેટીવ યોજનાથી લાભ થયો છે, તે જ પ્રમાણે આપણા લોકો એ પદ્ધતિથી કામ કરે તો લાભ થાય. મુંબાઇની સેનીટરી એસોસીએશનની વાર્ષિક સામાન્ય સભામાં શહેરનાં રહેઠાણ વગેરેની રચનાના વિષયપર વિવેચન કરતાં વડોદરાના મહારાજા સાહેબે આપણી સમક્ષ આવેલો પ્રસ્તુત પ્રશ્ન નીચે પ્રમાણે દર્શાવ્યો હતો:—"શહેરમાં તેમ જ ગામડાંઓમાં હવાનો પ્રવેશ થઇ શકે નહીં એવી સાંકડી અને વાંકીચુંકી ગલીમાં આવેલાં, ખોટી બાંધણીને લીધે સૂર્યનો પ્રકાશ પણ જેમાં આવી શકે નહીં એવાં ભીંડાભીંડમાં અસ્તવ્યસ્ત રીતે આવેલાં, મનુષ્યોને રહેવાનાં સંખ્યાબંધ મકાનો આપણે સુધારવાનાં છે. આવાં સ્થળો રોગના ઉપદ્રવ માટે અનુકૂળ થાય એ સ્વાભાવિક છે. આવી આરોગ્ય અવરોધક વર્તમાન સ્થિતિ સુધારવા માટે ધીમે ધીમે થોડાં મકાનો પડાવી નાંખવાની, અને રસ્તા પહોળા કરવાની પદ્ધતિ આપણે ગ્રહણ કરવી જોઇએ. શહેરમાં તેમ જ ગામડાંઓમાં આગળ જતાં રસ્તા સીધા, પહોળા અને ખુલ્લા થાય એવી, શહેરનાં મકાનોની યોજનાની વ્યવસ્થિત પદ્ધતિ માટે મકાન સંબંધી સ્થાનિક કાયદા કરવા જોઇએ...કાર્યસાધકતાવાળા શરીર સુખાકારીને લગતા ખાતા (હૅલ્થ ડિપાર્ટમેન્ટ) ના મજબુત ટેકાથી ચાલતા 'ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ' ને લીધે શહેરના દેખાવ, અને આરોગ્યમાં ધીમે ધીમે કેટલો સુધારો થઇ શકે તેનું મુંબાઇ શહેરમાં તમને પ્રત્યક્ષ પ્રમાણ છે. ગરીબ લોકોને માટે જે ચાલો બંધાઇ છે, તેની કદર તેઓ પિછાણે છે; અને સ્વચ્છ મકાનોમાં રહેવાથી લાભ થાય છે એ વાત તેઓ સમજે છે. મારી રાજધાની વડોદરા શહેરમાં હમણાં જ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટનો આરંભ કર્યો છે. તેથી શહેરને તેમ જ લોકોને ઘણો ફાયદો થશે એવી હું આશા રાખું છું. આરોગ્યરક્ષક યોજનાવાળી ચાલો ગરીબ લોકોને રહેવા માટે પૂરી પાડવામાં આવશે. મકાનોના ગીચ સમુદાયમાં પણ હવા અને અજવાળું આવી શકે એવી સાવચેતી લેવામાં આવશે. વડોદરા તળમાં તો થોડીક શરૂઆત થઇ ગઇ છે. રસ્તા પહોળા

કરવામાં આવ્યા છે, અને પોળોમાં પણ વધારે અજવાળું અને હવા આવી શકે માટે તે ખુલ્લી કરવામાં આવી છે. કરવાનું હજી ઘણું અધૂરૂં છે; પરન્તુ દઢ સુધારો કરવો એવી મારી ઉમેદ છે. અને તે સર્વ ઉપરાંત લોકો અને મ્યુનિસિપાલિટી તરફથી કહાપણ ભરેલી સહાયતા મળવાની મને સંપૂર્ણ આશા છે.* "

ઈંગ્લાંડની દરેક કોઓપરેટીવ સોસાઈટી (પરસ્પર સહાયક સભા) અને ખેડુતોની ક્રેડિટ સોસાઇટીઓ ( નાણાં ધીરનારી મંડળીઓ ) મિત્રમંડળના નિયમાનુસાર નોંધાઇ રજીસ્ટર થએલી છે. કેટલીક મદ્યનિષેધક સભાઓ સભાસદોને ઘણા લાભ આપે છે અને કેટલાંક યુવકોનાં ઉછરતાં મંડળો માંદગી અને બીજી કાંઇ આપત્તિના પ્રસંગના વીમા ઉતરાવવાની અગમચેતી વાપરે છે.

ઈંગ્લાંડની મહેનતુ વર્ગની પ્રજા દૈવકોપ અથવા વૃદ્ધાવસ્થાનાં સંકટમાંથી મુક્ત રહેવા માટે કેવી દીર્ઘ દૃષ્ટિ વાપરે છે તેના પ્રમાણ તરીકે મિત્રમંડળ નોંધનાર મુખ્ય અધિકારી ( ચીફ રજીસ્ટ્રાર ) ના ઇ. સ. ૧૯૦૯ ની સાલના ડીસેંબરની ૩૧ મી તારીખે પૂર્ણ થતા વર્ષના રીપોર્ટમાં ઇનમાઉના મિત્રમંડળના તે સાલના વાર્ષિક આંકડા

મેમ્બરોએ પૈસા ભર્યા હોય તે પ્રમાણે ચઢતા ઉતરતા પ્રમાણમાં તેમને પેન્શન મળ્યું હતું.

"સભાના નિયમ પ્રમાણે મેમ્બરોને નીચે પ્રમાણે લાભ આપવામાં આવે છેઃ—માંદગી વખતે બાવન અઠવાડીઆંનો આખો પગાર અને ત્યાર પછી જ્યાં સુધી મંદવાડ પહોંચે ત્યાં સુધી અર્ધો પગાર. ૬૫ વર્ષની વય થાય એટલે પૈસા ભરવાના નથી હોતા, અને ત્યાર પછીથી જીંદગી સુધી માંદગી વખતના અર્ધા પગાર જેટલું પેન્શન આપવામાં આવે છે."

આ મંડળ ઇ. સ. ૧૮૩૨ માં ૧૭૪ પાઉન્ડની થાપણથી શરૂ કરવામાં આવ્યું હતું. હાલ તેની એકઠી થએલી થાપણ ૩૯,૫૫૪ પાઉન્ડ છે. એ જ બતાવી આપે છે કે મહેનતુ વર્ગના છેક નિર્ધન વર્ગમાંના જ મેમ્બરો હોય છે તે છતાં સારા વ્યવસ્થાપક હોય તો પરિણામ ઘણું સંતોષકારક આવી શકે. પ્રસ્તુત મંડળમાં વ્યવસ્થાપક 'ઑનરરી' (વગર પગારે કામ કરનાર) છે. તેઓ ઘણી જ કુશળતાથી પોતાનું કર્તવ્ય કરે છે. આ આંકડા આપવાનું એટલા માટે યોગ્ય ધાર્યું છે કે એ ઉપરથી સિદ્ધ કરી શકાય છે કે આપણા દેશના છેક ગરીબ મજુરો પણ પોતાની જુજ કમાણીમાંથી પોતાને લાભ થાય તેવી રીતે થોડુંક બચાવી શકે. ઉપર જે મજુરીના આંકડા આપ્યા છે તે ઈંગ્લાંડમાં હલકામાં હલકો દર છે. આ પદ્ધતિ પ્રમાણે ચાલતાં બીજા કેટલાંક મંડળો છે તેના ખાતામાં જમા ખાતાની બાજુ ઘણી મોટી હોય છે. ઉપર બતાવ્યું તે પ્રમાણે છેક ટૂંકી આવકના મજુરો માંદગી અને વૃદ્ધાવસ્થા માટે મિત્રમંડળોથી લાભ મેળવી શકે છે તો બેશક આપણા દેશની સ્ત્રીઓને એ વિષય કાંઈક લક્ષ આપવા યોગ્ય છે.

ઇંગ્લાંડમાં 'પ્રૉવીડન્ટ' દવાખાનાંની સંસ્થા હોવાને લીધે ગરીબ લોકોને માંદગી વખતે દાક્તરી મદદની ખોટ પડતી નથી. દર અઠવાડીએ ઘણી જ જુજ રકમ ભરવાના બદલામાં મંદવાડ પ્રસંગે દવા અને દાક્તરી મદદ મફત મળી શકે છે. દવાખાનાના દાનાધ્યક્ષ,

(આલ્મનર્સ) જેમના સાર્વજનિક હૉસ્પીટલ સંબંધી કામનું વર્ણન આ પુસ્તકમાં અન્ય સ્થળે આપવામાં આવ્યું છે, તેઓ દર્દીઓને આ અગમચેતી વાપરવાની શીખામણ આપી બનતો પ્રયાસ કરે છે. તેજ પ્રમાણે મહોલ્લાની મુલાકાતે આવનાર, આરોગ્ય સંબંધે તપાસ કરનાર સેનીટરી ઇન્સ્પેકટરો, અને કામને સંબંધે ગરીબ લોકોના સમાગમમાં આવતી બીજી સર્વ સ્ત્રીઓ પણ આ કામ કરે છે.

ઇંગ્લીશ પુઅર લૉ કમિશનના ઈ. સ. ૧૯૦૯ ના રીપોર્ટમાં આ પ્રૉવીડન્ટ દવાખાના ઉપર ખાસ ચર્ચા કરવામાં આવી છે, અને તેમાં ભલામણ કરી છે કે સ્થાનિક મૅડિકલ ઍસિસ્ટન્ટોની કમિટીઓએ તેમની યોજનામાં મદદ કરવી, તથા મજુર વર્ગમાંથી જેની આવક અમુક ધોરણ કરતાં ઓછી હોય તેમને પૈસા ભરવાની શીખામણ આપવી; આ ઉપરાંત સહાયક કમિટીએ વૃદ્ધ મનુષ્યોને, તથા ન્હાનાં બાળકવાળી વિધવાઓને એમાં ભરવાના પૈસા પૂરા પાડવા.

કેટલાક વખતથી સ્ત્રીઓનાં પેન્શનના પ્રશ્નપર લક્ષ દોરાયું છે. ઇંગ્લાંડમાં સીત્તેર વર્ષ કે તેથી વધારે વયની સ્ત્રી કે પુરુષ જેની વાર્ષિક આવક ૩૧ પાઉંડ ૧૦ શિલીંગથી વધારે ન થતી હોય તેમને અઠવાડીઆના ૫ શિલીંગ સુધીનું પેન્શન સરકાર તરફથી અપાય છે. પરંતુ સીત્તેર વર્ષ પહેલાં જેઓ માંદગીને લીધે કાર્ય કરવાને અશકત થાય, તેમને માટે કાંઈ પણ બંદોબસ્ત કરવામાં આવ્યો નથી. 'રૉયલ નૅશનલ પૅન્શન ફન્ડ ફૉર નર્સીસ' આ નામની સંસ્થાએ નર્સો માટે કાંઇક ગોઠવણ કરી છે. તેની થાપણ ૧૨,૫૦,૦૦૦ પાઉંડથી વધારે છે. અને તેનો ઉદ્દેશ એ જ છે, કે ઘણે જ થોડે ખર્ચે નર્સોને વૃદ્ધાવસ્થામાં કાંઈ પણ આપદા પડે નહીં અને માંદગી વખતે થોડીક આવક ચાલુ રહે તેવો વીમો ઉતારવો. તેમની મિલકત સહિસલામત રીતે વ્યાજે મુકી શકે માટે આ સંસ્થા સેવીંગ્સ બૅંકનું કામ પણ કરે છે.

અલબત્ત, બીજી સાધારણ વીમા કંપનીઓ છે, જેમાં દર વર્ષે અમુક રકમ ભરી હોય તો પંદર કે વીસ વર્ષ પછી તેમને સાધારણ રીતે વ્યાજે પૈસા મૂકયા હોય તેના કરતાં ઘણી વધારે રકમ

પાછી મળે; અથવા અમુક ઉમરે કાંઈ વર્ષાસન મળે. આવી કંપ-નીઓમાં પૈસા ભરવાની સ્ત્રીઓને મુશ્કેલી એ નડે છે કે તેમાં ઘણી મોટી રકમ ભરવાની હોય છે. થોડી ઘણીએ મિલકત હોય તેઓ આ પ્રમાણે વીમો ઉતરાવવાના પૈસા દર વર્ષે ભરી શકે. તેથી બીજાંને માટે અન્ય યોજના આવશ્યક છે. સ્ત્રી અને પુરુષ બન્નેને નાની વયમાં તેમ જ આધેડ વયમાં માંદગી વખતે અગવડ ન પડે તે માટે જર્મનીમાં આ સંબંધી જે વ્યવસ્થા ચાલે છે, તેનું અવલોકન આપણા દેશની સ્ત્રીઓએ કર્યું હોય તો નિષ્ફળ નહીં જાય. એવી ગણતરી કાઢવામાં આવી છે કે જર્મનીમાં એક વૃદ્ધ માણસને પેન્શન મળે ત્યારે અગીઆર અશક્ત મનુષ્યોને પેન્શન મળે છે. એ વાત સિદ્ધ કરી આપે છે કે મહેનતુ વર્ગમાં આવી તજવીજની અગત્ય ઘણી છે. હાલમાં જર્મનીમાં એવી પદ્ધતિ છે કે નિયમસર ઉદ્યોગ કરનાર માણસની વાર્ષિક આવક ૧૦૦ પાઉન્ડ કરતાં ઓછી હોય તો તેણે સાર્વજનિક વીમા કંપનીના ફંડમાં એક ન્હાની રકમ દર અઠવાડીએ ભરવી જ જોઇએ. આવકના પ્રમાણમાં લવાજમની રકમ દર અઠવાડીએ ૢ પેન્સ ( એક પેન્સ=લગભગ એક આનો ) અને બે પેન્સ અને એક ફાર્ધિંગ જેટલી ઓછી વધતી રાખવામાં આવી છે. તેમના શેઠને પણ તેટલી રકમ ભરવી પડે છે, રાજ્ય તરફથી પણ તેટલી જ રકમ ભરાય છે; એથી પરિણામ એ થાય છે કે માંદગીના કારણસર અથવા કામ કરવાને જે અશકત થાય તેથી સરાસરી ૮ પાઉન્ડ ૧૨ શિલીંગનું વાર્ષિક પેન્શન મળે છે. આ યોજનામાં કેટલીક દેખીતી ખામીઓ છે. લંડનની ઈકૉનોમીકસ અને પોલીટીકલ સાયન્સ ( અર્થશાસ્ત્ર તથા રાજનીતિશાસ્ત્ર ) ની શાળાના ડિરેક્ટર મિ. પેમ્બર રીવ્ઝના મત પ્રમાણે એ પેન્શન બહુ ઓછાં છે; તેમજ વિધવાઓ અને માબાપ વગરનાં છોકરાંઓને તેનો લાભ મળી શકતો નથી. પરણેલી સ્ત્રી એ ફંડમાં નાણાં ભરી શકતી નથી, અને કુંવારી સ્ત્રી જો પાછળથી પરણે તો તેના પૈસા તેને પાછા આપી દેવામાં આવે છે, અને તેને પોતાનો સર્વ હક છોડી દેવો પડે છે. તેમની સલાહ એવી છે કે પેન્શન આપવા માટે

આવકનું ધોરણ વધારવું જોઇએ; એટલે જેની સરાસરી વાર્ષિક આવક ૧૬૦ પાઉન્ડ કરતાં ઓછી હોય તેને હક મળે એમ થવું જોઇએ. અને પેન્શનની રકમ વધારે આપવી એવી પણ સૂચના તેમણે કરી હતી. જો વિધવાઓ અને નિરાશ્રિત બાળકો લાભ લઈ શકે એવી આ પ્રકારની કાંઈ પણ યોજના કરવામાં આવે તો કવખતની માંદગીને લીધે, અને અનિવાર્ય અશક્તિને લીધે સ્ત્રીઓને જે અનેક સંકટ વેઠવાં પડે છે તેનું નિવારણ થઈ શકે. શેઠનું કામ કરતી વખત કોઈને પણ કાંઈ અકસ્માત થાય તો 'વર્કમેન્સ કૉમ્પેન્સેશન ઍકટ' (કામ કરનારને બદલો આપનાર કાયદા) પ્રમાણે ઘણે ભાગે કામ કરનાર નુકસાનમાંથી ઉગરી શકે છે. પરંતુ ઉદ્યોગ કરનારી સ્ત્રીઓ કવખતે રોગમાં સપડાઈ જાય છે તેવાંનો એ કાયદામાં સમાવેશ કાંઇ થઇ શકતો નથી. ડૅન્માર્કના એલચીએ આપેલા ઇ. સ. ૧૯૦૬–૭ ના રીપોર્ટની હકીકત પરથી તે દેશમાં વૃદ્ધાવસ્થાના પેન્શનનું પ્રમાણ કેટલું છે તે માલુમ પડે છે. તેમાં બતાવ્યું છે કે ત્યાંની વસ્તીનાં સાઠ વર્ષ ઉપરની વયનાં મનુષ્યોમાંથી લગભગ ચોથા ભાગને અઠવાડીક પેન્શન મળે છે; અને ખાસ કરીને આ પ્રકારની મદદ સ્વીકારવાને સ્ત્રીઓ વધારે ઉત્સુક હોય છે.

આગળ બતાવ્યું તે પ્રમાણે બ્રિટીશ મિત્રમંડળોએ ઘણા વખતથી વીમાની અગત્ય સ્વીકારી છે; અને એ કાર્યથી પુરુષ અને સ્ત્રીઓ બન્નેને લાભ થયો છે. પરંતુ ઇંગ્લાંડમાં એમ માલુમ પડયું છે કે સ્વેચ્છાથી વીમો ઉતરાવવાની રીત જોઇએ તેટલી હોતી નથી. મહેનતુ વર્ગની વસ્તીનો અર્ધો ભાગ પણ એ માર્ગ ગ્રહણ કરતો નથી. તેમને દીર્ઘદૃષ્ટિ વાપરવાની ફરજ પાડવામાં ન આવતી હોય તો અગવડને પ્રસંગે ઉપયોગમાં આવશે એવી અગમ બુદ્ધિ વાપરીને બચાવ કરવાનો તેઓ પ્રયાસ કરે તેમ નથી. તે જ માટે ઇંગ્લાંડના 'ચાન્સેલર ઑફ ધી એકસ્ચેકર' (પ્રધાન મંડળમાંના કોશાધ્યક્ષ) ફરજીઆત વીમાની યોજના દાખલ કરવાનું ધારે છે. દર અઠવાડીએ અમુક રકમ (વાર્ષિક રકમ ૧૬૦ પાઉન્ડ) કરતાં ઓછી રોજી જે પુરુષ અથવા સ્ત્રીને મળતી હોય તેને માંદગી, અશક્તપણું, વિધવાઓના

નિર્વાહ, નિરાશ્રિત બાલકોનું પોષણ તથા દાક્તરી સારવાર, વગેરે માટે વીમો ઉતરાવવાની ફરજ પાડવી જોઇએ. તેમનો મત એવો છે કે કાંઈ પણ યોજના કેટલેક દરજ્જે ફરજીઆત હોય નહીં ત્યાં સુધી કોઈ પણ દેશમાં તે સફળ થવાનો સંભવ નથી. તેમનું એવું પણ ધારવું છે કે આર્થિક તેમ જ નૈતિક નીતિના પ્રમાણુને અનુસાર જે વર્ગને તેનો ખાસ ઉપયોગ કરવાનો હોય, તેમણે જ એવા ફંડમાં પૈસા ભરવા જોઇએ. કેવળ ધર્માદા યોજનાને લીધે સ્વતંત્રતા નષ્ટ થઈ જાય છે. પરંતુ ઘણા લોકોની સ્થિતિ એવી હોય છે કે વીમાને માટે જોઇએ તેટલી પુરી રકમ ભરી શકવાને તેમની પાસે સાધન હોતાં નથી. અને તે કારણને લીધે રાજ્ય તરફથી તેમ જ કામ કરાવનાર શેઠ તરફથી ફંડમાં થોડી ઘણી મદદ મળવી જોઇએ. મિત્રમંડળો જે સત્કાર્ય કરે છે તેને માટે એમનો અભિપ્રાય એટલો ઉંચો છે કે તે કહે છે કે "દરેક સુઘટિત યોજના આ મંડળોને ઉત્તેજન આપે તેવી હોવી જોઇએ; અને આ મંડળોની મારફત તેમનો સર્વ વ્યવહાર ચલાવવો જોઇએ." વળી ઈંગ્લાંડમાં એવું પણ માનનાર ઘણા મનુષ્યો છે કે સરકારની સહાયતાથી થએલી ફરજીઆત વીમાની પદ્ધતિને લીધે સ્વતંત્રતાની ભાવના નષ્ટ થાય છે; અને કરકસરની ટેવ લોકોને પડવામાં તે વિઘ્નરૂપ થાય છે. દારિદ્રના સમસ્ત પ્રશ્નનો નિવેડો આણવો એ ઘણો કઠણ વિષય છે, અને એ સંબંધે ઘણો જ મતભેદ જણાય છે.

ઈંગ્લાંડમાં ગરીબ વર્ગમાં કરકસરનો પ્રસાર કરવા માટેની સાર્વજનિક સંસ્થાઓનું વર્ણન ઉપર આપવામાં આવ્યું છે, તે ઘણું અપૂર્ણ છે. આ વિષયને કેટલું બધું મહત્ત્વ આપવામાં આવે છે, તેનો કાંઇક ખ્યાલ આપણી સ્ત્રીઓને આવે, અને કરકસર તે મિતાચાર, આનંદ, અને આરોગ્ય એ ત્રણેની સુંદર ભગિની ગણાય છે તેની અગત્યનું તેમને કાંઈક ભાન થાય એટલો જ આ વિવેચનનો ઉદ્દેશ છે. મહાન્ તત્ત્વવેત્તા સિનેકા કહે છે કે જ્યારે આપણી મિલકત પુરી થાય ત્યારે ત્રેવડની શરૂઆત કરીએ તો તો બહુ મોડાં જાગ્રત થયાં ગણાઈએ."

---

# પ્રકરણ ૧૬ મું.

## અતિશય પરિશ્રમનો પ્રતિબંધ.

"નિરંતર એક કાર્ય પૂર્ણ થયું એટલે બીજાની શરૂઆત કરવાની હોય છે. આપણે કદી પણ આપણી પાંખો સમેટતા નથી અને આક્રમણ બંધ પડતું નથી." —ટેનીસન.

ઘણા તત્ત્વચિંતકોની એવી ગણના છે કે આ પૃથ્વીપર મનુષ્ય જાતિના આરંભથી માંડીને હમણાં સુધી સ્ત્રીઓને સાર્વજનિક લાભને માટે નિરંતર શ્રમ કરવાનો હોય છે. સ્ત્રીજાતિના હિતની પુરુષવર્ગ અવગણના કરે છે એ જ કારણને લીધે આવું પરિણામ આવ્યું છે એમ કાંઇ નથી; કારણ કે પુરુષો પુરુષો પાસે પણ હેરાનગતિ વગર જેટલું કામ કઢાવી શકે તેટલું કઢાવે છે; અને અર્વાચીન સમયમાં તો એવાં ઘણાં દૃષ્ટાન્ત જોવામાં આવે છે કે જેમાં સ્ત્રીઓ પોતે એટલું બધું કામ પોતાની ગરીબ ભગિનીઓ પાસે કરાવવાની અપેક્ષા રાખે છે તથા તેના બદલામાં તેમનો પગાર એટલો થોડો હોય છે કે કામ કરનારને મહેનતના બદલામાં મળતી આવકમાં છેક સાધારણ મલાહજાસર રહેવું પણ અશક્ય થઈ પડે છે. આવી સ્થિતિ કાંઈ એક અમુક દેશમાં વિશેષે કરીને છે એમ નથી. ઈંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ, અમેરિકા, હિંદુસ્તાન એ દરેકે દરેક પ્રજામાં અથાગ શ્રમ સંબંધી તેના પોતાના પ્રશ્નનું અને સ્ત્રીઓની અવનતિ કરનાર ખાસ પરિસ્થિતિના પ્રશ્નનું નિરાકરણ કરવાનું છે.

પોતાની પાસે આ પ્રમાણે પરિશ્રમ કરાવવામાં આવે છે, તેમાંથી તેમનો બચાવ થવો જોઇએ, એ વાત હવે સ્ત્રીઓના સમજવામાં કાંઇક આવી છે. ઘણાં કારણોને લીધે અત્યાર સુધી મૌન ધારણ કરવું પડયું હતું. આચાર અને વચનમાં સ્વાતંત્ર્ય ખીલવવા જેટલી કેળવણી તેમને મળતી નહોતી. પ્રમાણુમાં છેક હમણાં સુધી, ગયાં થોડાં વર્ષ ઉપર સુધી કેળવણીના અભાવે તેમને પછાત રહેવું

પડ્યું છે. તેને લીધે તેમની દૃષ્ટિમર્યાદા ઘણી પરિમિત થઇ ગઈ છે, અને ધાંધલ કર્યા વિના ઓછા પગારમાં જ મહા શ્રમ વેઠીને પુરૂં કરીને સંતોષ માની સ્ત્રીઓને બેસી રહેવું પડ્યું છે. આપણા દેશમાં વિવાહિત અવસ્થા એ જ સ્ત્રીનું અંતિમ લક્ષ્યસ્થાન છે, સ્ત્રીઓ સારા પગારની માગણી કરી શકે એવું ઉત્તમ પ્રકારનું કામ આવડે એવી સંપૂર્ણ કેળવણી લેવામાં પ્રતિકૂળતા કરનાર મહત્ત્વનું કારણ યુરોપમાં પણ લગ્ન બને છે. લગ્ન પછી તો માત્ર કુટુંબની આવકમાં ઉમેરો કરવા માટે જ સ્ત્રીઓ મહેનત કરે છે; અને તેથી પગારનો ઓછો દર છતાં પણ સંતોષ માને છે. જો તેને પોતાની જાતિ મહેનત ઉપર જ પોષણનો આધાર હોય તો તેટલા પગારમાં પુરૂં થઈ શકે નહીં. આ સર્વે કારણોને લીધે સ્ત્રીઓના પગારનું સામાન્ય ધોરણ હલકું થાય છે. કાંઈક સારી કમાણી કરનાર સ્ત્રીવર્ગમાં તેમ જ ગરીબ વર્ગમાં પગારના દરનું ધોરણ હલકું રાખવાની રીત પ્રચલિત છે. માત્ર થોડા શિષ્ટ ધંધા સિવાય–દૃષ્ટાન્ત તરીકે દાકતરનો, સંગીતનો, અભિનય-કળાનો–સાધારણ રીતે દરેક ધંધામાં પુરુષ કરતાં સ્ત્રીઓને એક તૃતિયાંશ કે અર્ધોઅર્ધ પગાર મળે છે; તેનું કારણ કાંઇ એવું નથી કે તેઓ પુરુષ સાથે અયોગ્ય સ્પર્ધા કરે છે કે પુરુષ કરતાં તેમનું કામ ઉતરતા પ્રકારનું હોય છે. પરંતુ જેવી રીતે બ્રિટીશ હિંદુસ્તાનમાં વગર પાસ થએલા અધિકારીઓ જો કે સારૂં કામ કરતા હોય તોપણ ઈન્ડીઅન સિવીલ સર્વિસના અધિકારીઓને વધારે પગાર આપવામાં આવે છે તે જ રીતે આમાં પણ વિષમ ધોરણ રાખવામાં આવે છે.

પરંતુ ઉદ્યોગ ચલાવનારાઓએ પુરુષની અને સ્ત્રીની કમાણીની સરખામણીનો વિચાર કરવો જોઇએ નહીં. કામના પ્રકારની સરખામણી કરીને તે પ્રમાણે સ્ત્રીઓને પૈસા ચુકવવા જોઇએ. જો કામનું પ્રમાણ અને પ્રકાર બન્ને સારાં હોય તો સારી સગવડથી રહી શકે એટલા પૈસા સ્ત્રીઓને આપવા જોઇએ. મૅશર્સ કૅડબરી, મૅથેસન અને શૅન આ ત્રણ ગૃહસ્થોએ 'વીમેન્સ વર્ક એન્ડ વેજીસ' (સ્ત્રીઓનું કામ અને તેની મજુરીના દર) નામના રસિક હેવાલમાં વિવાદના આ મુદ્દાની ઘણી સારી રીતે ચર્ચા કરી છે. તેમાંથી અહીં ઉતારો આપીશું:—

"કોઈ પણ મજુર (સ્ત્રી) ના પગાર બાબત તકરાર થતી હોય તો ઘણું કરીને એ જ જવાબ તરત મળે છે કે "એટલામાં એ (સ્ત્રી)-નું પુરૂં થઈ શકે છે." એનું પુરૂં તો સાધારણ રીતે થઈ શકે, પણ એ કાંઇ મુદ્દાની વાત નથી. અગત્યનો સવાલ તો એ છે કે, એટલામાં એની સ્થિતિ કાંઈ સુધરી શકશે? તેની કેળવણી અને કાર્યના દરજ્જા પ્રમાણે તે રહી શકશે? વખતને અનુસરીને, તેમ જ પોતાના વિશિષ્ટ ઉદ્યોગનાં વૃદ્ધિ પામતાં ધોરણ પ્રમાણે તેનાથી રહી શકાશે? થોડી ઘણી પણ અવશ્યની નિવૃત્તિ તેને મળી શકશે? (એને અવશ્યની વાત ક્વચિત જ ગણવામાં આવે છે.) અને માંદગી, કામ કરવાની અશક્તિ, વૃદ્ધાવસ્થા ઇત્યાદિ માટે થોડો ઘણો પણ બચાવ તે કરી શકશે?...........

"સ્ત્રીઓના પગારની ગણતરી કરવામાં સાધારણ રૂઢિ પ્રમાણે તેમનાં કામની કિંમતની, તેમ જ કેટલી રકમથી તેમનો નિર્વાહ થઇ શકશે તેની ગણના થતી નથી. પણ જો એ બાબત માટે કાંઈ પણ ગણતરી થતી હોય તો તે એ છે કે તેઓ કેટલા પૈસામાં રહેવા ખુશી છે."*

સ્ત્રીઓને ઓછા પગાર આપવાની પદ્ધતિ કેટલાંક કારણોસર નિંદ્ય છે. તેઓ જો ઘણી જ કંગાલ હોય તો તેમની પાસે એટલું જ સાધન હોવાથી ભૂખમરાને દૂર રાખવા માટે તેમને એ પદ્ધતિને લીધે જીંદગી પર્યંત નિરંતર એ નિર્જીવ પદાર્થ હોય તેમ સખત વૈતરૂં કરવું પડે છે. મિસ કલમેન્ટીના બ્લૅક 'સ્વેટેડ ઇન્ડસ્ટ્રી' (અતિ પરિશ્રમથી પરસેવો ઉપજાવે એવા ઉદ્યોગ) નામના પોતાના પુસ્તકમાં લખે છે કે "છૂટક મજુરી કરનાર સ્ત્રી જેને પેટનું અને ક્વચિત્ સગાં વહાલાંનું પણ પોષણ કરવાનું હોય છે તેને મજુરીના છેક થોડા પૈસાને લીધે જેટલું દુઃખ વેઠવું પડે છે તેટલું જગતના કોઈ પણ કામ ચલાવનાર મુકરદમના દબાણથી પણ દુઃખ વેઠવું પડતું નહીં હોય. એક પ્રસંગે કોકોનાં પડીકાં વાળવાના જુજ કામમાં રોકાએલી એક છોકરીને

* પૃષ્ઠ ૧૮૫-૧૮૬.

મેં જોઇ હતી; એવી થાકી ગએલી સ્ત્રી મેં કદી પણ જોઈ નથી, એમ મને સ્મૃતિ છે. એ ઓરડામાં પુષ્કળ બાળાઓ હતી, તે છતાં તેના ભયાનક દેખાવને લીધે મારૂં લક્ષ તેના તરફ દોરાયું. તેની વય અરાઢ ઓગણીસ વર્ષની હશે. તેનો ચહેરો સફેત પૂણી જેવો હતો, અને તેનામાં જો કે કાંઈ ખાસ રોગસૂચક ચિહ્ન નહોતાં, તોપણ પરિશ્રમથી તે મૃત્યુની લગભગ નજીક ખરેખર ખેંચાઈ આવેલી જણાતી હતી. કાગળની તૈયાર કોથળીમાં દળેલો કોકો દરરોજ તે ભરતી, અને ભરીને મથાળાનો ભાગ વાળી દેતી તથા તે પર ચીઠીઓ લગાડતી. આવી એક ગ્રોસ એટલે બાર ડઝન કોથળીઓ તૈયાર કરે તો તેને અડધો પેન્સ (બે પૈસા) મળતા. મેં તેને જોઇ તે પહેલાંના અઠવાડીઆમાં તેને ૭ શિલીંગ મળ્યા હતા. એક શિલીંગની ૨૪ ગ્રોસ કોથળીઓ થઇ; એટલે એક અઠવાડીઆમાં તેણે ૧૬૮ ગ્રોસ અથવા ૨૪,૧૯૨ કોથળીઓ ભરેલી, વાળેલી અને તે પર ચીઠી ચોંટાડેલી. એ દુકાન હું ધારૂં છું કે હવે પડી ભાગી છે. તેની કામ કરવાની પદ્ધતિનો પણ તેની સાથે જ નાશ થયો હોય તો સારૂં."× આ પ્રમાણે સ્ત્રીઓ પાસેથી વૈતરૂં લેવાય છે તેનાં અસંખ્ય દુઃખદાયક દૃષ્ટાન્તના ઉતારા આપી શકાય. ઈંગ્લાંડમાં કારખાનાંમાં સ્ત્રી ઇન્સ્પેકટરો તપાસ કરવા જતી થઇ છે, તેને લીધે ઘણે ભાગે આવા ગેરબંદોબસ્ત ઉઘાડા પડે છે.

ઓછા પગાર આપવાની પદ્ધતિથી સ્ત્રીઓની શારીરિક શકિત ક્ષીણ થાય છે, એટલું જ નહીં પરંતુ તેથી પરિણામે તેમની માનસિક અવનતિ પણ થાય છે. કેટલાંકને જેવી સ્થિતિમાં કામ કરવાની ફરજ પડે છે તે સ્થિતિમાં મગજશકિત કદી ખીલી શકે નહીં, અને માનસિક અધોગતિ એ એનું અનિવાર્ય પરિણામ થાય છે. શિષ્ટ ધંધામાં પણ જો સ્ત્રીઓને પુરતો પગાર મળે નહીં, અને કામમાંથી કાંઇક વિશ્રાંતિ લેવાનો તથા આનંદ ભોગવવાનો અને માનસિક ઉન્નતિ કરવાનો અવકાશ મળે નહીં તો જડતા એ જ પરિણામ

× પૃષ્ઠ ૨૫-૨૬.

થવાનું. અર્વાચીન સમયમાં સ્ત્રીઓની માનસિક ઉન્નતિમાં અવરોધ કરનાર આ પણ કદાચ એક કારણ હોઈ શકે. ઉન્નતિ થઇ શકવાનો અવકાશ રહેવા માટે જોઇએ તેટલો પગાર જવલ્લે જ મળે છે. ઘણા પુરુષોની સ્થિતિ પણ આવી જ હશે એ સત્ય છે; પરંતુ સ્ત્રીઓના કામને આ હકીકત વધારે લાગુ પડે છે.

સ્ત્રીઓ મજુરીના ઓછા દર રાજીખુશીથી કબૂલ કરે છે, તેને લીધે પરિણામ એ થાય છે કે પુરુષો જે ધંધા કરતા નથી, તેવા કાંઈ પણ નફો ન મળે એવા ઉદ્યોગ સ્ત્રીઓને ભાગે આવે છે. એવો ઇશારો કરવામાં આવ્યો છે કે જો સ્ત્રીઓને મજુરીના સારા દર આપવામાં આવે તો માત્ર બળથી કરવાનાં જે કાર્યમાં હજારો મજુરો અત્યંત શ્રમ વેઠીને તન અને મનનો નાશ કરે છે, તેવાં કામ કરવા સારૂ યંત્રોનાં સાધનની સહાયતાનો ઉપયોગ કરી શકાય. એમ કર્યાથી સ્ત્રીઓને વધારે દક્ષતાનાં કાર્યમાં પોતાના હાથ અને મગજ વાપરવાનો અવકાશ મળે, અને તેને લીધે તેમને વધારે પગાર મળતા થાય. કોઈ એવી દલીલ લાવશે, કે જો સ્ત્રીઓની મજુરીના દરમાં વધારો કરવામાં આવે તો પુરુષની મજુરીના દર મંદ પડી જાય. પણ ઉપર કહેલા સ્ત્રીઓનું કામ અને મજુરીના દરના પુસ્તકમાં બતાવી આપ્યું છે કે કેટલીક સસ્તી ચીજો એવી છે કે તેના ગ્રાહકની સંખ્યા ઘણી હોય છે, અને તેને લીધે તે ચીજ સમૂળગી લીધા વગર ચલાવવા કરતાં વધારે કિંમત આપવાનું તેઓ પસંદ કરશે. જે વસ્તુઓ અતિશય સોંઘી હોય છે તે ચીજોનો નિરર્થક વ્યય કરવામાં આવે છે; અને જો તેવી કોઇ કોઇ ચીજો—દાખલા તરીકે માથામાં નાંખવાના સોયા, ટાંકણીઓ, દીવાસળી ઇત્યાદિ—ની કિંમત બમણી થાય તો તેમની ખપત કાંઇ ઓછી થાય નહીં."[1]

યુરોપ અને અમેરિકામાં ઘણીક સ્ત્રીઓ રસ્તામાં રઝળી અધમ જીવન ગાળે છે. તેનું મુખ્ય કારણ સ્ત્રી મજુરોની અત્યંત ગરીબાઇ જ છે એ જાણીતી વાત છે. તેથી કોઇ પણ પ્રજામાં સ્ત્રીઓને ઓછો પગાર આપવો એ તો અનીતિને જાણીજોઇને ઉત્તેજન આપવા સમાન છે.

---

૧ પૃ. ૧૪૩.

પુરુષ તેમ જ સ્ત્રીઓ બન્નેને કામના પ્રમાણુ અને પ્રકાર પ્રમાણે પૈસા આપવાનો સામાન્ય નિયમ નથી અને એ સ્થિતિ અપવાદ રૂપ છે. તેમ ન હોય તો પ્રમાણભૂત હકીકતમાં એવું આવે નહીં કે ઈંગ્લાંડમાં ૧૨,૦૦૦,૦૦૦ મનુષ્યો દારિદ્રના ખાડામાં પડેલાં છે કે પડવાની અણી પર છે. પરંતુ અમે પ્રથમ કહ્યું છે તે પ્રમાણે એટલું લક્ષમાં રાખવું જોઇએ કે આવી પરિસ્થિતિ માત્ર ઈંગ્લાંડમાં છે એમ નથી. જર્મનીમાં અત્યંત શ્રમ વેઠીને વૈતરૂં કરનાર મજુરની સંખ્યા મોટી છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ મજુર વર્ગના પ્રશ્નનું નિરાકરણ કાંઇ થયું નથી. હિંદુસ્તાનની ઉભરાઇ જતી વસ્તીમાં સ્ત્રીપુરુષ બન્ને જાતિનાં સંખ્યાબંધ મનુષ્ય વૈતરાના દબાણમાં ચગદાઇ ગએલાં છે.

જનસમાજની સુધારણા અર્થાત્ જેને સીવીલાઇઝેશન કહે છે તેનું એક પરિણામ એ થયું છે કે તેને લીધે દેશપરદેશ વચ્ચેનાં બંધનો તૂટી ગયાં છે. આપણા પૂર્વજોના માનવામાં પણ આવે નહીં એટલા થોડા વખતમાં દેશે દેશ સાથે અરસ્પરસ વ્યવહાર ચલાવી શકાય છે, અને તેનું પરિણામ એ થયું છે કે જુદી જુદી પ્રજાની સામાજિક સ્થિતિ ઉત્તરોત્તર સમાન થતી ગઇ છે. તેને લીધે જ અત્યંત શ્રમનો પ્રશ્ન સઘળા સુધરેલા દેશ માટે સામાન્ય છે. ઘણા થોડા લોકો પુષ્કળ ધનનો સંચય કરી શકે છે; એથી વધારે મોટી સંખ્યા વળી સાધારણ સારી સ્થિતિ ભોગવે છે; પરંતુ બાકીનો ભારે જનસમૂહ તો દારિદ્રના ખાડામાં ગોથાં ખાતો પડ્યો રહે છે. જગતમાં ઉંચા નીચા ગણાતા વર્ગ વચ્ચે શત્રુતા સર્વત્ર રહેલી છે તે તેથી જ છે; તથા તેથી જ ગરીબ અને ધનવાન્ વચ્ચે ઉંડી કરાડ મુખવિકાસી રહી છે. ઓછા પગાર અને મજુરોપર ગુજરતો જુલમ એ ઘણી બાબતો સારૂ જવાબદાર છે. રસ્કિને લગભગ ૫૦ વર્ષ ઉપર ઈંગ્લાંડની સ્ત્રીઓ સમક્ષ સંભાષણ કરતી વખતે દુઃખ દૂર કરવાની એક પદ્ધતિ જે નીચેના શબ્દોમાં દર્શાવી હતી તેની મતલબ સર્વ સુધરેલા દેશની સ્ત્રીઓને હજી પણ લાગુ પાડી શકાય એવી છે.

"યુરોપમાં દારિદ્ર, દુઃખ, સંગ્રામનો આવેશ સર્વતઃ માલુમ પડે છે, તેનું સત્ય તથા મૂળ કારણ એ જ છે કે તમે સ્ત્રીજાતિ ગમે એટલાં ભલાં, ધર્મિષ્ઠ, જેના ઉપર પ્રેમ રાખો છો તેમને માટે જાત વેચો એટલાં નિઃસ્વાર્થી છો તોપણ તમારાં નિકટનાં સંબંધી સિવાય અન્ય મનુષ્ય પ્રત્યે સ્વાર્થી, અવિચારી હોઈ તેમને માટે શ્રમ લેતાં નથી. એથી પણ વધારે હું કહું છું. રણસંગ્રામને અટકાવવાનું તમે જો મનપર લો તો જમણવાર માટે શણગાર સજતાં તમને શ્રમ પડે છે તેનાથી ઘણી થોડી મહેનતે તે અટકાવી શકો તેમ છે....દરેક સ્ત્રી જે ઈશ્વર તરફનું પોતાનું કર્તવ્ય સમજે છે તેને રણસંગ્રામમાં હણાયલાં ઈશ્વરનાં પ્રાણી–મનુષ્ય માટે બાહ્ય રીતે પણ શોક કરવાની પ્રતિજ્ઞા લેવા દો......સુધરેલા યુરોપની ઉચ્ચ વર્ગની સર્વ સન્નારીઓને માત્ર એટલી જ પ્રતિજ્ઞા લેવા દો કે જ્યાં સુધી કોઈ ઘાતકી વિગ્રહ ચાલશે ત્યાં સુધી શોકનાં શ્યામ વસ્ત્ર પહેરીશું. કાંઈ પણ ઝવેરાત, આભૂષણ ધારણ કરીશું નહીં. સુંદરતા સારૂ કોઇ પણ મિષ અથવા ગલ્લાંતલ્લાં ચલાવીશું નહીં. તો હું કહું છું કે એક અઠવાડીઉં પણ સંગ્રામ પહોંચશે નહીં."

શોણિતનો રક્તવર્ણ પ્રવાહ રોકવામાં તથા શસ્ત્રાસ્ત્રને અથડાતાં અટકાવવામાં સ્ત્રીઓ આવી આશ્ચર્યકારક અસર કરી શકે, તો અનાથ, ગરીબ લોકોની અને વિશેષે કરીને, કંગાલ સ્ત્રીવર્ગની સામે જે દુઃખદાયક વિગ્રહ ચાલી રહેલો છે તેમાં તેઓ અતિ ઉપયોગી સુધારા કરી શકે એ નિશ્ચય છે. હવે જ્યારે કેળવણી અને જ્ઞાનના પ્રચારને લીધે આ પ્રશ્ન સમસ્ત જનસમાજની સમક્ષ આવ્યો છે તો પૂર્વ અને પશ્ચિમ સર્વ દેશની શિક્ષિત સ્ત્રીઓએ એકત્ર થઇને આ સામાજિક કલંકનો નાશ કરીને, સર્વ પ્રયાસના ઉદ્દેશભૂત શાન્તિના "તેજસ્વી લક્ષ્યસ્થળ" તરફ પ્રયાણ કરવામાં મનુષ્યજાતિને સાહાય્ય કરવાનો સમય શું હજી આવ્યો નથી ? દરેક દેશની સ્ત્રીઓ જો એવી દૃઢ પ્રતિજ્ઞા લે કે જે કોઇ ચીજની બનાવટમાં પરસેવો ઉત્પન્ન કરે એટલો પરિશ્રમ પડયો હોય એમ તેઓ જાણતાં હોય અગર તેમને

માલુમ પડે તો તે ચીજ ખરીદવી નહીં. તો આ બેહદ અન્યાયનો જરૂર નાશ થાય.

ઈંગ્લાંડ જેવા દેશમાં જ્યાં પુરુષનું અનુકરણ કરીને સ્ત્રી કામદારો જાગ્રત થવા માંડી છે, અને પોતાના હિતનું રક્ષણ કરતાં શીખવાનો તેમણે આરંભ કર્યો છે, તે દેશમાં આવી હકીકત છે તો પછી, આપણા દેશમાં જ્યાં ઘણાખરા મજુરો તદ્દન અભણ છે, સત્યમાર્ગદર્શક કેળવણી કે કોઇનાં સારાં દૃષ્ટાન્તનાં સાધનરહિત છે, ત્યાં બૈરાં અને બાલક પાસે જે અત્યંત વૈતરૂં કરાવવામાં આવે છે તે અટકાવવાની કાંઇક યોજના કરવાની કેટલી વધારે અગત્ય છે ! એમ જાણવામાં આવ્યું છે કે, કારખાનાંમાં કામ કરનાર બન્ને જાતિના મજુરોમાં સંપ છેક થોડો હોય છે અથવા બીલકુલ નથી હોતો. " કામ કરવાના કલાકમાં વધારો કરવાની મીલના માલીકોની જો ઇચ્છા થાય તો તેમને રોકવાની મજુરોની વાસ્તવિક શક્તિ કાંઇ જ નથી. એકઠાં થઇને એક સંપ કરવાની હજી તેમનામાં ઘણી થોડી શક્તિ છે. આગળ ઉપર પોતાના હિતની દરકાર ન રાખીને મજુર વર્ગનો મોટો ભાગ બને તેટલી વધારે મજુરી મેળવવી પસંદ કરશે. અને છેવટે પગારનો અટકાવ કરવાની તથા દંડની શિક્ષા કરવાની પદ્ધતિથી મજુર વર્ગથી પોતાનાથી વધારે બુદ્ધિવાળા ઉપરી માલીકોની સામે થઇ શકાતું નથી."+ હિન્દુસ્તાનના મજુર વર્ગને સામાન્ય રીતે આ હકીકત લાગુ પડે છે. થોડા કલાક કામ કરવાની પદ્ધતિના લાભ સંબંધે ઇન્ડીઅન ફૅક્ટરી લેબર કમિશનના ઇ. સ. ૧૯૦૮ ના રીપોર્ટમાં કમિશનરો લખે છે કે "બૈરાં મજુરોનું શરીરબળ એકંદર ઘણું સારૂં હોય છે." અને "કારખાનાંમાં કામ કરવાથી તેમને કાંઇ નુકસાન થતું નથી."* પરંતુ મદ્રાસના દાક્તર નૅર ! લેબર કમિશનના રીપોર્ટની કેટલીક બાબતો વિરુદ્ધ મત ' એ લેખમાં બતાવી આપે છે કે "હિન્દુસ્તાનમાં કારખાનામાં સ્ત્રીઓ પાસે થોડા કલાક (વધારેમાં વધારે અગીઆર કલાક) કામ

+ ઇસ્ટ ઇન્ડીઆ (ફૅક્ટરી લેબર કમિશન ૧૯૦૮) પ્રે. ૧. પૃ. ૧૦૧.
* એજન, પૃ. ૨૮.

લેવામાં આવે છે તેને પરિણામે તેમની તંદુરસ્તી સારી છે...તેઓ મરજીમાં આવે ત્યારે આવે, અને મરજીમાં આવે ત્યારે જાય છે. સુતર લપેટવાના ખંડમાં દહેશત ભરેલા સંચા હોતા નથી, તેથી ઘણાંક તો કામ કરવાના ઓરડામાં છોકરાં સાથે લાવે છે. આવાં સાધનને લીધે આ દેશમાં બૈરાંને કામ કરવાની સુગમતા પડે છે; અને તેથી કરીને કારખાનાંમાં કામ કરનાર વર્ગમાંથી તેઓ જ ફક્ત તંદુરસ્તીનો નાશ કર્યા વગર કમાઇ શકે છે[1]...હાલમાં મીલનું કામ શરૂ કરવાનો અને બંધ કરવાનો વખત ગમે તે હશે પણ બૈરાં તો સાત વાગ્યા પહેલાં જવલે જ આવે છે, અને ૭ વાગ્યા પછી કવચિત જ કામ કરે છે. આને લીધે સાંજસવાર ઘરનું કામકાજ કરવાનો તેમને અવકાશ મળે છે. લાંબા વખત સુધી કામ કરવું, અને સારૂં કામ કરવું એ બે પરસ્પર વિરોધી વાત છે. બંને સાથે બને નહીં.[2] આપણા દેશની બધી મીલોમાં પુરુષ કરતાં સ્ત્રી મજુરો કામ કરતે ઓછાં રખડે છે તેનું કારણ એ જ છે કે તેઓ થોડા કલાક કામ કરે છે." [3]

આ રીતે અહીં બતાવ્યું છે કે હિન્દુસ્તાનનાં કારખાનાંમાં જે લોકોને વધારે લાંબો વખત વૈતરૂં કરવાની ફરજ પડે છે તેના કરતાં બૈરાં મજુરો થોડા કલાક કામ કરીને સારૂં કામ કરે છે, અને વધારે તંદુરસ્ત રહી શકે છે. આ પ્રમાણે શારીરિક, આર્થિક અને નૈતિક કારણોને અનુસરીને દાકતર નેર કહે છે તેમ જો બૈરાંને કામ કરવાના વખતમાં વધારો કરવામાં આવે તો દુઃખરૂપ થાય. કારખાનાનું કામ એક દૃષ્ટાન્તરૂપ આપણે લીધું છે, કારણ કે તેને સંબંધે સપ્રમાણ હકીકત મળી શકે. પણ આ નિયમ બધી જાતની મહેનતને લાગુ પડે છે. સારો પગાર હોય અને ઘટિત વખત સુધી કામ કરવાનું હોય તો ઉત્તમ પ્રકારનું કામ થાય.

૧ ઇસ્ટ ઇન્ડીઆ ( ફૅક્ટરી લેબર કમિશન ૧૯૦૮ ) પુ ૧, પૃ. ૧૦૫.
૨ એજન પૃ. ૧૦૬.
૩ એજન, પૃ. ૮૪.

નિયમિત ઉદ્યોગ કરતાં બીજા ઘણા અનિયમિત ધંધામાં ઘણો વધારે ગેરબંદોબસ્ત હોય છે; અને એ બધા અન્યાયની બાતમી મેળવવી, અને તેને માટે ઉપાય લેવાનું કામ સ્વાભાવિક રીતે મુશ્કેલ છે. ઘેર બેઠે કામ કરનાર લોકોને કામનો એકકો કરતાં શીખવવાનું કામ, વિશેષે કરીને ઘણું કઠણ છે. છેક કંગાલ લોક ઘરમાં રહીને કામ કરે છે, તે લોકોની તો બાતમી મેળવવી જ અસંભવિત છે. ન્હાનાં રમકડાં, મિઠાઈ, રસ્તામાં વેચાતી અનેક તરેહવાર ચીજો બનાવનાર લોકો હિન્દુસ્તાનના ગીચ વસ્તીવાળાં મોટા શહેરોના મોટા રસ્તાની પાછળ આવેલી ન્હાની ગલીઓમાં અને ગલીચ સ્થાનમાં વસીને વૈતરૂં કરી છેક કંગાલ અવસ્થામાં પોતાનું જીવન ગાળે છે. આવી સ્થિતિની સ્ત્રીઓ તંદુરસ્તી સાચવી શકે નહીં. આનું પરિણામ એ થાય છે કે ભૂખ અને તંગીની અનિવાર્ય અસર તેમના કરેલા કામના પ્રકારપર માલુમ પડી આવે છે. દેશની પ્રજાએ ખચીત અર્થશાસ્ત્રના દૃષ્ટિબિન્દુથી વિચારવું જોઇએ કે અસંત શ્રમના બોજાને લીધે સ્ત્રીઓ કામ કરવાને શક્તિહીન થઈ બગડી ગએલાં યંત્ર સરખી અધમ થઇ ન જાય અને છેવટ તદ્દન ઘસાઈ જવાથી નિરૂપયોગી થઈ જાય નહીં. કેમકે તેમ થવાથી સુખી, તંદુરસ્ત અને ઉદ્યોગી જીવનને બદલે સાર્વજનિક દારિદ્ર એ જ પરિણામ થાય છે.

ઈંગ્લાંડ અને હિન્દુસ્તાનના ઉદ્યોગની સ્થિતિ તદ્દન જુદી છે, તેથી એ બે દેશની બરોબર સરખામણી થઇ શકે નહીં. તે છતાં એટલું સાધારણ રીતે માન્ય કરવામાં આવે છે કે આ દેશમાં કારખાનાંમાં સ્ત્રીઓ તથા છોકરાંનું કાયદા પ્રમાણે જે રક્ષણ થાય છે તે બ્રિટિશ ફેક્ટરીના કાયદા આપણા દેશમાં દાખલ કર્યા છે તેને લીધે છે. જ્યારે ઈંગ્લાંડના કેટલાક કાયદા આપણા દેશના મજુરોને લાભકારક નીવડ્યા છે ત્યારે જે મજુરોને અત્યંત શ્રમ વેઠવો પડે છે, તેમની સ્થિતિ સુધારવા માટે જે એકાદ બે ઇલાજ ત્યાં લેવાય છે, અથવા જે ઉપાયો લેવાની ધારણા થાય છે, તે વાત અહીં લક્ષમાં લીધી હોય તો લાભ થાય. ઈ. સ. ૧૮૮૯ ના હાઉસ ઓફ્ લૉર્ડ્ઝની કમિટીના રીપોર્ટમાં પ્રસ્વેદજનક શ્રમ ( Sweating ) ની વ્યાખ્યા

નીચે પ્રમાણે આપવામાં આવી છે.–(૧) મજુરોના થોડા પગાર. (૨) વધારે વખત સુધી કામ લેવાની પદ્ધતિ. (૩) કામ કરવાનાં સ્થાનની અસ્વચ્છ સ્થિતિ. પહેલું કારણ—ઓછા પગાર–તેનાથી જ ઘરમાં રહીને કામ કરનાર લોકોની બાબતમાં બીજાં બે કારણ ઉદ્ભૂત થાય છે. આ શોકજનક સ્થિતિ કાંઇક અંશે વાસ્તવિક રીતે સુધરી છે, તંદુરસ્તીને લગતી તપાસ રાખનાર સ્ત્રી ઇન્સ્પેક્ટરોએ, અને સાર્વજનિક આરોગ્ય-રક્ષક કમિટીઓએ ગરીબ લોકોનાં મકાનો સુધારવા માટે કાંઇક પ્રયાસ કર્યો છે. કેળવણીને લીધે મજુરોને પણ શિષ્ટ જીવનના કાંઇક ઉચ્ચા ખ્યાલ આવ્યા છે. લોકોપયોગી મંડળોએ એ બાબતમાં ઘણું લક્ષ રાખવા માંડયું છે; તેથી અધમવર્ગનાં મકાનો સુધર્યાં છે. કારખાનાંને લગતા કાયદાએ આરોગ્ય, સ્વચ્છતા, મજુરીના દર, કામ કરવાનો વખત, ઇત્યાદિ માટે અમૂલ્ય સેવા બજાવી છે, અને કારખાનાંના માલીકથી કાયદાથી જરા પણ આઘાપાછા જઇ શકાય તેમ નથી. પરંતુ પરિસ્વેદજનક શ્રમ વેઠનાર બીજા મજુરોને કારખાનાંના કાયદા લાગુ પડતા નથી. જે લોકોને કાંઇ ઉદ્યમ મળતો નથી તેમની સ્ત્રીઓ, કામ કરવાને અયોગ્ય અને આળસુ મનુષ્યોની સ્ત્રીઓ, ન્હાનાં બાળકોવાળી વિધવા સ્ત્રીઓ, છાંડેલી સ્ત્રીઓ, પોતાનાં સગાંસંબંધીનું જેમને પાલન કરવું પડે એવી છોકરીઓ, એ વર્ગમાંથી અયાગ્ય પરિશ્રમ કરનાર વર્ગ બનેલો છે. આવાં લોકને માટે ઇંગ્લાંડમાં 'ધી નૅશનલ ઍન્ટી સ્વેટીંગ લીગ' એ નામનું મંડળ સ્થાપવામાં આવ્યું છે. ઘરમાં બેસીને કામ કરનાર અને ઘર બહાર કામે જનાર મજુરોને ઘણી ઓછી રોજી મળતી હોય તેવા ઉદ્યોગમાં મજુરીનો ઓછામાં ઓછો ચોક્કસ દર ઠરાવવાનો પ્રયાસ આ મંડળ કરે છે. શરૂઆતથી જ આ મંડળનો એવો વિચાર હતો કે પગારને માટે ચોક્કસ કાયદા કર્યા સિવાય છેક હલકી મજુરીવાળા ધંધામાં મજુરીના દર કદી વધારી શકાશે નહીં. ઈ. સ. ૧૯૦૮ માં પરિસ્વેદજનક શ્રમનું બિલ પાર્લામેન્ટમાં રજુ કરવામાં આવ્યું હતું. તેનો ઉદ્દેશ તે સંબંધી પ્રથમ તૈયાર કરેલ મેમોરેન્ડમ (ટીપ્પણ)માં ઘણી સારી રીતે સૂચવ્યો છે. "અમુક ધંધામાં કામ કરતા મજુરોને માટે મજુરીના ઓછામાં ઓછા દર

ઠરાવવાનાં મંડળો સ્થાપવાં. જે ધંધા નોંધેલા હોય તેને જ પ્રથમ તો એ બિલ લાગુ પડી શકે. વધારાના બીજા કયા કયા ધંધાને તે બિલ લાગુ પાડી શકાય તે દર્શાવવાની સત્તા હોમ સેક્રેટરી (પ્રધાન મંડળમાંના એક) ને આપવામાં આવી છે. અને પ્રથમ તો ખચીત પરિસ્વેદજનક ઉદ્યોગ એટલે જે ઉદ્યોગમાં ઘર બહાર કામ કરનારા મજુરો ઘણે ભાગે રોકવામાં આવે છે અને જેમાં મજુરી ઘણી જ થોડી અપાય છે તેવા માટે જ એ કાયદાનો પ્રદેશ વધારવામાં આવશે. મજુરીના દર ઠરાવવા માટે એક મંડળ હોય તેને એટલી સત્તા આપવાની કે કોઇ પણ અમુક જાતના કામને માટે કનિષ્ઠ દર મુકરર કરવો; અને વખત પ્રમાણે કામના દર, છુટક કામના દર ઠરાવવા અને સ્થળ, કામના પ્રકાર અને કામ માટે રાખવામાં આવેલાં માણસોના પ્રમાણમાં 'કનિષ્ઠ' દર ચઢતો ઉતરતો કરવો; આ સર્વ બાબતમાં સંપૂર્ણ અધિકાર તે મંડળને આપવો. તે બિલમાં એવું પણ રાખવામાં આવ્યું છે કે કામ કરાવનાર શેઠોના પ્રતિનિધિઓ, અને કામ કરનાર મજુરોના પ્રતિનિધિઓની સરખી સંખ્યા એ મંડળમાં રાખવી જોઇએ, તથા અધ્યક્ષસ્થાને સભાસદોએ પસંદ કરેલો, અથવા હોમ સેક્રેટરીએ નીમેલો માણસ હોવો જોઇએ. જે કનિષ્ઠ દર બાંધી આપ્યો હોય તે પ્રમાણે પગાર આપવાની ફરજ પાડવાનું કામ કારખાનાં તપાસનાર ફૅક્ટરીના ઇન્સ્પેક્ટરોને સોંપવું એવી સૂચના કરવામાં આવી છે. આ બિલ પ્રથમ તો દરજી, પોશાક બનાવનાર, ખમીસ બનાવનાર, તેમાં ફેરફાર કરી તેના પર સફાઇ આણનાર, અને સાંધનારને લાગુ પાડવાનું હતું. એમ સૂચવવામાં આવ્યું હતું કે જુદા જુદા ધંધા માટે, તેમ જ જુદાં જુદાં સ્થળો સારૂ, ભિન્ન ભિન્ન મંડળો સ્થાપવાં. સ્થાનિક સ્થિતિમાં ફેરફાર હોય તેથી તેને અનુકૂળ ભિન્ન ભિન્ન યોજના કરવાની જરૂર સ્વાભાવિક રીતે હોય છે. 'ધ ટ્રેડ બૉર્ડસ એક્ટ' નામનો કાયદો જે ઇ. સ. ૧૯૧૦ના જાન્યુઆરીની પહેલી તારીખથી અમલમાં મૂકવામાં આવ્યો તેને અનુસરીને વ્યાપારનાં મંડળો સ્થાપવામાં આવ્યાં છે. તેમાં કામ ચલાવનાર માલીક અને મજુરોના સરખી સંખ્યાના

પ્રતિનિધિઓ અને બૉર્ડ ઑફ ટ્રેડના નીમેલા ત્રણ મેમ્બરો રાખવામાં આવે છે, અને તે કાયદો જે ધંધા માટે લાગુ પડતો હોય તેમાં જો બૈરાં કામ કરનાર હોય તો આ ત્રણ મેમ્બરોમાંથી એક સ્ત્રી મેમ્બર હોવી જોઇએ. આ સર્વ પ્રતિનિધિઓ મજુરનો કનિષ્ટ દર ઠરાવે છે, અને વખત પ્રમાણે અથવા ઉધડો મજુરીનો કાયદાસરનો દર પ્રસિદ્ધ કરે છે. કામ કરાવનાર જો શેઠ મુકરર કરેલી રકમ કરતાં ઓછી મજુરી આપે તે દંડને પાત્ર થાય છે. આ નિયમ બરોબર પળાય છે કે નહીં તે દુકાનોમાં જઈ તપાસવાને કારખાનાંની મુલાકાત લેનાર ફેકટરી ઇન્સ્પેકટર નીમવામાં આવે છે. પ્રથમ નક્કી કરેલા ઉદ્યમ ઉપરાંત બીજા કોઇ ઉદ્યમમાં મજુરીના દર ઘણા હલકા માલુમ પડે તો 'બૉર્ડ ઑફ ટ્રેડ' ની ખાસ પરવાનગીથી કાયદો તે ધંધાને પણ લાગુ પાડી શકાય.

ઇંગ્લાંડમાં મજુરીને માટેના આવી તરેહના સરકારી કાયદા માત્ર કેટલાક 'પરિસ્વેદજનક શ્રમસાધ્ય' ઉદ્યમને લાગુ પડે છે. ઑસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાંડમાં સામાન્ય રીતે આ પદ્ધતિઓ દાખલ કરવામાં આવી છે, અને ઈ. સ. ૧૮૯૬ થી તે પ્રમાણે કામ ચાલે છે. ત્યાં એનું પરિણામ લાભકારક થયું છે એવી હકીકત જણાઈ છે. તેને લીધે (૧) તૈયાર થએલો માલ વધારે સારી જાતનો થવા માંડયો છે; અને તેના કારણ માટે એવી દલીલ આપવામાં આવે છે કે મજુરોને સારા પગાર આપવાની કામ કરાવનારને ફરજ પડે એટલે નવા સંચા ખરીદીને, અને કામ કરવાના પ્રયોગમાં સુધારા કરીને પેદા કરેલો માલ સારી જાતનો તૈયાર કરાવવા તરફ ખાસ ધ્યાન અપાય છે. (૨) અત્યંત વૈતરાથી નીપજતાં માઠાં પરિણામનો તદ્દન નાશ થયો છે, અથવા ઘણે અંશે ઘટાડો થયો છે. (૩) મજુરીના દર વધ્યા છે, પણ માલની મૂળ કિંમત અથવા તેની વેચવાની કિંમતમાં કાંઇ વધારો થયો નથી. (૪) પ્રમાણિક કામ કરાવનારને અને વૈતરૂં કરનાર મજુરને સમાન પરિસ્થિતિમાં કામ કરવાનું હોય છે. 'વેજીસ બોર્ડસ એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ કોનસીલીએશન'. તથા 'આરબીટ્રેશન ઍકટસ ઑફ

ઑસ્ટ્રેલીઆ એન્ડ ન્યુઝીલાંડ' સંબંધી મિ. અર્નેસ્ટ ઍવઝનો રીપોર્ટ જેનો મિસ કૉન્સ્ટન્સ સ્મિથે પોતાના 'ધ કેસ ફોર વેઝીસ બૉર્ડ' નામના અતિ ઉત્તમ ચોપાનીઆમાં ઉતારો કર્યો છે તે ઉપરથી આ સર્વ હકીકત માલુમ પડે છે. આ ચોપાનીઉં લંડનની 'ધ નેશનલ એન્ટી સ્વેટીંગ લીગ' તરફથી પ્રસિદ્ધ થયું છે. તેણે એમ પણ બતાવેલું છે કે મુકરર કરેલા 'કનિષ્ઠ' મજુરીના દરની પદ્ધતિ ઈંગ્લાંડમાં કાંઇ નવીન નથી. કારણ કે મોટાં સરકારી કારખાનાં તથા માલ તૈયાર કરવાનાં સ્થાનોમાં, દારૂગોળો બનાવવાનાં કારખાનાંમાં, ગોદીઓમાં, અને કાપડ તૈયાર કરવાનાં કારખાનાંમાં આ પદ્ધતિનો ઉપયોગ થાય છે. કોલસાની ખાણ ખોદનાર, ઇજિનેરો, સુતારનું કામ કરનાર, દાકતરો, વકીલો, લશ્કર તથા નૌકાસૈન્યના અધિકારીઓ, સરકારી નોકરો, એ સર્વ આ પદ્ધતિ પ્રમાણે કામ કરે છે. હિંદુસ્તાનમાં જે અનેક ધંધામાં અત્યંત વેતરૂં કરવું પડે છે તેને માટે આવી તરેહના નિયમ ઘડી કહાડવામાં આવે તો તે ફત્તેહમંદ થવામાં કાંઇ વાંધો આવે નહીં. જો આ રીતે ચાલે તો પછી એ નિયમનો વધારે પ્રચાર કરી શકાય.

ગ્રેટબ્રિટનમાં ટ્રેડ યુનીઅનો (ધંધાનાં મહાજન) ના પ્રયાસને પરિણામે મજુરીના દરનું ધોરણ ઉંચું રહી શકે છે, અને કામ કરવાના કલાક ઓછા રાખી શકાય છે. ઓછા પગાર અને વધારે વખત કામ કરવાના જુલમથી બચવાને માટે મજુરોએ પોતે આ મંડળો સ્થાપેલાં છે. વીમાનો લાભ, કામ મળતું ન હોય તે વખતે મળતો પગાર ઇત્યાદિ લાભ તેમાં દાખલ થવાથી સભાસદને મળે છે, તે સર્વેનું 'કરકસર'ના પ્રકરણમાં વિવેચન કરવામાં આવ્યું છે. જે વખતે સભાસદોને કામ ન મળતું હોય તે વખતે તેમને પગાર આપવાનો હોવાથી માલીકો મજુરીના દર ઓછા કરે તે રોકી શકાય છે; કેમકે મંડળના નિયમાનુસાર કામ ન મળતું હોય તે વખતે પગાર મળી શકે તેથી મંડળે જે મુકરર દર કરી રાખ્યા હોય તેનાથી ઓછા પગારમાં રહેવાની તેઓ ના કહી શકે છે.

ઈંગ્લાંડના કાયદા તરફથી કેટલી ગણનાપાત્ર આવાં મંડળ થયાં છે, અને કાયદાના વલણમાં ફેરફાર તેને લીધે થયો છે તે 'ટ્રેડ

યુનીઅન' ના ટુંકા હેવાલ ઉપરથી માલુમ પડશે. એ દેશમાં મજુરવર્ગના રક્ષણની યોજનાઓ કેવી પદ્ધતિ પ્રમાણે ચાલે છે તેનો ખ્યાલ આપણી સ્ત્રીઓને પણ તેનાથી કાંઇક આવી શકશે. પહેલાંના વખતમાં એવી યોજનાઓ વેપારમાં અવરોધ કરનાર કાવતરાં જેવી ગણાતી તેથી કાયદેસર શિક્ષાપાત્ર થતી. કોઈ એક મજુરને જો પગાર વગેરેની સરતો પસંદ ન પડે તો કામ કરવાની ના પાડી શકે, પણ જો માત્ર બે જણ સંપ કરીને કામ કરવાની સરતોની સામે થાય તો તેમનો સંપ કાયદેસર ગુન્હો ગણાતો, અને તદનુસાર તેમને શિક્ષા થતી. અરાઢમી સદીના અન્તમાં જ્યારે સંચાને લીધે માલ ઉત્પન્ન કરવાની રીતિમાં આટલું પરિવર્તન થયું, ઇંગ્લાંડમાં કામ કરનાર મનુષ્યની સંખ્યામાં અસાધારણ વધારો થયો અને એ વધારાની સાથે કારખાનામાં કામ કરનાર મજુરોમાંથી જ સંખ્યાબંધ ખાનગી મંડળો, અને 'ટ્રેડ યુનીઅનો' નો ઉદ્‌ભવ થયો હતો, ત્યારે ઇ. સ. ૧૮૦૦નો કાયદો આ ખાનગી સંપની વિરુદ્ધ કરવામાં આવ્યો હતો. એ કાયદાનો હેતુ એ હતો કે કોઇ પણ ધંધા અથવા હુન્નરમાં મજુરી અથવા કામ કરવાના કલાકની વ્યવસ્થા સંબંધે કોઇ પણ માણસો એકત્ર થઇને સંપ કરે તો તેને ત્રણ મહિનાની કેદખાનાની શિક્ષા થાય; અથવા શિક્ષાગૃહમાં બે મહિના સખત મજુરી કરવી પડે. તે વખતે ચાલતી સ્થિતિને લીધે મજુરવર્ગને એટલો અસંતોષ હતો કે ઇ. સ. ૧૮૨૪ માં માલીકો અને મજુરોની સભાઓ અટકાવનાર જે નિયમો હતા તે રદ કરાવવા માટે એક કાયદો પસાર કરવામાં આવ્યો. પણ આ કાયદો ઘણો થોડો વખત અમલમાં રહ્યો. તે ઇ. સ. ૧૮૨૫ માં રદ થયો; અને એક બીજો કાયદો પસાર કરવામાં આવ્યો, જેને આધારે, કામના કલાક, મજુરી ઇત્યાદિ સંબંધી ચર્ચા કરવાને માટે સભાઓ બોલાવવી એ કાયદેસર ગણાયું. તકરારની બાબતોમાં માત્ર કરારની છૂટમાં વાંધો આવે તેવું કાંઈ હોવું જોઇએ નહીં. ઇ. સ. ૧૮૫૯ ના કાયદાથી એ પ્રકારના સંપ કરવાની પરવાનગી મળી તેમાં સરત એટલી જ હતી કે એવા એકો કરનારે "શાન્તિથી અને વાજબી રીતે કામ કરવું.' અને

મજુરીના દર મેળવવા માટે કે કામ કરવાના કલાક બદલવા માટે પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે ધમકી કે દબાણ કરવું નહીં." આ પ્રમાણે પ્રસ્તુત વિષયની અનિશ્ચિત અને અસ્થિર સ્થિતિ હતી, ત્યારે ઇ. સ. ૧૮૬૭–૧૮૬૯ માં 'ટ્રેડ યુનીઅન' સારૂ રૉયલ કમિશન નીમવામાં આવ્યું. તેમણે સમસ્ત પ્રશ્નની તપાસ કરી; અને તેમના વિચારના પરિણામે ઇ. સ. ૧૮૭૧ ના તથા ૧૮૭૬ ના 'ટ્રેડ યુનીઅના' ના કાયદા પસાર થયા. આ કાયદા પ્રમાણે 'ટ્રેડ યુનીઅનો' વ્યાપારને નિયંત્રણમાં રાખનાર છે તેટલા ખાતર જ ગેરકાયદેસર ગણાતાં બંધ થયાં. પરંતુ એકલા કે કોઇની સાથે રહીને દ્વેષભાવથી કોઈ પણ નોકરીની કે ભાડા સંબંધી કબુલાત તોડવામાં આવે અને તે એવું જાણવા છતાં કે તેથી માણસના જીવને જોખમ આવશે, અથવા શારીરિક ગંભીર ઇજા થશે, અથવા કિંમતી સ્થાવર કે જંગમ મીલકતનો નાશ થશે તો તેમ કરનાર દંડ અથવા કેદખાનાની શિક્ષાને પાત્ર થાય. બીજી કોઈ રીતે કબુલાત તોડવી, અથવા દ્વેષભાવવાળી વર્તણૂક રાખવી જે કાયદામાં ખોટી વર્તણૂક ગણાય છે તેની પણ આ કાયદામાં વ્યાખ્યા આપી છે. ઇ. સ. ૧૯૦૬ માં એક બીજો કાયદો પસાર કરવામાં આવ્યો હતો. તેમાં કાવતરાં માટેના કાયદાની વધારે સંભાળપૂર્વક વ્યાખ્યા આપવામાં આવી હતી; અને તેમાં ધંધા સંબંધી તકરારનો નીવેડો લાવવા માટે શાન્તિથી એક સંપ કરે તો તે વાજબી ગણાય તેવું વલણ બતાવ્યું હતું.

ઈંગ્લાંડના ટ્રેડ યુનીઅન અથવા ધંધાદારીઓનાં મંડળોનાં બંધારણ જુદા જુદા પ્રકારનાં હોય છે. સ્થાનિક સાધારણ કલબથી માંડીને મોટાં મંડળો એમાં હોય છે. એવી નાની કલબમાં, એક જ વ્યાપારમાં રોકાએલા થોડાક માણસો એકત્ર થાય છે; તેમને દર અઠવાડીએ એક જુજ રકમ લવાજમ તરીકે ભરવાની આવે છે, તેમાંથી માંદગી, મૃત્યુ, કામ ન મળતું હોય એ વગેરે પ્રસંગોએ જુદા જુદા લાભ મળે છે. આ પ્રાથમિક સ્થિતિવાળી મંડળીથી આરંભ કરીને છેવટે ઉંચામાં ઉંચી પાયરીની 'રૂના-વેપારમાં રોકા-

એવી ફરીઆદ આવે તો એ મંડળો એવી ફરીઆદની તપાસ કરે છે; સ્ત્રીઓને લાભ થાય એવા કાયદા પસાર કરાવવાનો પ્રયાસ કરે છે; અને ધંધા સંબંધી કાયદાની સલાહ તેમને માટે મેળવે છે. 'વિમેન્સ ટ્રેડ યુનીઅન રીવ્યુ' નામનું તે મંડળ તરફથી એક ત્રિમાસિક પત્ર નીકળે છે.

અલબત્ત 'ટ્રેડ યુનીઅન' ની પદ્ધતિની વિરૂદ્ધ અને કામના કલાક તથા પગારના દરને લગતા નિયમ મુકરર કરવા, એ જે તેનો ઉદ્દેશ છે, તેનાથી વિરુદ્ધ મત ધરાવનાર મનુષ્યો પણ છે; પરંતુ 'ટ્રેડ યુનીઅન' નો ઝુંડો ઉઠાવનાર માણસો તેમના જવાબમાં લેંકેશાયરના સુતરનું કામ કરનાર મજુરો તરફ સગર્વ લક્ષ ખેંચે છે. ઉપર જણાવ્યું તેમ તેમાં ઘણે ભાગે સ્ત્રીઓ છે, અને તે બધી જ 'ટ્રેડ યુનીઅન'માં સામીલ છે. આ ઉદ્યોગમાં ઓછા કલાક, અને સારા પગારને લીધે બીજા કોઈ પણ દેશમાં નહીં હોય એવી આબાદ સ્થિતિ તેમાં પ્રાપ્ત થઇ છે. ઈંગ્લાંડની સુતરનું કામ કરનાર મજુરણ બીજા દેશના મજુર કરતાં થોડા કલાક કામ કરે છે, અને તેને સારો પગાર મળે છે; તે છતાં તે ધંધામાં કામ કરતાં માણસોની સંખ્યામાં વધારો થયો છે. માલની નિકાસ વધી છે, કામદારોની કારીગરી અને બુદ્ધિ પણ પ્રમાણમાં વધતી ગઈ છે. મીલના માલિકને કાયદા મુજબ પોતાનાં ખાતાંમાં સ્વચ્છતા તથા હવાની આવજા સંબંધી સંભાળ રાખવી પડે છે. તેથી એ સંબંધી સારી સ્થિતિ હોય છે. તેને લીધે મજુરોની શરીર સંપત્તિમાં સુધારો થયો છે, અને પરિણામે લેંકેશાયરના સુતરનું કામ કરનાર કુશળ મજુર લોકોના જેવા આખા જગતમાં—મજુરોનો સમૂહ સામટો લેતાં—બીજા મજુર નથી.

'પરિસ્વેદજનક શ્રમ'નો નાશ કરવાને માટે ઈંગ્લાંડમાં 'ટ્રેડ યુનીઅન', કારખાનાંના કાયદા, અને મજુરીના દરની વ્યવસ્થા કરનાર મંડળ, આ ત્રણ મુખ્ય ઉપાય લેવામાં આવે છે. તે ઉપરાંત આ ઉદ્દેશ પાર પાડવા માટે અંગ્રેજ સ્ત્રીઓ બીજા મહત્ત્વના ઈલાજ કામે લગાડે છે તેનો હવે વિચાર કરીએ. સ્ત્રીમજુર સંબંધી પ્રશ્નમાં ૫

રાખનાર 'વિમેન્સ ઇન્ડસ્ટ્રીઅલ કાઉન્સિલ' નામની એક મોટી સંસ્થા છે. બૈરાં મજુરોને એકત્ર કરવા માટે અને તેમને સામાજિક કેળવણી આપવા માટે, તથા તેમની ઔદ્યોગિક સ્થિતિ સુધારવા માટે એ સંસ્થા સ્થાપવામાં આવેલી છે. આ મંડળીને રાજકીય કે ધાર્મિક વિષયો સાથે કાંઇ સંબંધ નથી. આ મંડળ વેપારઉદ્યોગ સંબંધી બાબતમાં કાયદાની સલાહ સ્ત્રીઓને મફત આપે છે; અને ગેરકાયદેસર કામ થતું હોય તો આ રીતે તેથી તે અટકે છે. અથવા કારખાનાંના કાયદાનો ભંગ થતો હોય તો તેનાથી ઉઘાડું પડે છે. 'ધ વીમેન્સ ઇન્ડસ્ટ્રીઅલ ન્યુઝ' નામનું ત્રિમાસિક ચોપાનીઉં આ મંડળ પ્રસિદ્ધ કરે છે. તેમાં મંડળ તરફથી જુદા જુદા વેપારનું વિવેચન થાય છે; અને ઉદ્યોગના પ્રશ્નોની ચર્ચા થાય છે. ચોપાનીઆના રૂપમાં બીજા કેટલાક નિબંધો વાજબી કિંમતે એ મંડળ પ્રસિદ્ધ કરે છે. તેમાંના થોડાકનાં નામ જાણ્યાથી આ સંસ્થાના પ્રયાસના પ્રદેશનો કાંઇક ખ્યાલ આવશે. 'બાળકો માટે હિલાયદી ઇન્સાફની અદાલતો'; 'સ્ત્રીઓ અને છોકરાં માટે ઉદ્યોગને લગતા કાયદા'; 'છોકરાઓ અને છોકરીઓનો મજુર તરીકેનો ઉદ્યોગ'; 'સ્ત્રી કામદારો અને કારખાનાના કાયદા'; 'ધોબીનું કામ કરનાર બૈરાં અને કાયદો.' 'કારખાના સંબંધી કાયદાનો સાર'; 'ઓગણીસમી સદીમાં ઇંગ્લાંડમાં બૈરાંની મજુરીના દર'; 'ઘર સ્વચ્છ કેવી રીતે રાખવું'; 'સાદું ભોજન કેવી રીતે રાંધવું'; ઇત્યાદિ. તેને અંગે એક કાર્ય ચલાવનાર કમિટી, શિક્ષણ કમિટી, તપાસ કરનાર કમિટી, કાયદાની કમિટી, કલબ સિટીઝન કમિટી, પુસ્તક પ્રસિદ્ધ કરનાર કમિટી, ટ્રેનીંગ સ્કુલ કમિટી તથા શિક્ષણ લીધેલી કોલસાવાળી સ્ત્રીઓનાં મંડળને સલાહ આપનાર કમિટી છે. દરેકમાં અધ્યક્ષ સ્ત્રી છે. કારખાનાંના કાયદા કે સાર્વજનિક આરોગ્યના કાયદાનો કોઈ રીતે ભંગ થયાની લોકોને ખબર મળે, ને તેથી જો મજુરી કરનાર બૈરાં અથવા છોકરીઓની તંદુરસ્તીને હાનિ થાય તેમ હોય તેની 'વિમેન્સ ઇન્ડસ્ટ્રીઅલ કાઉન્સિલ'ને માહિતી આપવામાં આવે તો તે મંડળ તરફથી તરત તે બાબતની પરિપૂર્ણ રીતે તપાસ કરી તેસંબંધી

બરોબર બંદોબસ્ત કરવામાં આવે છે. થોડે થોડે વખતે તપાસ કરનાર કમિટી અમુક અંતર સુધીની જગ્યામાં બૈરાં જે ધંધામાં કામ કરતાં હોય ત્યાંની સ્થિતિની તપાસ કરવાને ખાસ બાતમી મેળવે છે; માલીકની, મજુરોની, કામ કરવાના ઓરડાની, અને બીજા કોઈ અધિકારી પાસે બાતમી મળે તેમ હોય તો તે સર્વેની મુલાકાત જાતે જઇને કરે છે, અને ગેરકાયદેસર કામ થતું હોય તો શોધી કહાડે છે અને સુધારે છે. આ પ્રમાણે લંડનની દુકાનોમાં કામ કરતી સ્ત્રીઓની સ્થિતિની એ મંડળ તરફથી તપાસ કરવામાં આવી હતી, અને તે સંબંધી હકીકત જાહેર કરવામાં આવી હતી. તે ઉપરથી ઇંગ્લાંડના રાજ્યનગર લંડનમાં દુકાનોપર કામ કરતી બાળાઓને માટેના નિયમોમાં અને દુકાનોમાં તેમને માટેની સગવડમાં સુધારો કરવાની હીલચાલ શરૂ કરવામાં આવી છે. ઘેર બેસીને થતા ઉદ્યોગ, જે ઘણા જ નિર્ધન વર્ગની બૈરીઓ કરે છે, તેની તપાસ કરવી એ એક મુખ્ય કામ તરીકે આ કમિટીએ માથે લીધું છે. છાપવાનું કામ કરનાર બૈરાંની સ્થિતિ તપાસવાનું કામ પણ એ જ કમિટી કરે છે; અને બીજા એવા સ્ત્રીઓના અઠ્ઠાવીસ ભિન્ન ભિન્ન ઉદ્યોગની તેમણે હકીકત મેળવી છે. શિક્ષણ કમિટીએ વિશેષે કરીને નિશાળનાં છોકરાંઓને કેટલી મજુરી મળે છે, એ ઉપર લક્ષ આપ્યું છે, અને તેની તપાસની અસર ઇ. સ. ૧૯૦૯ ના બાળકોના કાયદામાં જણાઈ આવી હતી. છોકરીઓ માટે હુંનરનું શિક્ષણ, અને ઉદ્યોગની શાળા, એ બાબતો પર પણ આ કમિટીનું લક્ષ દોરાયું હતું અને તેને પરિણામે લંડનમાં એવી અનેક શાળાઓ શરૂ થઈ ગઈ છે. કાયદાની કમિટી ગરીબ સ્ત્રીઓના વકીલ તરીકેનું કામ કરે છે. તે ઉપરાંત પાર્લામેન્ટમાં હાઉસ ઑફ કૉમન્સ (આમની સભા) માં સભાસદો પાસે એ પ્રશ્નની ચર્ચા કરી તે પોતાના અભિપ્રાય પ્રદર્શિત કરે છે. એ કમિટી અરજીઓ ઘડે છે, અમુક હેતુ માટે એકઠાં થઈ તે હેતુ પાર પાડે તેવા અધિકારી સમક્ષ જવા (ડેપ્યુટેશન)ની વ્યવસ્થા કરે છે; ગેરકાયદેસર કામ થતું હોય તો વર્ત્તમાનપત્ર દ્વારા જાહેર કરે છે. હાલમાં તે છોકરાઓ કરી શકે એવા, ફેરીઆના

કામની ગોઠવણુ અને કામ ન મળતું હોય એવાં બૈરાંના ઉદ્યોગગૃહની વ્યવસ્થા એ બે કામ હાથમાં લેવા ધારે છે. 'વિમેન્સ ઇન્ડસ્ટ્રીઅલ કાઉન્સિલ'ના કાર્યનું વિવેચન આપીએ તો તો મોટું પુસ્તક થઇ જાય. પરંતુ આપણે તો તેમણે હાલમાં હાથમાં લીધેલા છેલ્લામાં છેલ્લા કાર્યનું વર્ણન આપીને સંતોષ માનવો પડશે. ધંધાદારી વર્ગની છોકરીઓ યોગ્ય ગૃહિણીઓ ને યોગ્ય માતાઓ થાય, અને શિક્ષણ પામેલી છોકરાં ઉછેરનાર 'નર્સ' થઈ શકે તે સર્વ બાબતનું શિક્ષણ આપવા માટે બાળકો સંબંધી કામ શીખવે તેવી ટ્રેનીંગ સ્કુલો સ્થાપવાની ધારણા તેઓ રાખે છે. આ યોજના શરૂ કરવા માટે હેકની (લંડનના ઇશાન ખુણા) માં એક સારૂં ઘર લીધું છે, અને તેમાં ૧૪ છોકરીઓ શિક્ષણ લઈ શકે એવી સગવડ કરી છે. આ છોકરીઓને એક મહિનાથી તે પાંચ વર્ષની વયનાં બાર છોકરાંની સંભાળ લેવાનું વ્યવહારિક શિક્ષણ આપવું એવી તેની મતલબ છે. એ છોકરાંનાં કપડાં પણ છોકરીઓએ જાતે જ ધોવાં, એવું રાખવામાં આવશે. દરેક બાળાને સુવાને મચ્છરદાનીવાળી પાટ હોય છે. છોકરાંને કેવી રીતે ન્હવડાવવાં, કપડાં પહેરાવવાં, અને તેમને ખવડાવવું એ તેમને શીખવાય છે; સમજણ વાપરીને બાલકોને રમાડવાં, ત્રેવડથી ઘર ચલાવવું, રાંધવું, ધોવું, અને શીવવું એ સર્વ તેને શીખવવામાં આવશે. બાલકની તંદુરસ્તી કેવી રીતે જાળવવી, અકસ્માત વખતે કરવાના તાત્કાલિક ઈલાજ, માંદાની માવજત, તેમનો ખોરાક, ઈત્યાદિનું જ્ઞાન પણ આપવામાં આવશે. બાળાઓને એક શીખેલી પુખ્ત વયની નર્સની દેખરેખ નીચે રાખવામાં આવે છે. ગૃહવ્યવસ્થાનું શિક્ષણ લીધેલી એક શિક્ષકના હાથ નીચે બાળાઓને ઘરનું સઘળું કામ કરવું પડે છે. શાળામાં એક વર્ષ રહ્યા પછી પરીક્ષામાં દાખલ થવું પડશે. તેના પરિણામમાં ઉમેદવાર જો ફત્તેહમંદ થાય તો સર્ટિફિકેટ આપવામાં આવશે અને નોકરી પણ શોધી આપવામાં આવશે. દરેક બાળાને પહેલા મહિનામાં ઉમેદવાર તરીકે કામ કરવાનું છે. અને જો તે લાયક ન માલમ પડે તો આગળ શિક્ષણ આપવાની મનાઇ કરવામાં આવશે. એક વર્ષ સુધી શાળામાં રહેવાનું, અને શિક્ષણનું

ખર્ચ બન્ને મળીને ૨૬ પાઉન્ડ મુકરર કરવામાં આવ્યા છે. ઇચ્છા હોય તો દર અઠવાડીએ તે નાણાં હફ્તાથી આપીને પૂરાં કરી શકાય છે. જે લોકથી ખર્ચ ભરી શકાય નહીં, તેમને શીખવા સારૂ ને રકમ ધીરવા સારૂ ફંડ કરવું અને જ્યારે તેઓ કમાતાં થાય ત્યારે હફ્તે હફ્તે પૈસા પાછા ભરી દે, એવી યોજના કરવાની સૂચના કરવામાં આવી છે. છોકરાંને માટે ભરૂસાદાર આવડીઆત આયાનો ઘણો જ ખપ છે, અને આવી યોજના શરૂ કરવામાં આવે તો સારા ઘરની છોકરીઓ માટે ગુજરાનના સાધન તરીકે બાળકને સાચવનાર આયાના ધંધાનો દરજ્જો નિઃસંદેહ વધે. સારી માતા અને કાળજીવાળી ગૃહિણી બનાવવાનું શિક્ષણ છોકરીઓને આપવાની પદ્ધતિ ઇંગ્લાંડમાં તદ્દન નવી છે. પોતાનાં છોકરાંનું હિત કરવા ખાતર આવી કાંઇ વ્યવહારિક યોજના આપણા દેશમાં શરૂ કરવાનું આપણા દેશની સ્ત્રીઓને યોગ્ય લાગતું હોય તેવીને આ બધી વ્યવસ્થા પ્રશંસનીય લાગશે, એવી અમને ખાત્રી લાગે છે. 'વીમેન્સ ઇન્ડસ્ટ્રીઅલ કાઉન્સિલ'ના આશ્રય નીચે બીજી કેટલીક સંસ્થાઓ શરૂ કરવામાં આવી છે. દૃષ્ટાન્ત તરીકે (૧) ધ કલબ્સ ઇન્ડસ્ટ્રીઅલ એસોસીએશન, (૨) 'ધ ગર્લ્સ કલબ લાઇબ્રેરી' (૩) 'ધી એસોસીએશન ઑફ ચાર વીમેન ઍન્ડ ડોમેસ્ટીક વર્કર્સ.' પહેલી સંસ્થા ઇ. સ. ૧૮૯૮ માં સ્થાપવામાં આવી હતી; અને હવે તે 'ધી નૅશનલ ઓર્ગેનીઝેશન ઑફ ગર્લ્સ કલબ'નામના મંડળ સાથે જોડી દેવામાં આવી છે. કામ કરનાર છોકરીઓની કેટલીક કલબોનાં પ્રતિનિધિઓ એ મંડળમાં દાખલ થાય છે; છોકરીઓની જુદી જુદી કલબોમાં ઉદ્યોગ સંબંધી કાયદાના જ્ઞાનનો પ્રચાર કરવો એ તેનો ઉદ્દેશ છે. આ ઉદ્દેશ પાર પાડવાને માટે કાયદામાં નિપુણ માણસ પાસે કારખાનાંના કાયદાપર એ મંડળ તરફથી વ્યાખ્યાન અપાવાય છે; તેમાં પાડોશની કલબનાં પ્રતિનિધિઓને, સભાનાં મેમ્બર હોય કે ન હોય તોપણ આમંત્રણ કરવામાં આવે છે. ઘણીવાર એવું બને છે કે છોકરીઓને પોતાના ઉદ્યોગ સંબંધી કાયદાની બીલકુલ માહિતી હોતી નથી; અને તેથી તેમને નિવારણ થઇ શકે એવાં દુઃખ પણ મુંગે મોઢે સહન કરવાં પડે છે.

છોકરીઓનું આ પ્રકારનું અજ્ઞાન દૂર થાય, પોતાના સાંસારિક અને નૈતિક શ્રેયમાં તેઓ કાળજી રાખતી થાય, એ આ અને આવી બીજી સંસ્થાઓનો ઉદ્દેશ છે. ઉદ્યોગના મધપુડા સરખા લંડન શહેરના કંગાલમાં કંગાલ લતામાં જ્યાં અત્યંત તંગી ભોગવતા મજુરો-નો વાસ છે, ત્યાં છોકરીઓને મહા એક બળવાન રાજ્યના શહેરના વતની તરીકેની ફરજો શીખવવા માટે વર્ગ ચલાવવામાં આવે છે, અને તેમાં ઉદ્યોગ સંબંધી મહત્ત્વવાળા અને સામાજિક મહત્ત્વવાળા વિષયની ચર્ચા કરવામાં આવે છે. આ યોજના સફળ થએલી માલુમ પડે છે. બાળાઓની ભિન્ન ભિન્ન કલબોમાં વ્યાખ્યાન કરનારને અભ્યાસ કરી વ્યાખ્યાન કરવા માટે ઉદ્યોગને લગતા વિષયોની વ્યાખ્યાનમાળા તૈયાર કરવામાં આવી છે.

સ્ત્રીઓનું હિત વધારવા માટે એક બીજી સંસ્થા છે; તેનું નામ ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડમાં મહેનત કરનાર સ્ત્રીઓની પ્રજાકીય સમિતિ છે. તે 'ઇન્ટર્નેશનલ કાઉન્સિલ ઑફ વીમેન' ની સાથે જોડી દેવામાં આવી છે. એ સંસ્થા સ્ત્રીઓનાં મંડળો સ્થાપવાના કાર્યને ઉત્તેજન આપે છે. કામદાર બૈરાંને મદદ કરવા માટે માહિતી આપે છે, એક મધ્યસ્થ મંડળી તરીકે કામ કરે છે, અને તેમાં પ્રજાકીય મહત્ત્વની બધી સંસ્થાઓ પ્રતિનિધિ મોકલી શકે છે. દરેક સ્થાનિક સંસ્થા તદ્દન સ્વતંત્ર હોય છે. જે સ્ત્રીઓ, સ્ત્રીઓના કામમાં હિત ધરાવતી હોય અથવા સ્ત્રીઓના કાર્યમાં પ્રવૃત્ત થએલી હોય તે સર્વે નાની રકમ ભરે તો તે મંડળમાં મેમ્બર થઈ શકે છે. કામ કરનાર બૈરાંની વાર્ષિક કૉન્ફરન્સ દર વર્ષે જુદા જુદા મધ્યસ્થળમાં મળે છે; અને તેના પ્રસિદ્ધ થએલા રીપોર્ટ ઉપરથી આખા રાજ્યમાં બૈરાંના ઉદ્યોગની સ્થિતિ કેવા પ્રકારની છે તેની માહિતી મળી શકે છે. કામવાર વિભાગ પાડી જુદી જુદી કમિટીઓ નીમવામાં આવે છે. તેનાં માત્ર નામપરથી એ મંડળની સત્તાનો વિસ્તાર જણાય છે. પુસ્તક પ્રસિદ્ધ કરવાની, નાણાંની વ્યવસ્થાની, કાયદાની, જુદી જુદી પ્રજા વચ્ચે કામ કરવાની, ઉદ્યોગ સંબંધી કમિટીઓ છે. વળી બાળાઓની કલબની કમિટી, બાળાઓને વિમાર્ગે

જતી રોકવાની અને તેથી ઉગારવાની કમિટી, કેળવણીની કમિટી, હિંદુસ્તાન સંબંધી અભ્યાસ કરવાની બૈરાંની સભા, પ્રદર્શનમાં કામ કરતાં બૈરાંને આરામ લેવાની ઓરડીઓની ગોઠવણ રાખવાની કમિટી, સાર્વજનિક આરોગ્ય કમિટી છે. આ વિશાળ યોજનાની શાખાઓ આખા રાજ્યમાં છે. 'કામ કરનાર સ્ત્રીઓની પ્રજાકીય સમિતિ'ને અંગે મધ્યસ્થ મંડળ ('સેન્ટ્રલ બૉરો') સ્થાપવામાં આવ્યું છે. નીતિની કેળવણીની કમિટી, ગામડાંનાં મકાનો અને આરોગ્ય સાચવવા સંબંધી કમિટી, ઘરકામનું શિક્ષણ આપનાર તથા સમાજ-શાસ્ત્રનું અને સામાજિક અર્થશાસ્ત્રનું શિક્ષણ આપનાર શાળાના શિક્ષકો-ની સભા; આ સર્વ માટે તથા સ્ત્રીઓના ઉદ્યમ માટે એ મધ્યસ્થ મંડળ છે. ઉદ્યોગ વિભાગની કમિટીનું કામ, જે ઉદ્યોગના વિષયના પ્રશ્નો સ્ત્રીવિષયક છે તેને લગતું છે.

બૈરાંને વધારે સારું કામ કરતાં શીખવવું, અને તેમને ભારે દર અપાવવા એ પણ મજુરીના દર વધારવાની એક બીજી યુક્તિ છે. કેટલાક એવી દલીલ કરે છે કે વધારે પગાર તે સારું કામ આવડ-વાનું કારણ છે, પરિણામ નથી. અને તેથી કોઇ પણ યોજનામાં જો પ્રથમથી જ મજુરીના દર વધારે આપવાનો અને કામ કરવાને યોગ્ય વખત આપવાનો હેતુ ન હોય તો નિશ્ચય તે યોજના નિષ્ફળ થવાની. તે છતાં બૈરાંમાં ઉત્કર્ષની સ્પૃહાનો અભાવ હોવાથી વધારે કુશળતા પ્રાપ્ત કરી સારી કમાણી કરી શકાય એવો ઉત્કૃષ્ટ ધંધો કરવાનો પ્રયાસ કરવાને બદલે તેમને ક્ષુદ્ર ધંધામાં રહેવું પડે છે એ વાત સર્વમાન્ય છે. આવાં પછાત પડી ગએલાં માણસોનો ઉત્કર્ષ કરવા માટે કાંઇ પણ ઇલાજ થવો જોઇએ એમ લાગવાથી છોકરા અને છોકરીઓ બન્નેને હુનરનું યોગ્ય શિક્ષણ મળે તે માટે ધંધાનું શિક્ષણ મેળવવા સારૂ ઉમેદવારીની અને દક્ષતાવાળા ઉદ્યોગની સમિતિ લંડનમાં સ્થાપવામાં આવી હતી. 'ધી નૅશનલ ઇન્સ્ટીટ્યુશન ઑફ ઍપ્રેન્ટીસશિપ' નામની સંસ્થાનો ઉદ્દેશ પણ એ જ એટલે છોકરા અને છોકરીઓને દક્ષતાવાળા હુનરનું શિક્ષણ આપવું, એ છે. યુવક વર્ગને ઔદ્યોગિક કેળવણી આપવાનું કેટલું મહત્વનું ગણાય છે તે, જુદા જુદા

ઉદ્યમ અને હુંનર માટે છોકરાઓ, અને છોકરીઓને લંડનની કાઉન્ટી કાઉન્સિલ તરફથી સ્કૉલરશિપ આપવામાં આવે છે તેની સંખ્યા ઉપરથી માલુમ પડે છે. ધંધાના શિક્ષણની શાળાઓ સ્થપાઈ છે, અને પ્રાથમિક શિક્ષણ લીધા પછી જે છોકરાઓ અને છોકરીઓને કારીગરીવાળા ધંધાનું શિક્ષણ લેવામાં બે વર્ષ ગાળવાની ઇચ્છા હોય તે તેમાં દાખલ થાય છે. ત્યાં સામાન્ય કેળવણીનું તેમનું શિક્ષણ તો જારી જ રહે છે, પરંતુ ઘણોખરો વખત ખાસ ઉદ્યમ શીખવામાં જાય છે. જુદા જુદા ધંધાનો વ્યવહારિક અનુભવ મળેલો હોય, એવા શિક્ષકો શિક્ષણ આપવા માટે રાખવામાં આવે છે; અને દરેક શાખાના એકેક કાબેલ માણસની કમિટી બધી વ્યવસ્થા કરે છે. એમ કહેવાય છે કે, આ પ્રમાણે શિક્ષણ લીધા પછી વિદ્યાર્થીઓ જે વિશેષ ઉદ્યમ શીખ્યા હોય તેમાં તેમને સારી રોજી મળી શકે છે. આવી ધંધાને લગતી શાળાઓ, હાલમાં તો માત્ર લંડનમાં જ છે; તે સિવાય બીજે ઠેકાણે ખાનગી સાહસે ચાલતી માત્ર જુજ શાળાઓ છે. પણ આ યોજના સર્વ સામાન્ય થશે એ નિશ્ચય છે, કારણ કે હુંનરનું શિક્ષણ એ સમસ્ત પ્રજાને લગતો પ્રશ્ન ગણાય છે, અને નિર્ધનતાના મહાન વિષયને એની સાથે નિકટ સંબંધ છે.

ધંધાનું શિક્ષણ આપવા કાંઇ પણ પૈસા લીધા વીના ઉમેદવાર રાખવાની યોજનાના વિવેચન પછી એ વિષયની વધારે ચર્ચા ઉદ્ભવે છે; તે છોકરા અને છોકરીઓના ઉદ્યોગના પ્રશ્નને લગતી છે. તે વિષયનો સમાવેશ 'પરિસ્વેદજનક શ્રમના નિષેધ' ના આ પ્રકરણમાં કરી શકાશે. આ કાર્યમાં અંગ્રેજ સ્ત્રીઓ બહુ કાળજી રાખે છે; અને મિસીસ હૉગ નામની સ્ત્રીએ છોકરાઓને નિશાળના વખત પછી કામે લગાડવા સંબંધી એક કાયદો પસાર કરાવ્યો હતો. હાલમાં ખાસ કરીને ઈંગ્લાંડનાં મુખ્ય શહેરોમાં છોકરાંઓને શાળાના કામ ઉપરાંત છૂટક કામ સોંપવામાં આવે છે; છૂટક મજુરી, જેવી કે લોકોને ઘેર દૂધ આપી આવવું, સંદેશા લઇ જવા, વર્તમાનપત્રો વેચવાં અને વ્હેંચવાં, ફૂલ, ફળ, શાક અને નાની રમવાની વસ્તુઓ રસ્તામાં વેચવી, એ વગેરે છે. ઈંગ્લાંડમાં પ્રમાણ ગણવા યોગ્ય

સર્વ માણસોનો એકમત છે કે બાળકો પાસે આવી રીતે નાની વયમાં કામ લેવાથી તેમની ભવિષ્યની જીંદગીમાં ઘણાં માઠાં પરિણામ આવે છે. તેનું મુખ્ય કારણ એ છે કે જે ધંધામાં કાંઈપણ શરૂઆતનું શિક્ષણ લેવાની જરૂર પડતી નથી એવું કામ તેમને સોંપવામાં આવે છે, અને તેથી છેવટે કાંઇ સિદ્ધિ થતી નથી. ઇંગ્લાંડમાં કેળવણી ફરજીઆત છે, ત્યાં ઘણાનું માનવું એવું છે કે ભણતાં છોકરાંને શાળાના શિક્ષણ દરમીઆન કાંઇ પણ બીજું કામ સોંપવું નહીં એ ઇષ્ટ છે. વડોદરા રાજ્ય સિવાય આખા હિંદુસ્તાનમાં ફરજીઆત કેળવણી નથી, અને તેથી આપણા દેશમાં બાળકના ઉદ્યમનો સવાલ ઇંગ્લાંડથી તદ્દન જુદા જ પ્રકારનું રૂપ ધારણ કરે છે. આપણાં બાળકોને શિક્ષણ લેવા શાળાની સંખ્યા પુરતી ન હોય તો માબાપ, તેમને કાંઇ ઉપયોગી, આરોગ્ય સચવાય એવાં કામ સોંપે તો કાંઇ વાંધા જેવું નથી. આ પુસ્તકનાં કેટલાંક પ્રકરણમાં વિવેચન કરવામાં આવ્યું છે તે પ્રમાણે ખેતીવાડીનું કામ કરનાર લોકોપર એ ઉદ્યમની ઘણી સારી અસર થાય છે, અને તેને લીધે છોકરાં ગુન્હામાં પડતાં તો નહીં પણ રખડાઉ થતાં તો અટકે છે. હિંદુસ્તાનમાં ફરજીઆત કેળવણીનો પ્રશ્ન હાલમાં સરકારની રૂબરૂ છે; પણ તેનું કાંઇ જલદી નિરાકરણ થાય એમ નથી, કારણ કે તેનું ખર્ચ પૂરૂં પડવાની મુશ્કેલી છે. અફીણની જકાતમાં હમણાં જ હિંદુસ્તાનની સરકારને ઘણી ખોટ ગઈ છે. મીઠાનો વેરો કમી કર્યાથી પણ આવકમાં ઘટાડો થયો છે. અને આપણને વિદિત છે કે વાઇસરોયના કબજામાં કાંઈ સીંચી મુકેલું ધન નથી કે જેમાંથી ફરજીઆત કેળવણીમાં મદદ કરવાને તે તત્કાળ કાઢી આપે. એ ખરી વાત છે કે હિંદુસ્તાનમાં ફરજીઆત કેળવણી આપવી કે નહીં, તે માટે મતભેદ છે. પરંતુ પ્રાથમિક કેળવણીનો પ્રચાર કરવો એ યોગ્ય છે કે નહીં તે માટે તો બેમત હોઈ શકે જ નહીં. વડોદરા રાજ્યમાં ફરજીઆત કેળવણી દાખલ કરવામાં આવી છે, તો ત્યાં છોકરાંઓને ફેરીઆનો ધંધો કરતાં રોકવાનો પ્રયાસ થાય તો સારૂં. કેમકે પાશ્ચાત્ય સમાજશાસ્ત્રવેત્તાઓ (સોશીઑલૉજીસ્ટ) નો મત એવો

ઉદ્યમ અને હુંનર માટે છોકરાઓ,
કાઉન્ટી કાઉન્સિલ તરફથી સ્કૉલરશિપ
સંખ્યા ઉપરથી માલુમ પડે છે. ધંધા
પાઈ છે, અને પ્રાથમિક શિક્ષણ લીધ
છોકરીઓને કારીગરીવાળા ધંધાનું શિ
ઇચ્છા હોય તે તેમાં દાખલ થાય છે.
શિક્ષણ તો જારી જ રહે છે, પરંતુ
શીખવામાં જાય છે. જુદા જુદા ધંધા
હોય, એવા શિક્ષકો શિક્ષણ આપવા
દરેક શાખાના એકેક કાબેલ માણસને
છે. એમ કહેવાય છે કે, આ પ્રમાણે
જે વિશેષ ઉદ્યમ શીખ્યા હોય તેમાં
છે. આવી ધંધાને લગતી શાળાઓ,
છે; તે સિવાય બીજે ઠેકાણે ખાનગી
શાળાઓ છે. પણ આ યોજના સર્વ
કારણ કે હુંનરનું શિક્ષણ એ સમસ્ત
છે, અને નિર્ધનતાના મહાન વિષયને

ધંધાનું શિક્ષણ આપવા કાંઇ
વાર રાખવાની યોજનાના વિવેચન પ
ઉદ્ભવે છે; તે છોકરા અને છોકરીએ
છે. તે વિષયનો સમાવેશ 'પરિશ્વ
પ્રકરણમાં કરી શકાશે. આ કાર્યમાં
રાખે છે; અને મિસીસ હૉગ નામ
વખત પછી કામે લગાડવા સંબંધ
હતો. હાલમાં ખાસ કરીને ઇંગ્લાંડના
શાળાના કામ ઉપરાંત છૂટક કામ સોં
જેવી કે લોકોને ઘેર દૂધ આપી આવ
પત્રો વેચવાં અને વ્હેંચવાં, ફૂલ, ફ
વસ્તુઓ રસ્તામાં વેચવી, એ વગેરે છે

છે....[1] બીજો એટલા જ મહત્વનો સવાલ–ધંધામાં શારીરિક યોગ્યતાનું સર્ટીફીકેટ આવશ્યક છે કે નહીં–એના ઉપર તેમનું ગંભીર ધ્યાન ખેંચાયું છે. અલબત એ વાત સ્મરણમાં રાખવાની છે કે યુનાઇટેડ કીંગડમમાં કારખાનાંને લગતા કાયદાનો આરંભ થયો ત્યારથી આ સર્ટીફીકેટ આવશ્યક ગણાય છે; અને એ તો સ્પષ્ટ છે કે જો એ સર્ટીફીકેટની કાંઇ કિંમત ન હોય તો ગ્રેટ બ્રિટનના વેપારીઓની સંયુકત વર્ગ અને બુદ્ધિના પ્રભાવે એવો નિરુપયોગી અને બીનજરૂરીઆત કાયદો રદ થયો હોત. ઈંગ્લાંડમાં ધંધા માટેના ઉમેદવારની ચોક્કસ ઉમર સહેલાઇથી જાણી શકાય છે. હિન્દુસ્તાનમાં તેમ બનવું અશકય છે. એ જ બતાવી આપે છે કે માત્ર અડસટ્ટો બાંધીને ઉમર નક્કી કર્યા ઉપરાંત શારીરિક સ્થિતિ તપાસી તે જણાવવાની ઘણી અગત્ય છે. તેમના (કમિટીના) અભિપ્રાય પ્રમાણે પુખ્ત ઉમરના ગણાતા માણસો, જેમની ખરૂં જોતાં તે કરતાં એક, બે કે ત્રણ વરસ ઓછી ઉમર હોય તેવાને આખો વખત કામે લગાડેલાં હોય એવી કાયદાની ગેરવર્તણુક દીઠામાં આવે છે; અને તે પ્રમાણે ઘણા વખતથી ચાલતું આવ્યું છે. નવ વર્ષની ઉપરનાં છે એવું સર્ટીફીકેટ એક વર્ષે મળ્યું હોય તે છોકરાંને ત્યાર પછી બાર મહિનાની અંદર આખો વખત કામે લગાડેલાં ઘણીવાર જોવામાં આવે છે. પોતાના પ્રત્યક્ષ નિરીક્ષણ સિવાય આ વિષયમાં બીજું પ્રમાણ મળવું મુશ્કેલ છે. કૉર્ટમાં પ્રતીતિ થવી તો લગભગ અશકય જ છે."[2] ઇન્ડીઅન ફેક્ટરી લેબર કમિશનના રીપોર્ટમાં એવું જ વર્ણન આપવામાં આવ્યું છે. તેમાં બતાવ્યું છે કે "મોજુદ કાયદાની સરતો પાળવામાં થતી બેકાળજીને લીધે જે ગંભીર પરિણામ આવે તેવી રીતે કાયદાનો ભંગ થાય છે, તે મુખ્ય કરીને વણવાના ધંધામાં છોકરાંઓની પાસે કામ કરાવવા સંબંધી છે. આગ્રા સિવાય સામાન્ય રીતે સંયુક્ત પ્રાન્તમાં અને પંજાબમાં, દક્ષિણ મદ્રાસમાં, તથા

---

૧ ટેક્સટાઇલ ફેક્ટરીઝ લેબર કમિટી (૧૮૯૬–૭) નો રીપોર્ટ, પૃ. ૧૧.

૨ એજન પૃ. ૧૩.

છે કે એ ધંધો પ્રજાના હિતને અવરોધક છે. તેઓ એમ ધારે છે કે સસ્તા પગારમાં છોકરાંઓ મળી શકે તેથી પેદાશ વધારવા માટે નવા નવા પ્રયોગનો ઉપયોગ કરવાની કામ કરાવનાર માલીકો તસદી લેશે નહીં, એવો ભય રહે છે. તે માટે જે ઉદ્યોગમાં છોકરાં અને સસતી મજુરીનો સાધારણ રીતે ઉપયોગ થતો હોય તે ઉપર ઘણું ધ્યાન આપવાની જરૂર છે.

ઇંગ્લાંડ સિવાય બીજા દેશોમાં પણ આ વિષય પર લક્ષ આપવાની જરૂર છે. ખચીત, દરેક સુધરેલા દેશમાં એ વિષયની ઘણી ઝીણવટથી તપાસ થવી આવશ્યક છે; હિન્દુસ્તાન કાંઈ અપવાદરૂપ નથી. જુદા જુદા ધંધાનાં કેટલી કેટલી વયનાં છોકરાંઓ હિન્દુસ્તાનમાં કામે લાગેલાં હોય છે, તેમ જ તેમની પાસે બેહદ વૈતરૂં કરાવવામાં આવે છે એ સત્ય છે કે નહીં, તેના ખરા આંકડા મેળવવા અશક્ય છે. પરંતુ આપણા દેશમાં કારખાનાંના સરકારી ઇન્સ્પેક્ટરોનો પુરાવો તપાસીશું તો છેવટ માલુમ પડશે કે ત્યાં સરકારી દેખરેખ છતાં, છોકરાંની પાસે એટલું વૈતરૂં કરાવે છે તો જ્યાં કાંઈ કાયદો કે નિયંત્રણ ન હોય ત્યાં આ અનિષ્ટ સ્થિતિ વિશેષ હોય તો તેમાં કાંઈ નવાઇ નથી.

પ્રથમ એ તો સ્પષ્ટ છે કે નવ વર્ષ જે કાયદાની ઉમર છે તેની અંદરનાં છોકરાંને ઘણીવાર કારખાનાંમાં રાખવામાં આવે છે. ટેક્સટાઇલ ફૅક્ટરી લેબર કમિટી, (કાપડ વણવાનાં કારખાનાંના મજુરવર્ગ સંબંધી કમિટી)ના ૧૯૦૬–૭ ના રીપોર્ટમાં જણાવ્યું છે કે કામટીનો એવો અભિપ્રાય થાય છે કે ઉમરનાં સર્ટીફીકેટ આપવા સંબંધી હાલમાં જે કાયદો છે, તેમાં તત્કાળ પરિપૂર્ણ સુધારો કરવાની આવશ્યકતા છે. છોકરાંને અતિશય મજુરીમાંથી બચાવવાં એ જ ફેક્ટરી ઍક્ટ (કારખાનાના કાયદા)નો ઉદ્દેશ છે, અને તે ઉપરાંત કાયદામાં બતાવ્યા પ્રમાણે ૧૪ વર્ષની ઉમર થાય તે પહેલાં પુખ્ત વયનાં માણસમાં છોકરાંની ગણત્રી થવી ન જોઇએ, અને તે પ્રમાણે તેમની પાસે કામ લેવાવું ન જોઇએ, એ પણ તેનો ઉદ્દેશ

છે....[1] બીજો એટલા જ મહત્વનો સવાલ–ધંધામાં શારીરિક યોગ્યતાનું સર્ટીફીકેટ આવશ્યક છે કે નહીં–એના ઉપર તેમનું ગંભીર ધ્યાન ખેંચાયું છે. અલબત એ વાત સ્મરણમાં રાખવાની છે કે યુનાઇટેડ કીંગડમમાં કારખાનાંને લગતા કાયદાનો આરંભ થયો ત્યારથી આ સર્ટીફીકેટ આવશ્યક ગણાય છે; અને એ તો સ્પષ્ટ છે કે જો એ સર્ટીફીકેટની કાંઇ કિંમત ન હોય તો ગ્રેટ બ્રિટનના વેપારીઓની સંયુક્ત વર્ગ અને બુદ્ધિના પ્રભાવે એવો નિરુપયોગી અને બીનજરૂરીઆત કાયદો રદ થયો હોત. ઈંગ્લાંડમાં ધંધા માટેના ઉમેદવારની ચોક્કસ ઉમર સહેલાઇથી જાણી શકાય છે. હિન્દુસ્તાનમાં તેમ બનવું અશક્ય છે. એ જ બતાવી આપે છે કે માત્ર અડસટ્ટો બાંધીને ઉમર નક્કી કર્યા ઉપરાંત શારીરિક સ્થિતિ તપાસી તે જણાવવાની ઘણી અગત્ય છે. તેમના (કમિટીના) અભિપ્રાય પ્રમાણે પુખ્ત ઉમરના ગણાતા માણસો, જેમની ખરૂં જોતાં તે કરતાં એક, બે કે ત્રણ વરસ ઓછી ઉમર હોય તેવાને આખો વખત કામે લગાડેલાં હોય એવી કાયદાની ગેરવર્તણુક દીઠામાં આવે છે; અને તે પ્રમાણે ઘણા વખતથી ચાલતું આવ્યું છે. નવ વર્ષની ઉપરનાં છે એવું સર્ટીફીકેટ એક વર્ષે મળ્યું હોય તે છોકરાંને ત્યાર પછી બાર મહિનાની અંદર આખો વખત કામે લગાડેલાં ઘણીવાર જોવામાં આવે છે. પોતાના પ્રત્યક્ષ નિરીક્ષણ સિવાય આ વિષયમાં બીજું પ્રમાણ મળવું મુશ્કેલ છે. કોર્ટમાં પ્રતીતિ થવી તો લગભગ અશક્ય જ છે."[2] ઇન્ડીઅન ફેક્ટરી લેબર કમિશનના રીપોર્ટમાં એવું જ વર્ણન આપવામાં આવ્યું છે. તેમાં બતાવ્યું છે કે "મોજુદ કાયદાની સરતો પાળવામાં થતી બેકાળજીને લીધે જે ગંભીર પરિણામ આવે તેવી રીતે કાયદાનો ભંગ થાય છે, તે મુખ્ય કરીને વણવાના ધંધામાં છોકરાંઓની પાસે કામ કરાવવા સંબંધી છે. આગ્રા સિવાય સામાન્ય રીતે સંયુક્ત પ્રાન્તમાં અને પંજાબમાં, દક્ષિણ મદ્રાસમાં, તથા

---

૧ ટેક્સટાઇલ ફેક્ટરીઝ લેબર કમિટી (૧૮૯૬–૭) નો રીપોર્ટ, પૃ. ૧૧.
૨ એજન પૃ. ૧૩.

બંગાળાનાં રૂનાં કારખાનાંમાં છોકરાંઓને ઘણું કરીને દરરોજ કામ ચાલે તે બધા કલાક કામ કરાવે છે, તે ચૌદ વર્ષની ઉપર તેમની ઉમર થઇ છે એ બહાને નહીં પણ માત્ર કાયદાની અવગણના કરીને જ. જે કારખાનામાં છોકરાંઓ પાસે આ પ્રમાણે કાયદા વિરુદ્ધ કામ લેવાય છે તે કારખાનામાં એક દિવસમાં ૧૦ થી ૧૪ કલાક કામ થાય છે, તે જ્યારે જાણવામાં આવે ત્યારે જ આ બાબતના મહત્ત્વનો સહેલાઇથી ખ્યાલ આવી શકે. "[૧]

"છોકરાંઓને કામે લગાડવામાં બીજો એક ગેરઉપયોગ થતો માલુમ પડે છે, તે એ છે કે નવ વર્ષની અંદરનાં છોકરાંને અડધો વખત કામે લગાડે છે, અને ચૌદ વર્ષની અંદરનાં છોકરાંને તેઓ ચૌદ વર્ષની ઉપરનાં છે એવું કહી આખો વખત કામે લગાડે છે. રૂનાં કારખાનાંમાં નવ વર્ષની અંદરનાં ઘણાં છોકરાંને અડધો વખત કામ કરાવે છે. "[૨]

"જે છોકરાંને માત્ર અડધો વખત કામ કરવા રાખેલાં હોય છે તેમની પાસે ઘણીવાર સાત કલાક સુધી વગર આરામથી લાગટ કામ કરાવે છે. "[૩]

"કમિશ્નરોની મુસાફરી દરમીયાન જે છોકરાંને તપાસ્યાં હતાં તે અને તેમાં ખાસ કરીને સુતર વણવાનાં કારખાનાંમાં ઘણાંખરાં દુર્બલ બાંધાનાં અને નબળાં દેખાવનાં હતાં. કાનપુર અને ઉત્તર-હિંદુસ્તાનમાં સાધારણ રીતે મીલના પુખ્ત ઉમરના મજુરો સારા બાંધાના હોય છે, ત્યાં છોકરાંનો અશક્ત દેખાવ જોઇને અમને ઘણું આશ્ચર્ય લાગ્યું હતું. રૂ છુટું પાડવાનું ને સુતર ઉકેલવાનું કામ જો કે કકડે કકડે થતું હોય તોપણ નવ વર્ષનાં છોકરાં માટે તો એ કઠણ જ કામ છે; તેથી છોકરાંની વર્તમાન સ્થિતિ સુધારવા માટે કાંઇ પણ ઉપાય લેવાની અગત્ય છે. "[૪]

---

૧ ટેક્સટાઇલ ફેક્ટરીઝ લેબર કમિટી (૧૯૦૬–૭)નો રીપોર્ટ પુસ્તક ૧, પૃ. ૧૪.
૨ એજન પૃ ૧૫.
૩ એજન પૃ ૧૮.
૪ એજન પૃ. ૨૯.

મીલનો ઉદ્યોગ નબળાં છોકરાંને માટે યોગ્ય નથી, તોપણ તેવાં છોકરાંને ઘણીવાર કામે લગાડવામાં આવે છે. કેટલાક ઇન્સ્પેક્ટરોએ, અને મિલના માલીકોએ ઇ. સ. ૧૯૦૮ના કમિશનની રૂબરૂ સાક્ષી આપી હતી, તે આ હકીકતને ટેકો આપે છે. દૃષ્ટાન્ત તરીકે અમદાવાદની મીલોમાં બાળકના કામને સંબંધે બોલતાં મી. ડબલ્યુ. બી. ચેમ્બર્સે કહ્યું હતું કે, "મેં એવાં નાનાં છોકરાંને કામ કરતાં જોયાં છે કે સોંપેલું કામ તેઓ ભાગ્યે જ કરી શકતાં હતાં. મીલોમાં જો તેમને કામે ન લગાડયાં હોય તો બીજો કયો ઉદ્યમ તેમને લાયકનો છે તે હું જાણતો નથી. પરંતુ આવાં નબળાં છોકરાંને તો ખુલ્લી હવામાં કામ કરવાનું સોંપવું એ વધારે સારૂં છે."[1] વળી ત્યાંના સિટી મેજીસ્ટ્રેટ મિ. દાદાભાઇ નસરવાનજી નાણાવટીએ જુબાની આપી હતી કે, "મહેનત કરવાને તદન નાલાયક છોકરાંને કામ કરતાં મેં જોયાં છે. કેટલાંક છોકરાં ઘણાંજ નાનાં હતાં, તેથી જે કામ તેમની પાસે કરાવવામાં આવતું તે માટે તેઓ તદન નાલાયક હતાં. અર્ધો વખત કામ કરવા સંબંધી નિયમ બરોબર પાળવામાં આવતો નથી."[2]

ભરૂચના કામચલાઉ સિવિલ સર્જને પણ એ જ પ્રકારની હકીકત આપી હતી. તેમણે કહ્યું હતું કે, " જો છોકરાંઓની શરીર સંબંધી લાયકાત સારૂ તપાસ થતી હોત તો આઠ છોકરાંમાંથી એક છોકરાને શારીરિક અયોગ્યતા માટે હું નાપાસ કરત."[3]

મુંબાઈની ફૅકટરીના મુખ્ય ઇન્સ્પેકટર મી. હે આઇ. સી. એસ. એમણે પોતાનો અભિપ્રાય એવો આપ્યો હતો કે, સાધારણ દૃષ્ટિએ જે છોકરાં લગભગ બાર વર્ષે જેટલાં લાગતાં હતાં, તે છોકરાંને ચૌદ વર્ષનાં ગણવામાં આવ્યાં હતાં. તેમણે કહ્યું હતું કે છોકરાં નવ વર્ષનાં પૂરાં દેખાતાં ન હોય, તેવાંને કામ કરતાં મેં જોયાં છે, પરંતુ જે છોકરાંને ચૌદ વર્ષનાં ગણીને પાસ કરવામાં આવતાં તેમની ઉમરનો ફેર જેટલો જણાઇ આવતો તેટલો આ છોકરાંમાં નહોતો

---

૧ ઈસ્ટ ઇંડિયા (ફેક્ટરી લેબર કમિશન, ૧૯૦૮), પુસ્તક ૨, પૃષ્ઠ ૯.

૨ એજન પૃ. ૧૩.

૩ એજન પૃ. ૩૧.

જણાતો.[1] એજ પ્રમાણે મુંબઈના કલેકટર મિ૦ હ્યુ આઇ. સી. એસ. એમણે જણાવ્યું હતું કે, "મેં ઘણીવાર છથી નવ વર્ષની વયનાં છોકરાંઓને પોતાનાં માબાપ સાથે મીલમાં જતાં જોયાં છે,' અને ત્યાં તેમની પાસે કામ કરાવવામાં આવે છે.'[2]

અલિગઢમાં લૅફ્‌ટેનન્ટ કર્નલ બુડરાઇટ, આઇ. એમ. એસ. એમણે સાક્ષી આપી હતી, કે "મેં કેટલાંક છોકરાંને જીનોમાં મોટી ઉમરનાં માણસોનું કામ કરતાં જોયાં છે, તે મારા અભિપ્રાય પ્રમાણે ૧૪ વર્ષની અંદરનાં હતાં."[3]

કલકત્તામાં મિ. ડી. આર. વૉલેસે અભિપ્રાય આપ્યો હતો કે "સેંકડે પાંચથી આઠ છોકરાં નવ વર્ષની અંદરની વયનાં હોય છે; અને કાંતનારાંમાં ઘણું કરીને સેંકડે દશ છોકરાં ચૌદ વર્ષની અંદરનાં હોય છે."[4]

નામાંકિત ઇંગ્રેજ ગૃહસ્થો અને પોતાની જવાબદારી સમજનાર હિંદુ સદ્‌ગૃહસ્થો તરફથી આવી સાક્ષી મળે ત્યારે તો આ દેશનાં કારખાનાંમાં છોકરાઓ, અને છોકરીઓને કામે લગાડવામાં કોઇ પણ જાતનો ગેરબંદોબસ્ત થતો હોવો જોઇએ એમાં કાંઇ સંશય રહેતો નથી. બીજા ઉદ્યમ જે 'પરિસ્વેદજનક ઉદ્યમ ' કહેવાય છે, તેમાં છોકરાં પાસે કામ લેવામાં કેટલો વધારે અનિષ્ટ વ્યવહાર ચાલતો હશે, તે સહજ સમજી શકાય તેમ છે.

આ ઉપરાંત બીજા ઘણાખરા દેશની માફક આપણા દેશમાં મહેનતુ વર્ગમાં છોકરાં કમાતાં થાય તે માટે માબાપ ઘણાં જ આતુર હોય છે. કાંઇક કેળવણી આપ્યાથી તેઓ કારીગરીવાળા ધંધા શીખે એટલી રાહ તેમનાથી જોઇ શકાતી નથી. પરંતુ દારિદ્રને લીધે ગમે તે ધંધો પ્રથમ હાથ લાગે તે છોકરાંને ગ્રહણ કરાવવાની જરૂર પડે

---

૧ ઇસ્ટ ઈન્ડીઆ ફૅક્ટરી લેબર કમિશન ૧૯૦૮, પુ. ૨, પૃ. ૪૯.

૨ એજન પૃ. ૧૫૫.

૩ એજન પૃ. ૧૮૦.

૪ એજન પૃ. ૨૫૩.

છે. તેઓ એટલો વિચાર કરતા નથી કે શિક્ષણ મેળવ્યા વિના જે ધંધામાં દાખલ થઇ શકાય તે ધનપ્રાપ્તિ થાય એવો રોજગાર હોય નહીં. એથી પરિણામ એ થાય છે કે તેઓ ગરીબ મજુરના દરજ્જામાંથી કદી ઉંચા ન આવે એવા અણઘડ મજુરો બને છે. સારાં સાધનનો કેટલો નિરર્થક વ્યય ! બાળકનાં પ્રથમનાં વર્ષ આમ વ્યર્થ ગુમાવવાથી પ્રજાને કેટલું નુકસાન છે !

આ પ્રશ્નની ગંભીરતા ઇંગ્લાંડના લોકો સંપૂર્ણ રીતે સમજ્યા છે; ફેરીઆના ધંધામાં, અને બીજા જે ઉદ્યમોમાં છોકરાં પાસે કામ લેવાય છે, તેને માટે કેવા કાયદાની જરૂર છે તે સંબંધી તપાસ કરવા માટે ઇંગ્લાંડના 'હોમ સેક્રેટરી'એ એક કમિટી નીમી છે. તે કમિટીની ભલામણ એવી છે કે એવો કાયદો કરવો કે સત્તર વર્ષ સુધી કોઇ પણ છોકરાએ, અને અરાઢ વર્ષ સુધી કોઈ પણ છોકરીએ, મહોલ્લામાં ફેરી ફરવાનો ધંધો કરવો નહીં. ફેરીના ધંધાની વ્યાખ્યામાંથી અલબત્ત નાનાં છોકરાં વેપારીઓનાં નીમેલાં ગ્રાહકને સાં વર્તમાનપત્રો કે બીજો સામાન આપવા જાય તે બાતલ કરાય છે. આ પ્રશ્નનું સંતોષકારક નિવારણ કરવું મુશ્કેલ હોય એ સ્વાભાવિક છે. કેમકે સત્તર કે અરાઢ વર્ષ સુધી છોકરાંને કામ ધંધા વગરનાં રાખી મુકવાથી માબાપને બહુ આપદા ભોગવવી પડે; પરંતુ એ છોકરાંને તેમને યોગ્ય ઉદ્યમ અપાવવા સારૂ કાંઇ સાધનની ગોઠવણ કરવાની જરૂર છે, તે વાત કમિટી કબુલ કરે છે, અને તેથી એમ ભલામણ કરે છે કે કેળવણી ખાતાના સ્થાનિક અધિકારીઓના કામનો વિસ્તાર કરવો જોઇએ, અને તે એ કે નિશાળ છોડ્યા પછી કે છોડતી વખતે છોકરાંને યોગ્ય ઉદ્યમ શોધી આપવા માટે સલાહ અને સહાયતા આપવી. સત્તર વર્ષની અંદરના છોકરાઓને, અને અરાઢ વર્ષની અંદરની છોકરીઓને, ફેરીઆનો ધંધો કરવા દેવો નહીં, એ સંબંધી બિલની પાર્લામેન્ટમાં ચર્ચા થઈ ગઇ છે; અને તેની સામે ઘણો વાંધો ઉઠયો નથી. લૉર્ડ શૅફ્ટ્સબરીએ એ બિલ પ્રથમ રજુ કર્યું હતું. એ ઉમરાવનું નામ પરોપકારના અને વિશેષે કરીને બાલકને લગતા પરોપકારના ઇતિહાસમાં પ્રખ્યાત છે. યુવકવર્ગની

પાસેથી ઉપજીવિકાનું સાધન આ રીતે છીનવી લેવામાં આવે તો તેમને માટે બીજો કાંઇ ઇલાજ થવો જોઇએ એવી તકરાર ઉદ્ભવી હતી. એવી રખડેલ જીંદગી ગાળવાની જરૂર જેમને પડે છે તે બાલક માનસિક, શારીરિક અને નૈતિક જોખમમાં આવી પડે છે, તે એ બિલ રજુ કરતાં લૉર્ડ શૅફ્ટ્સબરીએ આગ્રહપૂર્વક દર્શાવ્યું હતું. તેમણે કહ્યું હતું કે આ પ્રકારના ધંધા છોકરાંને સારૂ અધમ માનસિક પ્રવૃત્તિ છે, અને તેથી અધમમાં અધમ દુરાચારનો ભય તેમની સમક્ષ આવે છે; અને છોકરીઓને માટે તો નિઃસંદેહ એમાં દેહેશત રહેલી છે. નિશાળ છોડયા પછી ઉદ્યમ મેળવવા માટે 'લેબર એક્સ્ચેન્જ' નામની સંસ્થામાં નામ જેમણે નોંધાવ્યાં હતાં તે ૨૫૦૦૦ છોકરાઓ, અને ૧૦,૦૦૦ બાળાઓમાંથી ફેરીઆનું કામ કરનારમાંથી ઘણી જ જુજ સંખ્યા હતી. લૉર્ડ શૅફ્ટસબરીએ કહ્યું હતું કે, "થોડા વખત પછી જે લોકને ઉદ્યમ મળતા નથી તે નિરુદ્યમી વર્ગમાં તેઓ ભરતી કરે છે, અને તેથી પણ ખરાબ જે લોકો ઉદ્યમ કરવાને નાલાયક છે તે વર્ગના તેઓ બને છે. છોકરાઓ અને બાળાઓને શાળા છોડયા પછી કરવાના ઉદ્યમનાં સાધનમાં સુધારો થતો જાય છે, પરંતુ કેટલાંક માબાપ એટલાં આળસુ છે કે છોકરાં ફેરીનો ધંધો કરીને પૈસા મેળવે તેમાંથી પોતાના ગુજરાનનું કેટલુંક ખર્ચ મેળવે છે." એ બિલના બીજા ઉત્સાહી હિમાયતીઓ તેની તરફેણમાં બોલ્યા હતા. બિશપ ઑફ સધર્કે એમ પૂરવાર કર્યું હતું કે, "છોકરાઓના જીવનની સ્થિતિ દ્વારા પ્રજાનું જીવન નિશ્ચય ધોવાઇ જવા લાગ્યું છે." રસ્તામાં કામ કરતા છોકરાઓ જુગાર રમે છે, અને યુવકના જીવનમાં જે અતિ મહત્વનો કાળ છે તે વખતે આવા આવેશથી જે માઠી અસર થાય છે તેનું ડા. ટૅલબટે વર્ણન કર્યું હતું.

આ બિલને લીધે જે છોકરાંઓની ઉપજીવિકાનું સાધન જતું રહે છે તેમને માટે કાંઇક બંદોબસ્ત થવો જોઇએ, એ પ્રશ્નનું નિરાકરણ કરવા માટે છોકરાંઓનાં 'લેબર ઍક્સચેન્જીસ' સ્થાપવામાં આવ્યાં છે. વેપારની શાળાઓ, અને ધંધો શીખનાર ઉમેદવાર

એપ્રેન્ટીસ)ની મંડળીઓને લગતું એ કામ કરે છે. છોકરાઓ અને
ાકરીઓને યોગ્ય ધંધાને માર્ગ શોધી આપવામાં મદદ કરવી, તેમને
ાટે જગાઓ શોધવી, અને એ પ્રમાણે શરૂઆત કર્યા પછી તેમની
ાર્થિક અને નૈતિક સ્થિતિની દેખરેખ રાખવી, એ તેમનો ઉદ્દેશ
. વિવિધ પ્રકારના ઉદ્યમની સરખામણીમાં લાભ, ગેરલાભથી
બાપ ઘણીવાર તદ્દન અજ્ઞાન હોય છે. પણ જો હકીકત બરાબર
દિત હોય તો કાંઇક ઉંચા પ્રકારનાં ધંધામાં નિપુણતા મેળવવા
ટે છોકરાંને એકાદ બે વર્ષ તેઓ સારી રીતે કઢાવી શકે. છોકરાંઓને
શાળ છોડયા પછી ધંધા અને ધંધા ચલવનાર શેઠ એ બધાનો
રેચય આ 'લેબર એૅકસ્ચેન્જ' ને લીધે થાય છે; અને એ રીતે
નોંધણી કરનાર 'રેજીસ્ટ્રી'ની ગરજ સારે છે. આ માટે લંડનની
મસ્થ મંડળીના હાથ નીચે કામ કરતી સ્થાનિક ઉમેદવારીને
ગતી (એપ્રેન્ટીસશિપ) કમિટીઓ છે. છોકરાંઓ જે વખતે ઉદ્યમ
ાખતાં હોય કે ઉમેદવારી કરતાં હોય, તે વખતે 'મુલાકાત લેનાર,'
થવા 'વાલીઓ' તેમના કાર્ય ઉપર દેખરેખ રાખે છે, અને બાલક
મેદવારની સ્થિતિની હકીકત કમિટીને મોકલે છે; તેમ જ ઉદ્યોગ-
ાળામાં અથવા સાંજની શાળામાં જવા માટે તેને સલાહ આપે છે.
ા 'એપ્રેન્ટીસશિપ' કમિટીઓએ જુદા જુદા ઉદ્યોગ અને તે શરૂ
વાની વિશેષ માહિતી આપે એવાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે. એવાં
નાં ચોપાનીઆનાં નામ ઉપરથી તે કેવી જાતનાં છે તે સમજાશે.
લંડનના છોકરાઓને માટે ઉદ્યોગો;" "લંડનની છોકરીઓ માટે
ગ્રાગો;" "નોકરી સંબંધી પુસ્તક;" "બાળાને યોગ્ય ધંધા;"
ારે. બાળકની નોકરીની વ્યવસ્થા કરવાને માટે 'ચિલ્ડ્રન્સ બોરોઝ'
થવા છોકરાંઓનાં ખાતાં છોકરાંને રોજગારે લગાડવા સારૂ અમૂલ્ય
ાસ કરે છે. એ ખાતાંના કામ સાથે સ્રી અને પુરૂષ સ્વયંસેવ-
ની સહાયતા સંયોજાએલી છે, અને તેનો ખપ ઘણો પડે છે. એ
ાતાંમાં પગારદાર નોકરો વ્યવસ્થા કરે છે, તોપણ એ પ્રયાસ
ફળ થવા માટે ઉપરથી દેખરેખ માટે સ્વયંસેવકોની સહાયતા
ગત્યની ગણાય છે. હિન્દુસ્તાનમાં આવી યોજનામાં સ્રીપુરુ

સંયુક્ત પ્રયાસ થાય તો ઘણું સંતોષકારક પરિણામ આવે. પુરુષની શામીલગીરીની જરૂર છે, કારણ કે આ ઉદ્યોગનાં ખાતાંઓને ઉદ્યમ કરનાર તમામ વર્ગ સાથે વહેવાર રાખવો પડે છે, અને પુરુષોને મજુરીએ રાખનાર માલીક સાથે સંબંધ રાખવા માટે પણ પુરુષની જરૂર પડે છે. પણ છોકરીઓને ઉદ્યમ મેળવી આપવામાં સ્ત્રીઓ બહુ મદદ કરી શકે; અને બન્નેની દેખરેખ માટે તેમની મદદ વગર ચાલે તેમ નથી.

જર્મનીમાં મ્યુનિચ શહેરમાં છોકરાંના ઉદ્યમને લગતાં આવાં ખાતાં સાધારણ રીતે શાળાને અંગે રાખવામાં આવે છે. જ્યારે છોકરાંઓને શાળા છોડવાનો સમય આવે છે, ત્યારે તેઓ જે ધંધો પસંદ કરવાનું ધારતાં હોય તેનું મહત્ત્વ શિક્ષક સમજાવે છે. શિક્ષકની અને માતાપિતાની સલાહને અનુસરીને તેઓ પોતાની વય, આવડત, અને જે ધંધામાં પ્રવેશ કરવાની તેમની ખાસ વૃત્તિ હોય તેવી બધી વિશેષ હકીકતનું પત્રક (ફૉર્મ) ભરે છે. એ પત્રકો ઉદ્યોગ સંબંધી ખાતાં (એકસ્ચેન્જ) તરફ મોકલવામાં આવે છે અને તે ઑફીસમાંથી બીજાં ફૉર્મ તેમને મળે છે. તે ભરીને ધંધો શીખવા સારૂ તથા બીજી કોઇ જગા માટે અરજી કરવા જાતે તે ઑફીસમાં જવું પડે છે. નિશાળ છોડવાનો વખત થાય તે પહેલાં થોડોક વખત આગમજ આ સર્વ તૈયારી કરવામાં આવે છે, એટલે તેમનો વિદ્યાભ્યાસ પૂરો થાય કે તરત જ તેમને માટે કામ તૈયાર હોય છે. સ્ટ્રેસબર્ગમાં પણ નિશાળ અને ઉદ્યમનાં આવાં ખાતાંઓ આ પ્રમાણે મળીને કામ કરે છે; અને ફૉર્મ ભરવા ઉપરાંત જો બાળકની ઇચ્છા હોય તો, તેઓ શિક્ષક, માબાપ અને ખાતાના ઉપરીના દેખતાં દાક્તરી તપાસ કરાવે છે. ઇંગ્લાંડના 'પુઅર લૉ' કમિશનના પ્રતિનિધિઓએ સ્ટ્રેસબર્ગની મુલાકાત લીધી હતી; અને આ પ્રમાણે રાજીખુશીથી ઉમેદવારો દાક્તરી તપાસ કરવા દે છે, તે માટે પસંદગી દર્શાવી હતી; કેમકે એમ કરવાથી અમુક ધંધો કરવાની ઇચ્છા છતાં જેની તંદુરસ્તીને તે અનુકૂળ ન હોય તે કરતા તેઓ રોકાય છે.

મિ. ફ્રેડ્રીક કીલીંગના 'ધ લેબર એકસ્ચેન્જ ઇન રીલેશન ટુ બૉય એન્ડ ગર્લ લેબર' નામના નાના પણ ઉપયોગી પુસ્તકમાં આ વિષયની માહિતી આપેલી છે.[1] તેમાં આગ્રહપૂર્વક એમ સૂચવ્યું છે કે મહેનત કરનાર વર્ગની વ્યવસ્થાની સર્વ શાખાઓનું કામ એક જ મકાનમાં થવું જોઇએ; એમ કર્યાથી ઉમેદવાર કદાપિ અમુક વિભાગને માટે નાલાયક ઠરે તો તેને બીજો યોગ્ય ધંધો સોંપી શકાય. આ પ્રમાણે હિન્દુસ્તાનના દરેક પ્રાન્તનાં, અને દેશી રાજ્યનાં મુખ્ય શહેરોમાં કોઈ પ્રસિદ્ધ મકાન 'લેબર ઍક્સ્ચેન્જ' અથવા ઉદ્યમના ખાતા માટે રાખવું જોઇએ. એટલે કામ કરનારાઓ ત્યાં ધંધો ચલાવતે ગમે તે વખતે જઇને અરજી કરી શકે, અને નોકરી સંબંધી ઉત્તમ સલાહ અને સાહાય્ય તેમને મળી શકે. ધંધાના ઉમેદવારોને લગતી 'એપ્રેન્ટીસ' કમિટી તો ફક્ત કારીગરીવાળા ઉદ્યમની વ્યવસ્થા કરે છે, પણ 'લેબર એકસ્ચેન્જ'નો ઉદ્દેશ તો સમસ્ત મજુરીની વ્યવસ્થા કરવાનો છે. આખા દેશમાં મજુરવર્ગને લગતા દરેક કામકાજના વ્યવહારની ગોઠવણ કરવા અથવા તે ધ્યાનમાં રાખવા સારૂ સુવ્યવસ્થા કરવી એ તેનો આદર્શ છે. જ્યાં સુધી ઉદ્યમની પદ્ધતિ એવી તરેહની છે કે છોકરાઓ અને છોકરીઓની મોટી સંખ્યાને માત્ર વગર કારીગરીની મજુરી માટે રોકવી પડે છે ત્યાં સુધી એ છોકરાઓ અને છોકરીઓ અવ્યવસ્થિત બજાર કરતાં કોઈ 'ઍક્સ્ચેન્જ'ની મારફત જગાઓ મેળવે તે વધારે સારૂં છે.[2] 'એપ્રેન્ટીસશિપ કમિટી'ના કામનું વિવેચન કરતાં મિ. કીલીંગ કહે છે કેઃ–તેમના પ્રયાસનું વલણ, કારીગરીના કામનું ધોરણ ઉન્નત કરવા તરફ છે એમાં કાંઈ સંદેહ નથી, કારણ કે (૧) ધંધાના ઉમેદવાર તરીકે સાધારણ રીતે જે છોકરાને રાખે તેના કરતાં કાંઇક વધારે યોગ્ય છોકરાને પસંદ કરીને તેઓ રાખે છે.

---

૧ પૃ. ૫૪.

૨ ફ્રેડ્રીક કીલીંગ કૃત 'ધ લેબર એક્સ્ચેન્જ ઇન રીલેશન ટુ બૉય એન્ડ ગર્લ લેબર' પૃ. ૫૭–૫૮. (૧૯૧૦).

( ૨ ) જે છોકરાંને ધંધો શીખવનાર, તરીકે રાખી ચુક્યાં હોય તેમને ઉંચા પ્રકારની દક્ષતા પ્રાપ્ત કરવાના જે પ્રસંગ મળે તેનો લાભ લેવાને માટે ઉત્તેજન અને સહાયતા આપે છે. આ પ્રકારના પ્રયાસથી પરોક્ષ રીતે સમસ્ત સમાજમાં કારીગરોનું પ્રમાણ વૃદ્ધિ પામવા તરફ ગતિ થશે એમ ધારી શકાય છે.[1]

યુવકવર્ગને વધારે કળાકૌશલ્યવાળા ધંધામાં પ્રવેશ કરતા અટકાવવાથી તેમને જે નુકસાન થાય છે એ સંબંધી ઇંગ્લાંડમાં આ પ્રમાણે ખાતરી ભર્યા ઉદ્ગાર થાય છે. કમાતાં છોકરાંની કમિટીની યોજનાથી નિશાળના વખત પછી છોકરાંને કામે લગાડવાની રીતમાં ઘણો ઘટાડો થયો છે. એ સંસ્થાની સૂચનાનુસાર સરકારે ઇ. સ. ૧૯૦૩ માં બાલકોને ધંધામાં રોકવા સંબંધી કાયદો પસાર કર્યો હતો. એ કાયદો મુખ્યત્વે નિશાળે જવાની વયની અંદરનાં છોકરાંને ધંધે નોકરીએ રાખવા માટે છે. આ કાયદાથી શાળાના સમય પછી છોકરાંની પાસે વૈતરૂં કરાવવાનો રીવાજ અટકાવવા માટે ઘણો પ્રયાસ થયો છે, અને ઇંગ્લાંડનાં ઘણાં શહેરોમાં છોકરાંઓની પાસે આ પ્રમાણે કામ લેવાના કલાક સંબંધી નિયમ કરવાના પેટા કાયદા પસાર કરવામાં આવ્યા છે. આ પ્રમાણે જુવાન છોકરાં પાસે અત્યંત વૈતરૂં કરાવવાનાં અનિષ્ટ પરિણામ અટકાવવામાં આ ઘણું આગળ પગલું છે. ફેરીઆના ધંધાના પ્રશ્નનું નિરાકરણ પણ આ કાયદામાં છે, અને ઇંગ્લાંડમાં હાલ જે ખાસ બાલકો માટે ન્યાયની કચેરીઓની સંસ્થા સ્થપાઇ છે તે આ પ્રયાસને પરિણામે છે. પુખ્ત વયના ગુન્હેગારોના જે અદાલતોમાં ન્યાય થાય તે જ અદાલતોમાં અપરાધી છોકરાંઓનો ન્યાય થવાથી તેમની નીતિ અને આચરણ ઉપર ઘણી માઠી અસર થાય છે એમ માલુમ પડ્યું છે, તે માટે ઈ. સ. ૧૯૦૮ ની સાલથી તેમનું કામ હીલાયદી કચેરીઓમાં ચાલે છે. ચૌદ વર્ષની અંદરનાં છોકરાંને

[1] ફ્રેડ્રીક કીલીંગ કૃત ' ધ લેબર એક્સ્ચેન્જ ઈન રીલેશન ટુ બૉય એન્ડ ગર્લ લેબર ' પૃ. ૧૭. ( ૧૯૧૦. )

કેદખાનાની શિક્ષા થતી નથી; અને માત્ર સાક્ષી આપવાની ઘડી સિવાય સામાન્ય પોલીસ કોર્ટમાં હાજર રહેવાની તેમને પરવાનગી આપવામાં આવતી નથી.

ઈંગ્લાંડમાં સ્ત્રીઓ તથા બાલકો બન્નેનો 'પરિસ્વેદજનક શ્રમ' અટકાવવા માટે જે મુખ્ય ઉપાય લેવાય છે તેનું પુનરાવર્તન કરતાં નીચેની સંસ્થાઓ માલમ પડે છેઃ—(૧) ફૅક્ટરી અને કારખાનાંના કાયદા, (૨) પબ્લીક હૅલ્થ ઍક્ટ-સાર્વજનિક સુખાકારીનો કાયદો. (૩) તંદુરસ્તીની ઇન્સ્પેક્ટર તથા કારખાનાની ઇન્સ્પેક્ટર તરીકે સ્ત્રીઓની નીમણુંક, (૪) 'ટ્રેડ યુનીઅન્સ' અથવા ધંધાનાં મહાજન, (૫) નેશનલ ઍન્ટી સ્વેટીંગ લીગ–પરિસ્વેદજનક શ્રમ અટકાવનારી સાર્વજનિક સમિતિ, (૬) સ્ત્રીઓની 'ટ્રેડ યુનીઅન' મંડળી, (૭) સ્ત્રીઓની ઉદ્યોગને લગતી મંડળી, (૮) મજુરીના કનિષ્ઠ દર ઠરાવવાનાં વ્યાપારી મંડળો.

મજુરી કરનાર છોકરાઓ અને છોકરીઓની વધારે ખીલવણી કરવા માટે અંગ્રેજ સ્ત્રીપુરુષોએ જે ઉપાય ગ્રહણ કર્યા છે તે નીચે પ્રમાણે છે. (૧) હાલમાં થોડા સમય ઉપર જે બિલ હાઉસ ઑફ લૉડર્સ (ઉમરાવોની સભા) ની સમક્ષ હતું તેને અનુસાર સત્તર વર્ષના છોકરા અને અરાઢ વર્ષની છોકરીઓને ફેરીઆનો ધંધો કરવાની છૂટ આપવી નહીં, (૨) બાલકના ઉદ્યમ સંબંધી કાયદાને અનુસાર શાળાના સમય પછી છોકરાં પાસે કામ લેવાનો ચોક્કસ નિયમ, (૩) બાલકને મજુરીના કલાકની તથા દાખલ થવા માટેની વયની હદ બાંધવાને ફૅક્ટરી ઍક્ટ, (૪) વ્યાપારશિક્ષણ શાળાઓ, સામાન્ય શાળા પછી શિક્ષણ લેવાના વર્ગ, ટૅકનીકલ અથવા કારીગરીની સ્કુલ, (૫) ઉમેદવારો રાખવાની કમિટી, અને કારીગરોને ઉદ્યમ આપવાનાં મંડળો, (૬) 'લેબર એક્સચેન્જ.'

આ સર્વ યોજનાનું સંક્ષિપ્ત વર્ણન ઉપરાંત વધારે વિવેચન કરવું અશક્ય છે. કારણ કે જો સવિસ્તર વિવેચન કરીએ તો આ પ્રકરણ છે તેવડું કે તેના કરતાં મોટું પ્રકરણ દરેકનું સહેલાઈથી થઈ

શકે. પરંતુ યુરોપમાં આ વિષયપર ઉત્તરોત્તર વધારે લક્ષ અપાતું જાય છે, તે સિદ્ધ કરી આપવા માટે આટલું વિવેચન પુરતું છે, એવી અમે આશા રાખીએ છીએ.

આપણા દેશની ઉછરતી પ્રજાને સંસ્કારી કેળવણી આપવામાં ખંત રાખવી એ હિન્દુસ્તાનની સર્વ સ્ત્રીઓનું કર્તવ્ય છે. કોઈ પણ આદર્શ વગરની-જેમ જેને ફાવે તેમ વર્તવાની છૂટવાળી (Laisser Faire) પદ્ધતિના પરિણામે કઢંગી અને નિરર્થક ગુંચવણ થશે. આમાં પણ અન્ય વિષયની માફક એક ચોક્કસ યોજના ઘડી કઢાવવાની ઘણી જ અગત્ય છે. હિન્દુસ્તાન માટે સંજ્ઞાનું એ સૂત્ર હોવું જોઇએ કે-કેળવો, વ્યવસ્થા કરો; વ્યવસ્થા કરો, કેળવો. એ પ્રમાણે થશે તો ઉછરતી પ્રજાનાં બળ તથા બુદ્ધિનો જે ત્રાસદાયક વ્યય થાય છે તેનો અટકાવ થએલો જોવાનો સમય આવશે, અને લગભગ દરેક દેશમાં, કામ કરતાં બૈરાં અને છોકરાં ઉપર ભારે દબાણ થવાનો આક્ષેપ દૂર થશે. "પોતાના પુત્રો કુમળા છોડની માફક ઉછરે, અને પુત્રીઓ દેવસ્થાનના દેદીપ્યમાન પ્રકાશ સમાન થાય" તે માટે હિન્દુ સ્ત્રીઓ પુરુષના જેટલા જ ઉત્સાહથી પ્રયાસ કરી શકે તેવું આ કાર્યક્ષેત્ર નિઃસંશય છે.

---

## પ્રકરણ ૧૭ મું.

### ઉદ્ધારણ.

"જે મનુષ્યોમાં પશ્ચાત્તાપ કરવાનો સદ્‌ગુણ છે, અને બદલો વાળવાનું સામર્થ્ય છે, તેને માટે ઉજળું ભવિષ્ય રહેલું છે."

—બુલવર લિટન.

મહાન નેપોલીઅન કહે છે કે "ગુન્હેગારો એકત્ર થાય છે, તો એક બીજાને બગાડે છે;" "શિક્ષાની મુદત પૂરી થએ, ગુન્હેગારો જ્યારે જનસમાજમાં ફરી પ્રવેશ કરે છે, ત્યારે તેઓ પ્રથમ કરતાં

વધારે અધમ થએલા હોય છે. અર્વાચીન સમયનો આ એક મોટો પ્રશ્ન છે. જે મનુષ્ય એકવાર ગુન્હેગાર ઠર્યો હોય, અને શિક્ષાની કસોટી-માંથી પસાર થયા હોય, જગતે જેમને સ્વાતંત્ર્યના અધિકારમાંથી બાતલ કર્યા હોય તે જ સંસારમાં પાછા આવે ત્યારે તેમને મદદ કરવા માટે શા ઇલાજ લેવા જોઇએ? ઈંગ્લાંડના પ્રધાન મંડળમાંના 'હોમ સેક્રેટરી' મિ. ચર્ચિલે એ આંકડાનો ઉતારો કર્યો છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે કારાગૃહના વાસની અસરથી કાંઈ પણ સુધારો તેમના મનપર થતો નથી. તેઓ બતાવે છે કે ઇ. સ. ૧૯૦૦ થી ૧૯૦૩ સુધીમાં ગ્રેટબ્રિટનની જેલમાંથી છૂટેલા દરેક ચાર કેદીમાંના ત્રણ કેદી લાંબા વખતની શિક્ષા મેળવીને પાછા કેદમાં ગયા હતા. ઈંગ્લાંડના ગુન્હે-ગારોની હકીકતના ઇ. સ. ૧૯૦૮ ના આંકડા ઉપરથી પણ માલુમ પડે છે કે ૧૧,૬૨૮ કેદીઓમાંથી ૮,૨૨૨ કેદીઓને પ્રથમ શિક્ષા થએલી હતી. એટલે એ પાછા જનારનું સેંકડે ૭૦–૭૧ ટકા પ્રમાણ થયું! છૂટેલા કેદીઓને અધમ ગુન્હેગાર ગણી સમાજમાંથી બાતલ કરવા કરતાં ઉપયોગી શહેરી બનાવીને, કાંઇ લાભકારક ઉદ્યોગ શીખવવા માટે સભાઓ, અને યોજનાઓની અગત્ય છે, તે સિદ્ધ કરી આપવાને આના કરતાં બીજા વધારે પ્રમાણની કાંઇ જરૂર નથી. જો તેઓ વારંવાર ગુન્હામાં પડે તો કારાગૃહની શિક્ષાની સમસ્ત પદ્ધતિ નિષ્પ્રયોજક છે, એમ કબુલ કરવું પડશે. કારણ કે ગુન્હાથી બચાવવાનો તેનો મુખ્ય ઉદ્દેશ તે પાર પડતો નથી.

કેદખાનામાંથી મુક્ત થાય ત્યાર પછી વિશેષે કરીને સ્રીઓને, જેમને વાસ્તવિક રીતે ઘણા જુજ ગુન્હા માટે તે શિક્ષા થઇ હોય, તોપણ ઉદ્યોગના ઘણા માર્ગ બંધ થઈ જાય છે. ઘણા દેશોમાં હલકી આબરૂવાળી સ્રીઓની સંખ્યામાં વધારો થવાનું આ પણ એક કારણ છે. તે એ કે શિક્ષાની મુદત વીત્યા બાદ સ્રીઓ માટે યોગ્ય ઉદ્યમની અછત. ઈંગ્લાંડમાં ખરેખરૂં જોતાં એવી સ્રીઓ માટે વ્યવસ્થિત ઉદ્યમ તો કપડાં ધોવાનો છે; અને એ દિશામાં પ્રયાસ થયા છે તે નિ:સંશય પ્રશંસનીય છે. તે છતાં ઉદ્યમના બીજા નવા

માર્ગ શોધવામાં આવતા નથી એ દીલગીરીની વાત છે. કારાગૃહના જીવનમાં આટલો સુધારો કરનાર એક સ્ત્રી (મિસીસ મેરીડિથ નામે) હતી. તેણે પ્રથમ ઇ. સ. ૧૮૬૭ માં કારાગૃહમાંથી મુક્ત થએલાં બૈરાંને માટે કપડાં ધોવાની યોજના શરૂ કરી હતી. આ આરંભ પછી ઇંગ્લાંડનાં કેદખાનાંમાં એ પદ્ધતિ સર્વ દિશામાં પ્રચલિત થઇ છે, અને જેલ છોડયા પછી સ્ત્રીઓને જે ખોટ પડતી હતી તે થોડે અંશે પુરાઇ છે. કેદખાનામાંથી મુક્ત થએલી સ્ત્રીઓને રહેવા માટે અને તેમને ઘરકામ શીખવવા માટે કેટલાક આશ્રમો પણ છે. પરંતુ જે યોજનાથી તેમના ઉદ્ધારની ભવિષ્યને માટે ઉત્તમ આશા રાખી શકાય છે તે ખેડુતોનું સંસ્થાન સ્થાપવાની છે. તે માત્ર છૂટાં છવાયાં મનુષ્યો માટે અથવા અપરાધી બાલક છોકરા અને છોકરીઓને માટે અજમાવી જોવામાં આવી છે.

*મુક્તિ ફોજના કામથી હિન્દુસ્તાનનાં મોટાં શહેરોમાં વસતા* સર્વ લોકો વાકેફ હશે. તે લોકો મુક્ત થએલા કેદીઓ સંબંધી કાર્યમાં એટલા આશ્ચર્યકારક રીતે ફત્તેહમંદ થયા છે કે આ સ્થળે તે સંબંધી બે બોલ કહ્યા વગર ચાલે તેમ નથી. વળી હિન્દુસ્તાનનો મુખ્ય ઉદ્યમ ખેતીનો છે, તેથી અમને એમ લાગે છે કે કેદખાનામાંથી મુક્ત થએલાં માણસોને ખેતીના કામે લગાડવાથી તેમનો પુનરુદ્ધાર થઇને સાર્થક અને આશાભર્યું જીવન ગાળવા લાગ્યાં છે, તે સાહસનો ટુંકો હેવાલ આપ્યો હોય તો અસ્થાને નહીં ગણાય. વડોદરાના 'મૉડલ ફાર્મ' (અજમાયશ માટેના નમુનાના ખેતર) માં એવી જ યોજના નાના પ્રમાણમાં અજમાવવામાં આવી છે. ત્યાં થાણાની પદ્ધતિ પ્રમાણે કેટલાક ચુંટી કહાડેલા કેદીઓને મોકલવામાં આવે છે, અને તેમને ખેતીવાડીનું વ્યવહારિક કામ સ્વતંત્ર મનુષ્યોની માફકજ કરવાની છુટ આપવામાં આવે છે. આ યોજનાનું પરિણામ સંતોષકારક આવ્યું છે. એ જ પદ્ધતિ સ્ત્રીઓના લાભ માટે પણ ઉપયોગમાં લઇ શકાય, એમાં કાંઇ સંદેહ નથી. ઇંગ્લાંડના પૂર્વકાંઠાપર આવેલા એસેક્સ પરગણામાં હેડલેના ખેતરોમાં કામ કરનાર મુક્ત થએલા કેદીઓના

મનપર ખેતીના કામની તાજગીની અસર એવી પ્રત્યક્ષ દેખાય છે કે, હિન્દુસ્તાનનાં ગુન્હેગાર બૈરાંની સ્થિતિ સુધારવા માટે આ દૃષ્ટાંતનું અનુકરણુ આપણા દેશની સ્ત્રીઓને કરવા લાયક લાગે તેમ છે. આ કાર્યનો ઉત્તેજક અહેવાલ વાંચવાની જેમની ઇચ્છા હોય તેમને એફ. એ. મેકેન્ઝી કૃત 'વેઇસ્ટ હ્યુમૅનિટી' નામના પુસ્તકમાં સવિસ્તર વર્ણન મળી શકશે.

હૅડલેની જગા દસ વર્ષ ઉપર મુક્તિફોજવાળાએ ખરીદ કરી હતી. તેનો વિસ્તાર ૩૦૦૦ એકર છે. જમીન જ્યારે ખરીદી ત્યારે પડતર હતી. તેમાં કાંઇ પાક થતો નહોતો અને દેખાઇતી કાંઈ લેવા લાયક નહોતી. હવે એ બગીચા, શાકભાજીની વાડીઓ, મરઘી વગેરે પક્ષીઓના વાડા, સ્ટ્રૉબેરી, અને બીજાં અનેક ફળ નીપજાવનારા બગીચાવાળું એક ફળદ્રુપ સંસ્થાન થયું છે. એ સ્થળે ઢોર અને ઘોડાને ઉછેરવામાં આવે છે. ખેતરમાં સાધારણ રીતે નીપજતી બધી વસ્તુઓ ઉગાડવામાં આવે છે. તડકાથી ખાસ રક્ષણ કરેલી ત્યાંની વાડીઓમાં મોટા જથ્થામાં ટમેટા અને પહેલી મોસમની સેલેડ ભાજી પુષ્કળ પેદા થાય છે. ઇંટવાડામાં પુષ્કળ માણસો કામે લાગે છે. માણસોને ઉદ્યમ શીખવવા માટે ભિન્નભિન્ન વિભાગવાર કાબેલ માણસોને રોકવામાં આવે છે. સમાજના દરેક વર્ગમાંથી કામ કરનાર માણસો આવે છે. કેદખાનામાંથી મુક્ત થએલાં મનુષ્યો ઉપરાંત, મદ્યપાન, જુગાર, અથવા બીજા દુષ્ટાચારથી પતિત થએલા ધંધાદારી માણસો પણ ત્યાં હોય છે. છેવટે આ ખેતરમાં આવ્યાથી જ તેમનો ઉદ્ધાર થાય છે. ઇંગ્લાંડના એકે એક ભાગમાંથી રખડતા અધમ, પતિત મનુષ્યોને સાં એકઠા કરવામાં આવે છે. ઍસેક્સની આ ખુલ્લી ભૂમિમાં તેમને કાંઈ ઉદ્યમ સોંપવામાં આવે છે. તેમની સાથે સરત એટલી જ કરવામાં આવે છે કે તેમણે સંસ્થાના સર્વ નિયમાનુસાર વર્તન કરવું જોઇએ, અને એ સ્થળે રહે ત્યાં સુધી દારૂ અને બીજા માદક પદાર્થનો ત્યાગ કરવો જોઇએ. દાખલ થતાં વાંત ઘણાકને ખેતીવાડીનાં પ્રાથમિક સરળમાં સરળ કામ પણ શીખવવાં પડે છે, અને તેપરથી સહજ સમજી શકાશે કે

થોડોક વખત તો તેમની મજુરીથી સંસ્થાનને કાંઇ ઝાઝી ઉપજ થતી નથી; પરંતુ જેમ જેમ વખત જતો જાય, તેમ તેમ જો તેઓ ઉદ્યોગી હોય તો તેઓ સુધરી શકે છે, અને તેમને અઠવાડિક મજુરી તથા રહેવાનું અને ખાવાનું મળે છે. જ્યારે ખેતર છોડીને તેઓ જાય ત્યારે કાંઇક મૂડી તરીકે ચાલે તે હેતુથી આ મજુરીમાંથી કાંઇક બચાવ કરવાનો તેમને બોધ આપવામાં આવે છે. જો તેઓની વર્તણુકમાં સુધારો થએલો માલુમ પડે, અને દૃઢતાથી તથા સંતોષકારક રીતે કામ કરતા થાય, તો ધીમે ધીમે તેમને ઉંચી પાયરીએ ચઢાવવામાં આવે છે, તેમને વધારે સારો ખોરાક, અને રહેવાની જગા વધારે સારી આપવામાં આવે છે; અને તેમના પગારમાં પણ રફ્તે રફ્તે વધારો કરી આપવામાં આવે છે. તેમના ઉપયોગ માટે એક વાચનગૃહ અને પુસ્તકશાળા છે. એ મનુષ્યોમાં અરસ્પરસ બંધુભાવની વૃદ્ધિ થાય તે માટે પ્રયાસ કરવામાં આવે છે, અને કેળવાઇને જ્યારે તેઓ ઉપયોગી અને હોશિઆર કામ કરનાર થાય ત્યારે મુક્તિફોજવાળા તેમને ઇંગ્લાંડમાં કે ઇંગ્લાંડનાં સંસ્થાનોમાં રોજી શોધી આપે છે. નિરુપયોગી થઇ ગએલાં અધમ માણસોને વિશ્રામસ્થાન આપવાની, તથા તેમને ખરચખૂટણ માટે થોડી ઘણી અઠવાડિક રોજી આપવાની આ પદ્ધતિથી સ્વાભાવિક રીતે નાણાં સંબંધી તો કાંઇ નફો થતો નથી. પાસેનાં શહેરોમાં હજારો મણ માલ વેચવા માટે મોકલવામાં આવે છે તોપણ તેમાં તો ખોટ જાય છે. પરંતુ ખરૂં કાર્ય થાય છે તે એ છે કે જનસમુદાયમાં જે મનુષ્યો છેક અધમ, પતિત થઇ ગએલાં હોય છે, જેમને એમ લાગે કે જગતના હોંશિઆર કારીગરોમાં એમને માટે કાંઇ જ સ્થાન નથી, તેમનો ઉત્કર્ષ કરીને તેમને તેઓ મનુષ્યત્વમાં લાવે છે. બીજી એક વાત લક્ષમાં રાખવાની છે તે એ છે કે તેઓ જે શ્રમ લે છે તે સર્વ એવા મનુષ્યોને પુનઃ રાજ્યના ઉપયોગી અંગ બનાવવાના ચોક્કસ ઉદ્દેશથી શ્રમ લેવામાં આવે છે, માત્ર ધર્માદા દાન કરવા ખાતર તેમને કામ સોંપવામાં આવતું નથી; એથી તો તેમને પોતાને તેમ જ તેમની પાસે કામ કરાવનારને કાંઇ

વાસ્તવિક લાભ થાય નહીં. આ યોજનાની વિરુદ્ધ મત ધરાવનાર માણુસો કવચિત એવી દલીલ લાવે છે કે જેમને મજુરીના વધારે દામ આપવામાં આવે છે તેમણે પેદા કરેલો માલ હોય તે માલને આ ખેતરની પેદાશ સાથે બજારમાં સ્પર્ધા કરવી પડે છે. એ મતવાળાનું કહેવું એવું છે કે આ રીતની સસ્તી મજુરી મેળવવાની તરફ ક્રમણ કરવાથી મજુરીના દર સાધારણ રીતે કમી થશે, અને ઉત્તમ અને સારા દરવાળા કામને બદલે હલકી પંક્તિના કામને સ્થાન મળશે. પરંતુ આ માણુસો ઘણું કરીને શરૂઆતમાં જેવાં નાલાયક હોય છે તેવાંને રાખીને મજુરીના સાધારણ ચાલતા દર આપવા, ઉદ્યમ શીખવવા, અને પછી નફો મળે તેમ વેચવું એવું કોઈ પણ કામ કરાવનારથી બની શકે એવો સંભવ નથી. આપણે જોયું તેમ મજુરીના ઓછા દર તથા આ સર્વ સાહસની ઉત્તમ વ્યવસ્થા છતાં નાણાં સંબંધી કાંઇ જ લાભ થતો નથી, એટલે તેમાં વ્યાવહારિક અને તાત્કાલિક લાભ કાંઇ નથી. પરંતુ તરતની રૂપીઆ આના પાઈની ગણતરી કરતાં અંતે જનસમાજમાંથી બહિષ્કૃત થએલાં અને નિરાશામય જીવન ગાળનારનો પુનરુદ્ધાર કરીને પ્રમાણિક, હોશિઆર અને તંદુરસ્ત મનુષ્ય બનાવવાં એ વધારે ઉચ્ચ પરિણામ આવે છે. તેમાંના ઘણાખરા ઈંગ્લાંડની બહાર બ્રિટીશ કૉલોનીઝ (અંગ્રેજી સંસ્થાનો) માં જાય છે, અને સમુદ્રની પાર બ્રિટીશ સામ્રાજ્યની સીમાનો વિસ્તાર કરવામાં સહાયભૂત થાય છે. સમુદ્રપાર જતાં ઈંગ્લાંડનાં સર્વ ખરાં પારમાર્થિક જનોના આશીર્વાદ અને શુભેચ્છાઓ લઇને તેઓ વિદાય થાય છે એ નિઃસંશય છે.

મુક્ત થએલા કેદીઓ માટે મુક્તિફોજવાળા અનેક આશ્ચર્યજનક કાર્ય કરે છે. ઈંગ્લાંડની 'હોમ ઑફીસ' તરફથી મુક્તિફોજના અધિકારીઓને ઈંગ્લાંડના કારાગૃહની મુલાકાત લેવાની પરવાનગી આપવામાં આવી છે. ત્યાં તેમની સાથે મુલાકાત કરવાની જે કેદીઓની ઇચ્છા હોય તેમને પોતાનાં નામ ઉપરી અમલદારને આપવાનું કહેવામાં આવે છે. જ્યારે મુક્તિફોજનો અધિકારી કારાગૃહની મુલાકાત

લે છે, ત્યારે તે દરેક કેદીને ખાનગી રીતે પોતપોતાની કોટડીમાં મળે છે, અને તેની સાથે ધર્મ સંબંધી, તેનાં સગાંસ્નેહી સંબંધી, અથવા કેદખાનામાંથી મુક્ત થયા પછી ગુજરાન માટે ભવિષ્યમાં તેની પાસે શાં સાધન છે, તે સંબંધી વાતચીત કરે છે. દરેક વ્યક્તિ સંબંધી હકીકત નોંધવામાં આવે છે, એને જો કોઈ પણ કારણસર તેની શિક્ષાની મુદતમાં ઘટાડો થાય અથવા તેને મુક્ત કરવામાં આવે તો તેની છબી તથા તેની વર્તણુક માટે કેદમાં હોય તે દરમીયાન લેવાએલી નોંધ ( આગળ ઉપર તેની સાથે વર્તવામાં ઉપયોગમાં આવે તે હેતુથી ) સાથે તેની સંભાળ લેવા માટે તેને મુક્તિફોજને સ્વાધીન કરવામાં આવે છે. જ્યાં સુધી તેને કાંઈ રોજગાર મળી આવે ત્યાં સુધી મુક્તિફોજવાળા તેનું પોષણ કરે છે. મુક્તિફોજની અધિકારિણીઓ પણ કેદખાનામાં કામ કરે છે. જેલમાં પુરેલાં બૈરાંની મુલાકાત લેવામાં, તેમની સાથે વાતચીત, અને પ્રાર્થના કરવામાં તથા જ્યારે સજા પૂરી થાય ત્યારે મદદ કરવામાં તેઓ પોતાનો આખો વખત ગાળે છે.

કુકર્મથી જેનો સ્વભાવ ઘણો જ સખત થઇ ગયો હોય એવાં માણસોમાં કામ કરવાનું હોવા છતાં આ પ્રમાણે આરંભેલા કાર્યમાં તેમને આશ્ચર્યજનક સફળતા મળી છે. એ કાર્યમાં આટલી સફળતા મળવાનું કારણ મિ. એચ. રાઇડર હૅગર્ડ એમ બતાવે છે કે, મુક્તિફોજવાળા અધિકારીઓ ગુન્હેગારને જે આશાનાં વચન આપે છે છે તે પુરેપુરી રીતે પાળે છે, અને વળી છેક અધઃપાત પામેલાં જન પ્રત્યે સપ્રેમ સહાનુભૂતિ રાખવાથી તેમનામાં નવી આશા અને સ્વાભિમાનની નવી ભાવના જાગ્રત થાય છે. વળી ઘણીવાર ભલું કરનાર માણસ પોતે પણ અધમ જીવનમાંથી શુદ્ધ થએલો હોય છે એટલે પતિત લોકોના ઉદ્ધાર માટે કેટલું થઈ શકે તેના પ્રત્યક્ષ પુરાવા તરીકે કેદીઓને પ્રત્યક્ષ રીતે અસર કરી શકે છે.

પૂર્વની તેમ જ પશ્ચિમની પ્રજા બન્નેને સંબંધે મુક્તિફોજનું કામ સંતોષકારક નીવડયું છે; અને વિશેષે કરીને ભરતખંડની લૂટફાટ

કરનારી કોમો સુધારવાને ખાતર કરેલા તેમના પ્રયાસથી ઘણો લાભ થયો છે. આ કોમનાં મનુષ્યોની સંખ્યા બધી મળીને લગભગ ૩૦,૦૦,૦૦૦ થાય છે, એવી ગણતરી કરવામાં આવી છે. તેઓ ભટકતા, જંગલી, રઝળીને જીંદગી પૂરી કરનાર 'જીપ્સી' જાતના લોક જેવા હોય છે, અને કેટલાકનાં અનુમાન પ્રમાણે તેઓ હિન્દુસ્તાનના મૂળ વતનીઓના વંશ જ છે. ઘણે ભાગે તેઓ લૂટફાટ અને ચોરી કરીને પોતાનું ગુજરાન કરે છે; અનેકવાર તેઓ ઝનુની પ્રાણઘાતક ગુન્હા કરે છે અને વારંવાર કેદખાનાની શિક્ષા કર્યા છતાં અત્યાર સુધી એવા ગુન્હા બ્રિટીશ સરકારથી વાસ્તવિક રીતે રોકી શકાયા નથી. થોડાં વર્ષ ઉપર એવા લુટારાનાં ટોળાંને સંયુક્ત પ્રાન્તોમાંથી કાઢી મૂકવામાં આવ્યાં હતાં; તે છતાં તે લોકો પાછા ત્યાં ગયા, અને ચાર વર્ષ ઉપર ત્યાંના લેફ્ટેનન્ટ ગવર્નર સર જૉન હ્યુએટે તે લોકોના ઉદ્ધારને માટે કાંઇ યોજના ઘડી કહાડવા માટે મુક્તિફોજવાળાને વિજ્ઞપ્તિ કરી હતી. પ્રમાણિકપણે ઉપજીવિકાનાં સાધન પ્રાપ્ત કરવાથી કેટલો લાભ થાય છે, એ વાત તે લોકોના સમજવામાં આવી, અને પોતાની ઇચ્છાથી જ ગલીચા વણવાનાં કારખાનાંમાં, તથા મુક્તિફોજવાળાએ ઉદ્યોગને માટે જે અન્ય માર્ગની યોજના કરી હતી તેમાં દાખલ થવા તેઓ આજીજી કરવા લાગ્યા. મુક્તિફોજવાળા તરફથી જે પત્ર નીકળે છે તેના પાછલા એક અંકમાં દર્શાવ્યા મુજબ હાલમાં તેમને વણવાનું, શેત્રંજી બનાવવાનું, વાટવા બનાવવાનું, તીજોરીની પેટીઓ, દોરડાં, અને ટુવાલ બનાવવાનું, ઘરનો સામાન સાફ કરવાના કકડા ઓટવાનું ઇત્યાદિ કામ શીખવવામાં આવે છે. તેમના કામમાં ઘણા થોડા વખતમાં સુધારો થયો છે; તેનું કારણ કદાપિ એમ હશે કે તેમના સુધારકો તેમની સાથે બહિષ્કૃત થએલા માણસ માફક વર્તતા નથી; પરંતુ તેઓ તેમને પોતાના બંધુ સમાન ગણે છે. તેઓ વણવાનું કામ ઘણું જલદી શીખી શકે છે, એમ માલુમ પડયું છે; પરંતુ તેઓને ઉદ્યમ પાછળ સ્થિરતાથી મંડયા રાખવા એ ઘણું મુશ્કેલ છે, એ તો આપણે સહજ અનુમાન કરી શકીએ. જે ભયકારક વર્ણો વંશપરંપરાથી દુષ્ટતામાં નિમગ્ન થએલી

છે, અને જેમને પોલીસવાળા અત્યાર સુધી રોકી શકયા નથી, તેમનો ઉદ્ધાર કરવાના પ્રયાસમાં મુક્તિફોજવાળાને ફત્તેહ મળી છે તે, આપણા લોકના આચારવિચારમાં ઈંગ્રેજી પદ્ધતિ જે રીતે અનુકૂળ કરી શકાય છે તે માર્ગની યોગ્તાનું એક મોટું પ્રમાણ છે.

મુક્ત થએલા કેદીઓને સુધારવા માટે ઈંગ્લાંડમાં ગયા એપ્રિલ મહિનાથી એક નવી જ પદ્ધતિનો અમલ કરવામાં આવે છે; એ પદ્ધતિથી પતિત જનોને લાભ થશે એવો સંભવ છે. કારાગૃહમાંથી છુટયા પછી ગુન્હેગારને એક સેન્ટ્રલ ઍસોસીએશન (મધ્ય મંડળ) માં સંભાળ લેવા માટે સોંપવામાં આવે છે. બંદીખાનામાં હોય તે દરમીયાન મજુરીના બદલામાં તેમને જે પૈસા મળ્યા હોય તે આ એસોસીએશનને આપી દેવામાં આવે છે; તે તેમને ઉદ્યમ શોધી આપવામાં અને બીજા ખરચખુટણના ઉપયોગમાં લેવાય છે. આવાં બૈરાં અને પુરુષો માટે અત્યાર સુધી નોકરી મેળવવાનું કામ ઘણું મુશ્કેલ થએલું છે, કારણ કે છેક નીચ કામ સિવાય બીજાં કામ તેમને સોંપવાને માટે કામ કરાવનાર રાજી હોતા નથી. મુક્ત થએલા ગુન્હેગારને તથા જેમને થોડી મુદતની શિક્ષા થઈ હોય તેમને સહાયતા કરવા માટે ત્યાં લગભગ સો મંડળો છે. મુક્ત થએલા કેદીઓને સહાય કરનારી મંડળીઓની મુખ્ય કમિટી જે ઉપર કહી તે માત્ર જે લોકોને લાંબી મુદતની શિક્ષા થઇ હોય તેવાને જ હાથમાં લે છે; પરંતુ જે ગુન્હેગારને ટુંકી મુદતની શિક્ષા થઇ હોય તેમના લાભ માટે એવી એક સંસ્થા સ્થાપન કરવાની યોજના ઘડવામાં આવી છે.

ઈંગ્લાંડમાં એ વાત વધારે સિદ્ધ થતી જાય છે કે કારાગૃહની શિક્ષાથી ઘણા ગુન્હેગાર નફ્ટ થઈ જાય છે, અને તેમનાં મન ઉપર દુષ્ટ અસર થાય છે, માટે જુવાન વર્ગને જેલનો પરિચય જેટલો ઓછો થાય તેમ સારૂં એ માટે પ્રયત્ન કરવામાં આવે છે. જે લોકોને સ્ત્રી ગુન્હેગારનો પરિચય હોય છે તેઓ ખાતરીપૂર્વક કહે છે. કે પુરુષ કરતાં કઠણ હૃદયનાં થઇ ગએલાં અપરાધી બૈરાંને સુધારવાનું કામ ઘણું જ મુશ્કેલ છે.

અનીતિને વશ કરવાનું કાર્ય અસંભવિત થાય ત્યારે તેનો નાશ કરવાનો પ્રયત્ન કરવો, તેના કરતાં પ્રથમથી જ તેનો સંહાર કરવાના કાર્યમાં આપણા દેશમાં સ્ત્રીઓ અને બાળાઓને સહાયતા આપવા માટે શા ઉપાય લેવા જોઇએ, તેનો વિચાર કરવાની વધારે જરૂર છે. તેથી ઇંગ્લાંડ, અમેરિકા, ફ્રાન્સ અને જર્મનીમાં જુવાન સ્ત્રીપુરુષ બન્નેને માટે સુધારણાની જે યોજનાનો અમલ થાય છે તે તપાસીશું.

બંદીખાનાની જીંદગીથી યુવકોનાં મન ઉપર કેટલી અધમ અને અનીતિમય અસર થાય છે, તે ઇંગ્લાંડના ગુન્હા સંબંધીના આંકડા ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે. એ આંકડા ઉપરથી સિદ્ધ થયું હતું કે જુવાન કેદીઓ ઘણે ભાગે ફરી ફરી કેદમાં પડયા હતા, અને તેને જ પરિણામે ઇ. સ. ૧૮૫૪ ની સાલમાં 'રેફમેંટરી સ્કુલ ઍક્ટ' પસાર કરવામાં આવ્યો હતો. તે વર્ષ પછી, બાર વર્ષની ઉપરના અને સોળ વર્ષની અંદરના જે બાળ ગુન્હેગારે ટુંક મુદતની શિક્ષાને પાત્ર થાય એવો ગુન્હો કર્યો હોય તેમને જેલને બદલે શિક્ષાગૃહમાં મોકલવામાં આવે છે. હિંદુસ્તાનમાં પણ તે જ ધોરણે વ્યવસ્થા ચાલે છે. વળી જે બાલકોએ કાયદા વિરુદ્ધ કાંઇ વાસ્તવિક અપરાધ કર્યો ન હોય, પરંતુ જેઓ કાંતો બહિષ્કૃત થએલાં હોય, અથવા અધમ પરિસ્થિતિમાં રહેતાં માલુમ પડે તેમને માટે ઉદ્યોગશાળાઓ છે. એમ માનવામાં આવે છે કે, આ પ્રમાણે છોકરાંઓને અનીતિમય સંસર્ગમાંથી વેળાસર લઇ લેવાથી તેમની અધોગતિ થતી અટકે છે; અને જેઓ અન્યથા જેલમાં જઇને ગુન્હેગારની સંખ્યામાં વધારો કરે એવાં થાય તેમનામાં પરિવર્તન થઇને તેઓ જનસમાજનાં સુખી અને ઉપયોગી અંગ થઇ રહે છે. મૅજીસ્ટ્રેટની આજ્ઞાનુસાર જે વર્ગનાં બાલકને ઉદ્યોગશાળામાં પ્રવેશ કરવા દેવામાં આવે છે, તે નીચે પ્રમાણે છેઃ– (૧) રસ્તામાં ભીખ માગતાં બાલક; (૨) માબાપ વગરનાં, અથવા જેનાં માબાપ અપરાધી હોવાથી કેદખાનાની શિક્ષા ભોગવતાં હોય તેવાં નિરાધાર બાલક; (૩) જેમની પાસે ઉપજીવિકાનાં કાંઇ

પણ પ્રત્યક્ષ સાધન ન હોવાથી, અથવા રહેવાને ઘરબાર ન હોવાથી, રઝળતાં માલુમ પડતાં હોય; (૪) જેમનાં માબાપ, અથવા વાલી ગુન્હેગાર હોવાથી અથવા મદ્યપાનને લીધે તેમની સંભાળ લેવાને અયોગ્ય હોય; જેઓ ચોર અથવા નીચ સ્ત્રીઓની સોબત રાખતાં અથવા હલકી આબરૂવાળા ઘરમાં રહેતાં માલુમ પડે તેવાં બાલકો.

છોકરા અને છોકરીઓ બન્ને માટેની આ ઉદ્યોગશાળાઓમાં, છોકરીઓને કેળવણી આપવામાં આવે છે; ત્યાં ઓછામાં ઓછું એક વર્ષ સુધી, કે કોઈવાર એથી ઘણો લાંબો વખત તેમને રાખવામાં આવે છે, અને જ્યારે શાળા છોડે ત્યારે તેઓ પોતાના જીવનનો આરંભ સારી રીતે કરી શકે તે માટે તેમને નોકરી શોધી આપવામાં આવે છે. સરકારના કબજામાં નહીં એવી ખાનગી ઉદ્યોગશાળાઓ પણ ઘણી છે. ત્યાં નિરાધાર છોકરીઓને મફત અથવા જુજ પૈસા લઇને રાખવામાં આવે છે, અને તેમને શિક્ષણ પણ અપાય છે. પ્રમાણપત્રો ધરાવનાર શિક્ષાગૃહો, ઉદ્યોગશાળાઓ, અને આવી બીજી ખાનગી સંસ્થાઓ, 'રૅફૉર્મૅટિરી અને રૅફ્યુજ યુનીઅન' નામના મંડળ સાથે જોડી દેવામાં આવ્યાં છે, અને તેના સેક્રેટરી દરેકની હકીકત પોતાની પાસે રાખે છે; અને કોઈ વિશેષ બાબત માટે માહિતી જોઇતી હોય તો કિમતી સલાહ આપે છે. જ્યાં આવી એકસરખી સંખ્યાબંધ સંસ્થા હોય ત્યાં કોઇ એક અધિકારી દરેકના વિશેષ લક્ષણથી વાકેફગાર હોય તો તેને અરજી કરવાથી દેખીતો ફાયદો છે. અને એવી યોજના એક ખાસ અધિકારીની દેખરેખ નીચે હોય તો છોકરાંને જે જે સંસ્થા અનુકૂળ પડે તેવી હોય તેમાં મૂકવાનું કામ ખાતરીપૂર્વક થાય છે. રહેવાના આશ્રમ સાથેની ઉદ્યોગશાળા ઉપરાંત ઈંગ્લાંડમાં છૂટક શાળાઓ પણ છે. તેમાં જે છોકરાંઓએ કાયદા વિરુદ્ધ ગુન્હા કર્યા હોય, તેમને ટુંક મુદત માટે મોકલવામાં આવે છે. ત્યાં તેમને ખાવાનું, શિક્ષણ, અને કંઇક ઉદ્યોગ સંબંધી કેળવણી મળે છે. દિવસે શિક્ષણ લઇ શકાય એવી ઉદ્યોગશાળાઓ છે, તે ખાસ કરીને ઉછરતાં છોકરાંની કોઇ સંભાળ લેનાર ન હોય, જેઓ ગંદાં, ભુખે મરતાં, વસ્ત્રરહિત

સ્થિતિમાં હોય તેમના લાભાર્થે સ્થાપેલી છે. ત્યાં તેમનું પોષણ કરવામાં આવે છે, તેમને પ્રાથમિક કેળવણી અપાય છે, અને ઉપજીવિકાનાં કોઇ પણ પ્રકારનાં સાધન મળી શકે એવું શિક્ષણ અપાય છે.

ઉદ્યોગશાળામાં રહેનારને માટે સંસ્થામાં જીવન ગાળવાની પદ્ધતિ યુરોપખંડના અન્ય દેશોમાં ચાલતી ઉછરતાં છોકરાંને ખાનગી કુટુંબોમાં રાખવાની પદ્ધતિ કરતાં વધારે સારી રીતે નિયમન કરનાર અને નિયમિત રહેવાની આદત પાડનાર ગણાઇ ઈંગ્લાંડમાં પસંદ કરવામાં આવી છે. અંદર રહેનાર છોકરાંને પાછળથી ઉદ્યોગ મળે છે, તેની ગણતરીના આંકડા ઉપરથી ઈંગ્લાંડની યોજનાની સફળતા સિદ્ધ થાય છે. છોકરીઓમાંની ઘણીખરી સાધારણ ઘરધંધાની નોકરી લે છે. રસોઈ કરનાર, દાસી, ધોબીનું કામ કારનાર, માંદાની માવજત કરનાર, કપડાં બનાવનાર, સંચામાં કામ કરનાર, કારખાનામાં મજુર, ઇત્યાદિ ધંધા કરે છે; ઘણીએક પરણે છે, અને જુજ સંખ્યા છુટક કામ સ્વીકારે છે. આવી વિશાળ સંસ્થાની કાંઇ માઠી અસર કદાપિ કોઈ વ્યક્તિ ઉપર થતી હોય તો તે માટે એવી સંસ્થા વિરુદ્ધ જે મત હોય તે અત્રે આપવો ઉચિત ધારીએ છીએ. પૅરીસમાં મળેલી સ્ત્રીઓની બીજી 'ઇન્ટર્નેશનલ કૉન્ગ્રેસ'ના રીપોર્ટમાં મૅડમોઇસેલ હ્યુસીએન મારીને મોટાં શિક્ષણગૃહ ઉપર ખુલ્લો આક્ષેપ કર્યો હતો; અને તેના અભિપ્રાય પ્રમાણે છોકરાઓ અને છોકરીઓની કેવી યોજના વધારે લાભદાયક થાય છે તેની બાહ્યરેખા દર્શાવી હતી. શિક્ષાગૃહમાં રોકી રાખવાથી પરિપૂર્ણ પરિણામ આવતું નથી. ઘણા સખત કાયદાના દોરથી છોકરાંમાં નાસી જવાની ઇચ્છા જાગ્રત થાય છે. જે વ્યવહારિક શિક્ષણ આપવામાં આવે છે તે પ્રમાણિક અને કાબેલ કારીગર તૈયાર કરવામાં નિરર્થક જાય છે અથવા અપૂર્ણ હોય છે. સર્વને એકઠાં રાખવાથી સારાં છોકરાંને દુષ્ટ છોકરાંનો સંસર્ગ થાય છે અને તે સારાં બાલકને હાનિકારક છે. છેક અધમ દાખલામાં ઘણું કરીને જુજ સુધારો માલુમ પડે છે અને પરિણામે એ સર્વ સામાન્ય ધોરણ બની નીતિની હલકી

ભાવના બંધાઇ જાય છે. તેમણે એમ સૂચવ્યું હતું કે, ઘણાં છોકરાંને તો માત્ર એટલી જ જરૂર છે કે, તેમને નૈતિક અને વ્યવહારિક શુદ્ધ પરિસ્થિતિમાં રાખવાં, તેથી તેઓ બદલાઇને સમાજને ઉપયોગી થઇ શકે. તેઓ કાંઇ અપરાધી હોતાં નથી, માત્ર ભાગ્યહીન હોય છે; તેમને કેળવણી આપીને ઉન્નત કરવાં જોઇએ, અને સુવ્યવસ્થિત શાળામાં મૂકવાં જોઇએ. ત્યાં તેઓ સારાં શહેરી, સારાં માબાપ, અને ઉત્તમ કામ કરનાર થવા યોગ્ય બને. ૩૦૦ કે ૪૦૦ છોકરાંને એકઠાં રાખવાને બદલે આ સંખ્યાના પંદર પંદર છોકરાંના જુદા જુદા વિભાગ કરવાની તે ભલામણ કરે છે; કેમકે એમ કરવાથી નીતિ સંબંધી દેખરેખ સારી રીતે રાખી શકાય. શાળામાં દાખલ થયા પછી છોકરીઓ દશ વર્ષની, અને છોકરાઓ બાર વર્ષના થાય ત્યાં સુધી સાથે શિક્ષણ લઇ શકે. આરંભમાં પ્રાથમિક શિક્ષણ અપાય, તેમાં છોકરીઓને શિવણ કામ, અને છોકરાઓને લાકડાનું અને લોખંડનું કામ શીખવાય. છોકરીઓ દસ વર્ષની અને છોકરાઓ બાર વર્ષના થાય ત્યાર પછી સુથારનું, ઘર રંગવાનું, મકાન બાંધવાનું, લુહારનું, પૉલીશ કરવાનું કામ છોકરાઓને, અને ઘરકામ, બાગબાની, મરઘાં વગેરે ઉછેરવાનું કામ, ડેરીનું કામ, શાક અને ફળ લાંબો વખત તાજાં રાખી મુકવાનું કામ, મીઠાઇ બનાવવાનું કામ, છોકરીઓને; એ પ્રમાણે દરેકને તે શીખવવા સારૂ ઓછામાં ઓછાં ત્રણ વર્ષ ઉમેદવારી સોંપવી. આ સર્વે કામ કરવામાં દિવસના ૭ કલાક રોકાય; આમાં એ આદર્શ લક્ષમાં રાખેલો છે કે સારાં, સર્વદેશીય જ્ઞાનવાળાં, અને પોતપોતાના ઉદ્યમને લગતાં સર્વ કામ કરી શકે એવાં દક્ષ કારીગર બનાવવાં. શાળા તે કુટુંબનું આદર્શસ્વરૂપ (prototype) હોવી જોઇએ. છોકરીઓને ઘરનું સર્વ કામકાજ શીખવવું જોઇએ. સઘળું કામ વિદ્યાર્થી પાસે જ કરાવવાનું એટલે એક પણ નોકર રાખવાનો નહીં. ઘણી જ કરકસરથી અને આરોગ્યના સઘળા નિયમ સાચવીને રસોઈ કરાવવી. વળી એવી સૂચના કરવામાં આવી હતી કે શાળામાં જે છોકરાંઓ તરતનાં દાખલ થયાં હોય તેમનું પારખું જોવા સારૂ તેમની એક ટુકડી કરવી. તેમને ત્રણ મહિના સુધી

દેખરેખ નીચે રાખવામાં આવે, એટલે માલુમ પડે કે તેમનામાં કાંઈ એવા ઉંડા દુર્ગુણ નથી કે જેથી બીજાનો તેમની સાથે સંસર્ગ થાય તો નુકસાન થવાનો સંભવ રહે. જેમને સુધારવાં અશક્ય હોય તેવાં છોકરાં (જો કે એવાં તો કવચિત્ જ આવે છે.) ને ખરાં શિક્ષાગૃહમાં મોકલવામાં આવે, કેમકે ત્યાં વધારે સખત કાયદાનો ઉપયોગ થઇ શકે. શાળાનો ઉદ્દેશ એ રાખવામાં આવે કે હોંશિઆર કારીગર, કાબેલ કામ કરનાર અને પ્રમાણિક સ્ત્રીઓ તૈયાર કરવી કે જે ભવિષ્યમાં કુટુંબનાં માતપિતા થાય, અને તેમનાં કુટુંબ મદ્યપાન કે બીજી અન્ય દુષ્ટ વાસનાને વશ થવાનો સંભવ રહે નહીં. મોટાં શહેરમાં કે ગામડાંમાં, જે પરિસ્થિતિમાં તેમનું પાનું પડે ત્યાં પોતાની ઉપજીવિકાનાં સાધન પ્રાપ્ત કરી શકે, કારણ કે તેમને ખેતીવાડીનું તેમ જ શહેરમાં ચાલતા ઇતર ઉદ્યોગનું શિક્ષણ મળેલું હોય. આ પ્રકારની નવી સંસ્થાની વિરૂદ્ધ આરંભના ખર્ચનો અને તે ઉપરાંત, ઔદ્યોગિક કેળવણીનાં સાધન રાખવાનાં ખર્ચનો વાંધો લેવામાં આવે છે. પરંતુ મેડેમાઇસેલ મારીને બતાવી આપ્યું હતું કે આ ખર્ચ તો માત્ર આરંભમાં જ થશે, અને ખેતરમાંથી જે ઉપજ થશે તેની આવકમાંથી ધીમે ધીમે કરજ વાળી શકાશે. છોકરાંઓને જે કમાણી મળે તેમાંથી અર્ધો ભાગ તેમને પોતાને મળે અને બીજો અર્ધો ભાગ શાળાના નિભાવ માટે વાપરી શકાય. શાળા છોડયા પછી પ્રથમનાં છોકરાં માટે એક મિત્રમંડળની સંસ્થા રાખવી, જેથી તે બાલકોથી આગલાં સ્મરણો સાથે સંબંધ જાળવી શકાય, અને જો તેમને કાંઇ નોકરી મળી ન હોય તો તેઓ શાળામાં નોકરી લેવા માટે, અથવા માંદગીને પ્રસંગે સારવાર માટે પાછાં આવી શકે. આ રીતે તેમની જીંદગીમાં સલાહકાર અને માર્ગદર્શક તરીકે શાળા નિરંતર સાહાય્ય કરી શકે.

સઘળાં શિક્ષાગૃહોમાં સ્ત્રીઓ મહત્વનું કાર્ય કરે છે. ઇંગ્લાંડના રખડતાં છોકરાંઓની શાળા, (જેની પ્રથમ યોજના જૉન પાઉન્ડસ નામના પૉર્ટસ્મથના મોચીએ કરી હતી) શિક્ષાગૃહ અને છોક-

રીઓ માટે ઉદ્યોગશાળાને ઉત્તેજન આપનારામાં મુખ્ય મૅરી કાર્પેન્ટર નામની સન્નારી હતી. દરેક ઇલાકામાં સ્ત્રીશિક્ષક તૈયાર કરવાની નૉર્મલ સ્કુલોની શરૂઆત કરનાર તરીકે આ સન્નારીનું નામ આપણા દેશમાં સુવિદિત છે. હવે ઇંગ્લાંડમાં છોકરાઓ માટે કે છોકરીઓ માટેનું શિક્ષાગૃહ એ પરમાર્થનું અગત્યનું અંગ ગણાય છે; અને તેનો સર્વ અખતીઆર, અથવા કાંઈક થોડી વ્યવસ્થા સ્ત્રીઓને જ સોંપવામાં આવે છે. તેમાં વાસ કરનારમાંનાં ઘણાંખરાં છોકરાં પોતે વાસ્તવિક ગુન્હેગાર હોતાં નથી, પરંતુ અધમ માબાપનાં છોકરાં–મદ્યપાન કરનાર અથવા અનીતિવાન માબાપનાં સંતાન–હોય છે. તેમને શિક્ષા કરવા કરતાં કાળજીપૂર્વક ઉછેરવાની અગત્ય છે. કેટલાંકનાં તો શરીર અને મન કેવળ દુર્બળ હોય છે, અને તેમને સ્ત્રીના સત્સંગની જરૂર હોય છે. પોતાની દેખરેખ નીચે સોંપેલાં દેખીતાં છેક નિરાશાજનક બાળકોનાં પ્રમાણિક, ઉદ્યોગી સ્ત્રીઓ, અને હોંશિઆર કારીગર પુરુષો તૈયાર કરવાના આ ઉમદા કાર્યમાં સ્ત્રીઓ ઘણું કરી શકે એમ છે.

ઇંગ્લાંડમાં ઘણા વખતથી માલુમ પડ્યું છે કે સોળ અને એકવીસ વર્ષની વચ્ચેની ઉમ્મરના ગુન્હેગાર સરકારી શિક્ષાગૃહમાં મોકલવા માટે ઘણી મોટી વયનાં લાગે છે, તેથી તેમને સુધારવા માટે કાંઇક કેળવણીની જરૂર છે, તે સારૂ ઈ. સ. ૧૯૦૨ ના ઑકટોબરથી જુવાન ગુન્હેગારને સંબંધે નવી પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. તેને 'બોર્સ્ટલ' પદ્ધતિ કહે છે. તે પ્રમાણે સરકારી વહીવટ તળે ચાલતી એક શિક્ષાની સંસ્થા શરૂ કરવામાં આવી હતી; તે શિક્ષાગૃહ પણ નથી, અને કારાગૃહ પણ નથી; પરંતુ જે યુવકોને ૭ મહિનાની કે એથી વધારે સજા થઈ હોય તેમને માનસિક અને હુંનરની કેળવણી આપવાની સંસ્થા છે. એવાં આશ્રમમાં વસનારના જુદા જુદા વર્ગમાં વિભાગ પાડવામાં આવ્યા છે–શિક્ષા થએલા, સામાન્ય, અને અસાધારણ. સારી વર્તણુક રાખે તો એક વિભાગમાંથી બીજા વિભાગમાં ચઢાવી શકાય છે. તેમને

ખેતીવાડીનું કામ, બજારમાં વેચાય તેવી વસ્તુઓના બગીચાનું કામ અને બીજા ઉપયોગી ઉદ્યમ શીખવાય છે. આ ઉપરાંત તેમને માનસિક ઉન્નતિના સાધનભૂત સંગીન પ્રાથમિક શિક્ષણ આપવાની ગોઠવણ કરવામાં આવે છે. આ રીતે સખત દબાણવાળા ઇલાજનો ઉપયોગ કરવામાં આવતો નથી; પરંતુ તેમની ઉન્નતિ થાય એવા ઉપાય લેવામાં આવે છે. અને તેમાં વ્યાયામકળા, કસરત, લાઇબ્રેરી, અને સાંજની આનંદદાયક રમતગમત, ઇત્યાદિનો સમાવેશ થાય છે. યુવકો ઉપર આની ઘણી સંતોષકારક અસર થઇ છે. આ કારાગૃહ છોડયા પછી ઘણે ભાગે તેઓ સારી રીતે વર્તે છે. મુક્ત થયા પછી આ યુવકોને માટે ઉદ્યમ શોધી કહાડવાની ગંભીર અગત્યનો એ સંસ્થાના અધિકારી વર્ગને સંપૂર્ણ ખ્યાલ હોય છે. સૅન્ટ્રલ બોર્સ્ટલ એસોસિએશનમાં ઇંગ્લાંડના નામાંકિત ધર્માધ્યક્ષો, ધારાશાસ્ત્રીઓ અને રાજ્યનીતિજ્ઞ ગૃહસ્થો આશ્રયદાતા (પેટ્રન) છે. મુક્ત થએલા બંદીવાનોને યોગ્ય ઉદ્યમ શોધી આપવામાં સહાયભૂત થવા માટે આ મધ્યસ્થ સંસ્થા છે. આ સંસ્થામાં રહે તે દરમીઆન યુવકોને ઉદ્યોગ સંબંધી અને વ્યવહારિક ઉપયોગી શિક્ષણ આપવામાં આવે છે, તેથી આગળ જતાં ઉદ્યોગ મળવાનું કામ ધાર્યા જેટલું મુશ્કેલ પડતું નથી. આ યોજના આખા ઇંગ્લાંડ દેશમાં સામાન્ય રીતે દાખલ કરવામાં આવી છે, અને ઇ. સ. ૧૯૦૮ ના ગુન્હાના પ્રતિબંધ કરનાર કાયદા પ્રમાણે સોળ અને એકવીસ વર્ષ વચ્ચેની વયના ગુન્હેગાર જેઓ અપરાધી ટેવ ગ્રહણ કરતા ભાસે, અને જેમને ન્હાના દોષ માટે વારંવાર શિક્ષા થઇ હોય તેમને એકથી ત્રણ વર્ષ સુધી બોર્સ્ટલની સંસ્થામાં મોકલવાની કોર્ટને સત્તા આપ્યાથી તેના કાર્યપ્રદેશમાં ઘણો વધારો થયો છે. જો તે કેદીઓમાંથી કોઇ સ્થિર અને સભ્ય જીવન ગાળશે, એવી ખાતરી થાય તો તેમને જામીનપર છોડી શકાય તે માટે બંદોબસ્ત કરવામાં આવ્યો છે. ગુન્હેગાર જામીનપર છૂટેલો હોય તે દરમીઆન તેના હિતેચ્છુ મનુષ્યો અથવા કોઇ સંસ્થા તેનાપર દેખરેખ રાખે છે, અને તેની રીતભાત સંબંધી હકીકત રજુ કરે છે. બોર્સ્ટલ સંસ્થાનો કોઇ નિવાસી ત્યાંના નિયમનો અનાદર કરતો

માલુમ પડે તો તેની દુષ્ટ અસર અન્ય સોબતીઓને ન થાય એ માટે તેને કેદખાનામાં મોકલવામાં આવે છે. ઇ. સ. ૧૯૦૮ ના એપ્રિલ મહિનાથી જુવાન કેદીઓના લાભાર્થે વડોદરામાં બોર્સ્ટલ પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. એવા ગુન્હેગારોને વણવાનું, સીવવાનું, નેતર ગુંથવાનું, પાટી વણવાનું, બગીચાનું, અને સુથારનું કામ શીખવાય છે. ગુન્હા અટકાવવાના, અને યુવકોને કેદખાનાના નાશકારક પરિચયથી ઉગારવાના આ ઇલાજની મુખ્ય બાબતો સ્વચ્છંદી છોકરીઓ અથવા પહેલીવારના ગુન્હા માટે જેને શિક્ષા થએલી હોય, પરંતુ વાસ્તવિક રીતે જેનો સ્વભાવ દુષ્ટ ન હોય, તેવી છોકરીઓને માટે ઉપયોગમાં લઇ શકાય. આ વર્ગને માટે એટલું કહી શકાય, કે તેમના દોષનું કારણ ઘણું કરીને અધમ પરિસ્થિતિ, અથવા માનસિક કે શારીરિક ખોડ હોય છે, અને તેને માટે તેઓ પોતે જવાબદાર હોતાં નથી, તેથી તેમના ઉદ્ધાર માટે માત્ર કેદખાના સિવાય કાંઇ બીજી પદ્ધતિનો ઉપયોગ કરવો સલાહકારક ભાસે છે.

અમેરિકામાં મૅસેચ્યુસેટ્સ સંસ્થાનમાં શેરબૉર્ન શહેરમાં સ્ત્રીઓ માટે એક વિચિત્ર સંસ્થા છે, તેમાંનાં ઘણાં બૈરાં છાકટાપણાના ગુન્હા માટે શિક્ષાપાત્ર થએલાં હોય છે અને એક વર્ષ ઉપરાંતની શિક્ષા ભોગવે છે. કારાગૃહ કે શિક્ષાગૃહ કરતાં તેનું બાહ્યરૂપ હૉસ્પીટલ જેવું વધારે હોય છે; અને તેમાં બૈરાંનાં સદ્‌વર્તન દર્શાવનાર જુદા જુદા વિભાગ પાડવામાં આવે છે. દૃષ્ટાન્ત તરીકે છેક નીચા વર્ગમાં જમવામાં વપરાતાં વાસણ હલકી જાતનાં, અને છેક થોડાં હોય છે, તેનાથી ઉપલા વર્ગમાં એથી જરા સારાં, વળી તેનાથી ઉપલા વર્ગમાં એથી પણ સારાં, અને પહેલા વિભાગમાં કેદીઓને તદ્દન સારાં ચીનાઈ વાસણ અને ટેબલપર સ્વચ્છ સરસામાન વાપરવાનો અધિકાર છે. સારી વર્તણૂક માટે મહેરબાની તરીકે જાનવરો અને પક્ષીઓની સંભાળ લેવાની પરવાનગી તેમને આપવામાં આવે છે. અને એમ કહેવાય છે કે આ ઉદ્યમથી બૈરાંના મન પર ઘણી જ લાભદાયક અસર થાય છે અને તેમનાં હૃદય દયાર્દ્ર બને છે.

બૈરાં કેદખાનામાં હોય તે વખતે તેમની મુલાકાત લેવા માટે અને ત્યાંથી મુક્ત થયા પછી ઉદ્યોગી અને ઉપયોગી જીવન ગાળી શકે તેનાં સાધન કરી આપવામાં સહાયતા કરી આપવા માટે ફ્રાન્સમાં ઘણી સંસ્થાઓ છે. તે માટે કાંઇ સખત નિયમ રાખવામાં આવ્યા નથી. જેટલી સ્ત્રીઓ કારાગૃહનાં બૈરાંની મુલાકાતે જાય છે તે જરૂર પ્રમાણે પોતપોતાની ઇચ્છાનુસાર કામ કરે છે. મૉન્ટપેલીએમાં એ માટે એક હીલાવદી ઓરડી રાખેલી હોય છે, તેમાં તેઓ દરેક કેદીની જુદી જુદી મુલાકાત લેઈ દરેક સાથે વાત કરે છે. પૅરીસમાં ભરાએલી સ્ત્રીઓની ઇન્ટર્નેશનલ કૉંગ્રેસના રીપોર્ટમાં મેડમોઇસેલ મૅકસ ઑનેટ કહે છે કે કેદીઓને પોતાનાં કુટુંબજનો સાથે વ્યવહાર કરી આપવાના કામમાં ઘણો પ્રયાસ થયો છે, પરંતુ તેની એમ પણ સૂચના છે કે જે કેદીઓ પોતાના સગાંસ્નેહી પાસે પાછાં જઈ શકે નહીં, અથવા જેમની તેમ કરવાની ઈચ્છા ન હોય તેમને માટે બંદીખાનામાંથી મુક્ત થયા પછી અને સંસારમાં પાછાં દાખલ થાય તે દરમીઆન આશરો લેવા લાયક કોઇ સંસ્થા હોવી જોઇએ. આવી યોજના હોય તો મુક્ત થએલી સ્ત્રીઓ ફરીથી દુરાચરણ કરતી અટકે.

ફ્રાન્સમાં અનેક સંસ્થાઓ આ ઉદ્દેશ પાર પાડવા માટે પ્રયાસ કરે છે, અને તેવી સંસ્થાઓ તરફથી આશ્રમો સ્થાપ્યાં છે. ત્યાં બૈરાં અને છોકરીઓને યોગ્ય ઉદ્યમ મળે ત્યાં સુધી અથવા તેઓ પોતાના કુટુંબમાં પાછાં જઈ રહે ત્યાં સુધી થોડી મુદ્દત માટે પ્રવેશ કરવા દે છે. જે લોકો મુકત થએલા કેદીઓને લગતું કામ કરે છે તે લોકો એકમતે કબુલ કરે છે કે જેલમાંથી છુટયા પછી જ ખરેખરૂં નૈતિક યુદ્ધ શરૂ થાય છે. ફરજીઆત બંદીખાનું હોય છે, ત્યાં સુધી તો તેમને કાંઈ લોભ લાલચોનું આકર્ષણ હોતું નથી, પણ એકવાર એ બંધનમાંથી છુટયાં કે પ્રથમની દુષ્ટ વાસના ઘણીવાર અધિકતર બલથી તેમનાપર હુમલો કરે છે. આવાં બૈરાંને જે જોખમમાંથી પસાર થવું પડે છે તે ધ્યાનમાં રાખીને ફ્રાન્સના દક્ષિણ

ભાગમાં સાંફોયમાં "ધ મેઇઝોં દ ફ્રામીય સાં ઑાગુસ્તાંય" નામના આશ્રમમાં તેરથી એકવીસ વર્ષની તુર્ત મુકત થયેલી છોકરીઓને રાખવામાં આવે છે. એકી વખતે થોડી જ છોકરીઓને દાખલ કરવામાં આવે છે; તેમની દેખરેખ ઘણી ચોક્કસ અને કાળજીપૂર્વક થાય છે; પરંતુ કારાગૃહના જીવનની માફક ગ્લાનિ ઉપજાવે એવાં બંધન હોતાં નથી. આ છોકરીઓને બાગબગીચાનું અને ખેતીવાડીનું કામ કરવાની છૂટ હોય છે; અને ત્યાં પણ અન્ય દેશની માફક ખુલ્લી હવામાં કામ કરવાથી તેમનો શારીરિક અને માનસિક ઉદ્ધાર કરવામાં આશ્ચર્યકારક અસર થાય છે. મુકત થએલા કેદીઓને થોડી બેઠી મહેનત અને વધારે ભાગે હરવા ફરવાની મહેનત કરાવવી જોઇએ. દિવસનો થોડો ભાગ તો છોકરીઓ કપડાં સીવવામાં અને કપડાંને અસ્ત્રી કરવામાં ગાળે છે. તેમાંથી જે આવક આવે તે સંસ્થાનું ખર્ચ નિભાવવામાં વપરાય છે; તેમનો બાકીનો વખત રસોઇમાં વપરાતી શાકભાજીની વાડીમાં, મરઘાંના વાડામાં, ઘરકામમાં અને રસોઇમાં જાય છે. રવિવારને દિવસે કેળવણી સંબંધી માહિતી આપવામાં આવે છે, અને તેમને ખુલ્લી હવામાં ફરવા લઇ જાય છે. દરેક છોકરીની કમાણીમાંનો થોડો ભાગ તેને પોતાને માટે બચાવવામાં આવે છે, અને જ્યારે તે પુખ્ત વયની થાય ત્યારે જીવનના આરંભના ખર્ચને માટે મુડી તરીકે તે ઉપયોગમાં લેવાય છે. આવી પદ્ધતિથી સ્થપાએલી સંસ્થાઓને લીધે મુકત થએલા કેદીઓની ભવિષ્યની જીંદગી સુધારવાના પ્રશ્નનું ઘણે ભાગે નિરાકરણ થાય છે. એવો કાંઇ આશરો હોય નહીં તો તેમને ઉભાં રહેવાનું સ્થાન મળવું મુશ્કેલ થઈ પડે છે. કેટલાંકને તો પાછાં જવા માટે કુટુંબ હોતું જ નથી; કેટલાંકને સગાંસ્નેહી હોય છે પણ તે છેક નિરુપયોગી હોય છે; કેટલાંકને આપ્તજન કે કુટુંબ હોય છે, પણ એવાં લોકનો પુનઃ સ્વીકાર કરતે તેઓ શરમાય છે. આવાં લોકને સારૂ જગતની રણભૂમિમાં પુનઃ પ્રવેશ કરતા પહેલાં વચલો કાળ ગાળવા માટે ઉપર વર્ણવી તેવી કાંઈ સંસ્થા એ જ ઉત્તમ માર્ગ છે. શરૂઆતમાંના ઉપર કહેલા આશ્રમની સફળતાનાં ત્રણ કારણ ત્યાંનાં કેદખાનાંને લગતી સામાન્ય હકી-

કતમાં બતાવવામાં આવ્યાં છે. (૧) દાખલ કરવામાં આવતી છોકરીઓની અલ્પ સંખ્યા, (૨) તેમની પસંદગી કરવામાં રખાતી અત્યંત કાળજી, (૩) તેમના ઉપર રખાતી જનની તુલ્ય અવિરત દેખરેખ. આશ્રમની વ્યવસ્થા સ્ત્રીઓની કમિટીને હસ્તક છે.

જુવાન ગુન્હેગારને માટે ખેતીવાડીના સંસ્થાનની કલ્પના હમેશ આશાજનક માલુમ પડી છે. ફ્રાન્સમાં તેની અજમાયશ કરવામાં આવી છે. પ્રથમ તૂર પાસે મૅત્રેના સંસ્થાનમાં એ શરૂ કરવામાં આવી હતી. ત્યાં મોંસ્યર ડી. મેટઝ નામના ગૃહસ્થના મનમાં ન્યાયાધીશ તરીકે કાયદાની અદાલતના પાકા અનુભવને પરિણામે, ઉછરતા ગુન્હેગારને કારાગૃહના ભયનું જોખમ ખેડવાથી કેટલો અન્યાય થાય છે, તે બાબત દઢતાથી ઠસેલી હતી. તેમણે ખેડુતોની એક કોમ સ્થાપી હતી. બંદીખાનાને બદલે જુવાન ગુન્હેગારોને ત્યાં મોકલવામાં આવતા, અને તેમનામાં ગામડાના ધંધાની તથા ખુલ્લી હવામાં વખત ગાળવાની આરોગ્યજનક અસરનાં ઉત્તમ પરિણામ માલુમ પડયાં હતાં. ખેતી, બાગબગીચાનું કામ, દ્રાક્ષના છોડ ઉછેરવાનું કામ, ઢોર ઉછેરવાનું કામ, અને રેશમના કીડા ઉછેરવાનું કામ એ તેમના મુખ્ય ઉદ્યમ છે. એમાં મહેનત સખત પડે છે, પરંતુ તે આરોગ્યજનક હોય છે. એ આદર્શને અનુસાર બીજાં ઘણાં સંસ્થાન સ્થાપ્યાં છે. તેમાં કેટલાંક છોકરીઓ માટે પણ છે.

જર્મનીમાં હૅમ્બર્ગ પાસે પ્રખ્યાત રૉહે હાઉ કરીને સ્થળ છે ત્યાં રઝળતાં અને વંઠેલ છોકરાં માટે ખેતીવાડીના ઉદ્યમની યોજના પ્રચલિત છે. ત્યાંના વાસીઓને ખેતીનું, બાગબગીચાનું, અને ફળઝાડ ઉગાડવાનું શિક્ષણ આપવામાં આવે છે. આ સંસ્થા છોડે ત્યારે જે ઉદ્યોગમાં તેમને સફળતા મળે એવું લાગે તે કામ શોધી આપવામાં આવે છે. એ સ્થળનાં છોકરાં હમેશાં ગુન્હેગાર હોતાં નથી, પરંતુ નિયંત્રણમાં રહે નહીં તેવાં અને સ્વેચ્છાચારી હોય છે. આ શાળાનાં બે વિશેષ લક્ષણ છે તેથી તે પરખાઈ આવે છે. એક તો છોકરાં-

ઓને રહેવાનાં મકાન જુદાં જુદાં હોય છે; દરેકમાં બારથી સોળ છોકરાંનો વાસ થઇ શકે એવી ગોઠવણ હોય છે. અને બીજું છોકરાંઓનું શિક્ષણ અને દેખરેખ સુશિક્ષિત અને સારી રીતભાતના યુવકોને હસ્તક છે, જેઓ કારાગૃહના અધિકારીની, ઉદ્યોગાશ્રમના અથવા શાળાના શિક્ષકની નોકરી માટે કેળવણી લેનાર હોય છે.

છેવટે શિક્ષાગૃહ અને કારાગૃહ સંબંધી અનેક પરોપકારી સંસ્થામાં એક સંસ્થાની વિસ્મૃતિ થવી ન જોઇએ. તેને ગુન્હેગાર સાથે પ્રત્યક્ષ રીતે સંબંધ નથી. તે ડચેસ ઑફ્ માર્લબરોના કેદીઓનાં બૈરાં અને છોકરાં માટેનાં આશ્રમ છે; તે લંડનમાં આવેલા છે. કેદીઓને વિશેષે કરીને જેમને લાંબી મુદતની શિક્ષા થએલી હોય તેમનાં બૈરાંને મદદ કરવાના હેતુથી ત્રણ વર્ષ ઉપર આ આશ્રમો સ્થાપવામાં આવ્યા હતા. ધણી કેદખાનામાં હોય તે દરમીઆન બૈરી જો ઘર અને કુટુંબનો નિભાવ કરી શકે તો જેલમાંથી છૂટયા પછી જીવન ફરી શરૂ કરવામાં તેને ઘણું ઉત્તેજન મળે એમ ધારવામાં આવ્યું હતું. જુદા જુદા બંદીખાનાના પાદરીઓ કેદીઓની સ્થિતિનો રીપોર્ટ ડચેસને અને તેની સેક્રેટરી બાઇને આપે; બૈરાંની મુલાકાત માટે એક હીલાયદી ઑફીસ તેમણે રાખી છે ત્યાં સેક્રેટરી તેમની મુલાકાત લે, તેમને માટે આપવા ધારેલા કામનું સ્વરૂપ સમજાવે અને જો તે બૈરાંને પસંદ પડે તો આશ્રમમાં દાખલ કરે. આ આશ્રમ દૈનિક સંસ્થા છે. સવારમાં આઠ વાગે પોતાનાં બાળગોપાળ સાથે બૈરાં આવે, અને સાંજે ૭ વાગે પાછાં જાય. એકથી પાંચ વર્ષની વયનાં છોકરાં શાળામાં જઇ ન શકે તેમને માટે અને ધાવણાં છોકરાં માટે બાલગૃહ છે. માતાઓ દરરોજ સવારમાં છોકરાંને બાલગૃહમાં મુકીને જાય છે. એ ગૃહ કામ કરવાની જગ્યાની નજીક જ છે. ત્યાં બાલકોને ગરમ પાણીથી ન્હવડાવવામાં આવે છે, અને એ ગૃહ તરફથી જે કપડાં પુરાં પાડવામાં આવે છે, તે કપડાંજ તેમને પહેરાવવામાં આવે છે; અને પછી બાલકોને રહેવાના ખાસ સ્થળ 'નર્સરી' માં રાખીને

તેમને ખવડાવે છે, રમાડે છે, અને જરા મોટાં છોકરાં હોય તેમને થોડું ઘણું શિક્ષણ આપવામાં આવે છે. સાંજ પડે બૈરાં જ્યારે કામથી પરવારે ત્યારે પોતાનાં છોકરાંને તેડીને ઘેર જાય છે. બૈરાં એક સુંદર ઓરડામાં બેસીને શિવણકામ કરે છે, અને તેમનો તૈયાર કરેલો માલ વેચીને જે ઉપજ આવે તે આશ્રમનો ખર્ચ ચલાવવામાં વપરાય છે. દરેક બૈરીને રોજના બે શિલીંગ મળે છે, તે ઉપરાંત ખાવાનું અને જો ઘણે દૂરથી આવતી હોય તો મુસાફરીના ખર્ચનો થોડો હિસ્સો આપવામાં આવે છે. શિવણકામના ઓરડા સિવાય કપડાં ધોવાનો ઓરડો છે, ત્યાં એક કાબેલ બૈરી સોળ બૈરાંને કપડાં ધોવાનું શીખવે છે. અને ત્રણ મહિના સુધી શિક્ષણ લીધા પછી, કપડાં ધોવાનું કામ ઉપજીવિકાનું એક સાધન કરી શકાય છે. ડચેસ ઑફ્ માર્લબરો પોતે ઘણીવાર આ આશ્રમોની મુલાકાત લે છે, અને ત્યાંની વ્યવસ્થાની સર્વ ઝીણી હકીકતથી વાકેફ હોય છે, અને સર્વ નાણાં પણ એ જ પૂરાં પાડે છે. ડચેસના આ ઉત્તમ દૃષ્ટાન્તનું અનુકરણ કરવાનો હિન્દુ સન્નારીઓને પુષ્કળ અવકાશ છે.

હવે પછીનો વિષય બૈરાં ગુન્હેગારના ઉદ્ધાર કરતાં વધારે શોકજનક અને મુશ્કેલ પ્રશ્ન છે. પતિતના ઉદ્ધારણનું કાર્ય મુખ્યત્વે સ્ત્રીજાતિનો કાર્યપ્રદેશ છે, અને આમાં તેમને ઘણાં જ વિકટ કાર્ય સામે ટક્કર ઝીલવાની છે. કારણ કે લંડન, પૅરિસ, મુંબઈ, કલકત્તા ઈત્યાદિ દરેક મોટાં શહેરોમાં સંખ્યાબંધ સ્ત્રીઓ અને છોકરીઓ અનીતિથી ઉપજીવિકા પ્રાપ્ત કરે છે. બૈરાં અને છોકરીઓને અધમ સંગતમાંથી ઉગારવાના કર્તવ્યમાં જેઓ પોતાનું જીવન સમર્પણ કરે છે, તેઓને કામ કરવાનું સ્થળ બીજાં મોટાં શહેરો પેઠે રાત્રિને સમયે લંડનન શહેરના ધોરી માર્ગ છે. સામાન્ય રીતે વર્ણન કરીએ તો ઈંગ્લાંડમાં ઉદ્ધારણના કામના બે વિભાગ કરી શકાય. (૧) જેને કોઈ ધાર્મિક સંસ્થા સાથે પ્રત્યક્ષ સંબંધ હોય. દાખલા તરીકે ભિન્ન ભિન્ન પંથની સેવાભગિનીઓ, ચર્ચઆર્મી, મુક્તિફોજ, વૅસ્ટ લંડન મિશન તરફથી થતા પ્રયાસ, અને (૨) ભિન્ન ભિન્ન ધર્મ સાથે અસંબદ્ધ

મંડળો, જેને કોઇ અમુક ધર્મ કે દેવળ સાથે પ્રત્યક્ષ સંબંધ ન હોય તે. આ બીજા વિભાગમાં નિરાધાર છોકરીઓની સંભાળ લેનાર સ્ત્રીમંડળ; કામ કરનાર સ્ત્રીઓની પ્રજાકીય મંડળની ન્હાની કમિટીની દેખરેખ નીચે થતું ઉદ્ધારણનું અને વિમાર્ગે જતાં રોકવાનું કામ; આ સામાજિક અનિષ્ટતાનું નિવારણ કરવાને માટે અસ્તિત્વ પામેલાં બીજાં પરચુરણ સ્વતંત્ર સાહસ ઇત્યાદિનો સમાવેશ થાય છે.

વૅસ્ટ લંડન મિશનનું ભગિનીમંડળ ઉદ્ધારણના કાર્યમાં ઘણી પ્રસિદ્ધ સંસ્થા છે. દીન અને પતિતને સાહાય્ય કરવાના કાર્યમાં જે શિક્ષિત સન્નારીઓએ પોતાનાં જીવન સમર્પણ કર્યા છે તેઓ આ સંસ્થાનું કાર્ય કરે છે. આમાંની બે પરોપકારી ભગિનીઓ દર રાત્રે અગીઆરથી તે એક વાગ્યા સુધી લંડનના વૅસ્ટ એન્ડના રસ્તાપર જાય છે; કારણ કે ત્યાં દુરાચાર ખુલ્લો નજરે પડે છે. તેઓ છોકરીઓને પોતાની સાથે એકાદ ધર્માદા આશ્રમમાં આવવા માટે સમજાવે છે. ત્યાં તેમને અગત્ય પ્રમાણે થોડી મુદત–થોડા દિવસથી માંડીને ત્રણ મહિના સુધી–રાખે છે, ખવડાવે છે, અને તેમની સંભાળ લે છે. એટલો વખત તેમની કાળજીપૂર્વક દેખરેખ રખાય છે; અને તેમનાં મનપર કાંઈ સારી અસર થાય, તથા તેમને કાંઈ ઉદ્યમ મળે તે માટે પ્રયાસ કરવામાં આવે છે. વૅસ્ટ એન્ડના પ્રસ્તુત આશ્રમમાં દર વર્ષે ઘણાં નવાં વાસીઓને દાખલ કરવામાં આવે છે; અને એવી અટકળ બાંધવામાં આવી છે કે એ સંખ્યામાંથી કુલે ૮૫ ટકા કદી પોતાની આગલી જીવનપદ્ધતિ ગ્રહણ કરતાં નથી; પરંતુ જનસમાજનાં ઉપયોગી અને સહાયભૂત અંગ બને છે. અને એથી પણ વધારે જેમનો આ પ્રમાણે ઉદ્ધાર થયો હોય છે તેઓ પોતે જ ઘણીવાર આ ઉચ્ચ કાર્ય ઉપાડી લે છે, અને બીજાં પતિત થએલાંને દુષ્ટ વાસનાના પાશમાંથી મુક્ત કરવા સહાયભૂત થાય છે.

ગ્રેટ બ્રિટનમાં આવાં સંખ્યાબંધ ભગિનીમંડળો છે. તેઓ શાન્તપણે ધાંધળ વિના, અને ઘણું કરીને કોઇક ધાર્મિક સંસ્થાની દેખરેખ નીચે પોતાનું કર્તવ્ય કરે જાય છે. તેઓ આશ્રમ, ધર્મશા-

ળાઓ, પતિત થએલાં બૈરાંને માટેનાં દયાગૃહો (જેમણે પહેલવહેલો ગુન્હો કર્યો હોય અને જેમને વધારે સખ્ત ગુન્હેગાર સાથે ભેળવવાં યોગ્ય ગણાય નહીં, અને બીજાં કેટલાંક દરેક વર્ગનાં બહિષ્કૃત થએલાં બૈરાંને માટે હોય છે) ની વ્યવસ્થા કરે છે. ઈંગ્લાંડના રાજ્ય તરફના ધર્મમંડળને અંગે અનેક સુશિક્ષિત સન્નારીઓ (જેમને 'ડીકનેસ' કહે છે) સામાજિક કાર્યનું અને ધર્મજ્ઞાનનું શિક્ષણ લે છે. આ શિક્ષણ બે વર્ષ સુધી પહોંચે છે અને તેને અંતે ધર્માધિકારીઓ તેમની અમુક પરગણામાં, શહેરમાં કે ગામડામાં કામ કરવાની નિમણુક કરે છે. છોકરીઓનો ઉદ્ધાર કરવો એ તેમના પ્રયાસનો વિશેષ ઉદ્દેશ હોય છે; તેમને કાંઇક ઉપયોગી ઉદ્યમ શીખવવામાં આવે છે. આ કાર્ય ઉઠાવનાર સંબંધી એક મુદ્દો ધ્યાનમાં રાખવા યોગ્ય છે. તે એ કે તેઓ સર્વે સુશિક્ષિત અને કેળવાએલી સ્ત્રીઓ હોય છે, અને આ નિઃસ્વાર્થી અને ઉમદા પ્રયાસમાં તેમને ઘણી ફત્તેહ મળી છે. બીજી અનેક ધર્મસંસ્થાઓ તરફથી આ કાર્યનું શિક્ષણ સ્ત્રીઓને આપવામાં આવે છે. રોમન કૅથલિક ધર્મના અનુયાયીઓ બહિષ્કૃત થએલાં બૈરાંની ઉન્નતિ માટે ઘણી મહેનત લે છે; અને મુક્તિફોજનાં પુરુષો અને સ્ત્રીઓ મનુષ્યજાતિનાં નિરુપયોગી અને છેક અધમ માણસોમાં પોતાનો પ્રયાસ જારી રાખે છે.

મુક્તિફોજના અધ્યક્ષ જનરલ બૂથ જેમનું નામ સમસ્ત હિન્દુસ્તાનમાં પ્રસિદ્ધ છે, તેમણે પોતાની બુદ્ધિશાળી અને સહાનુભૂતિવાળી પત્નીની અમૂલ્ય સહાયતાથી ૪૫ વર્ષ ઉપર જે ધર્મની સંસ્થાની સ્થાપના કરી હતી તે હાલમાં ૫૬ દેશોમાં અને સંસ્થાનોમાં પ્રચલિત છે. જનસમાજની સેવામાં પત્ની, પતિને કેટલે દરજ્જે સહાયતા આપી શકે તે આ ઉન્નત સન્નારીના જીવનકાર્યથી સિદ્ધ થઇ શકે છે. જનરલ બૂથે પોતાનું પ્રખ્યાત પુસ્તક 'ડાર્કેસ્ટ ઈંગ્લાંડ' (અંધકારપૂર્ણ ઈંગ્લાંડ) તેને અર્પણ કર્યું છે. તેમાં તેને સંબંધે તે નીચે પ્રમાણે લખે છેઃ—" *તે લગભગ ચાળીસ વર્ષ પર્યંતની સખી,* સલાહકાર અને સહચારી,–મનુષ્ય જાતિના કલ્યાણ માટેની મારી સર્વ અભિલાષાની ભાગીદાર હતી."

હાલમાં 'મુક્તિફોજ'ના આશ્રયથી એ સંસ્થાનું કાર્ય તેત્રીસ ભાગામાં ચલાવાય છે. દર રાત્રે તેની સંસ્થાઓમાં ૨૮૦૦૦ થી વધારે ગરીબ લોકોને આશરો આપવામાં આવે છે. સ્ત્રી, પુરુષ અને છોકરાં માટે ૨૨૯ ખોરાકીના ભંડાર અને સંરક્ષણ સ્થળો છે; ૧૫૭ ઉદ્યોગનાં કારખાનાં છે, ત્યાં અનાથ અને બહિષ્કાર પામેલાં લોકોની પાસે કામ કરાવવામાં આવે છે; મુક્ત થએલા કેદીઓ માટે ૧૭ આશ્રમો, બાળકો માટે ૩૭ આશ્રમો, પતિત સ્ત્રીઓના ઉદ્ધાર માટે ૧૧૬ ઉદ્યોગગૃહો, ૧૬ ખેતીવાડીનાં સંસ્થાન, છોકરાંઓ માટે ૫૨૧ દૈનિક શાળાઓ, ગરીબોને સાહાય્ય કરવા માટે ૧૪૯ આશ્રયસ્થાન તરીકે ઉપયોગ કરવાનાં ઝુંપડાં, રોજી ના મળી શકતી હોય તેમને માટે ૧૬ ઉદ્યોગ સંબંધી માહિતી આપનારાં ખાતાં, ગુન્હાની તપાસ માટે અને સામાન્ય દેખરેખ માટેનાં ખાતાં, છાકટા પુરુષ અને સ્ત્રીઓ માટે આશ્રમો, સુવાવડખાનાં, કેદખાનાની મુલાકાત લેનાર અધિકારીઓ, ઇત્યાદિ ઇત્યાદિ.*

મુક્તિફોજના ધાર્મિક અંશ સિવાય પણ એ ફોજપર ખાસ લક્ષ આપવું ઘટે છે; કેમકે તેની વ્યવસ્થામાં સ્ત્રીઓને ઘણા મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે. તેમાં કામ કરનાર ગરીબ વર્ગમાંથી આણેલાં હોય છે. સભાઓમાં તેઓ વ્યાખ્યાનો આપે છે, અને ઘણું કરીને સાર્વજનિક ઉપાસનાક્રમ ખુલ્લી હવામાં તેઓજ ચલાવે છે. એ તો સર્વાનુમતે સ્વીકારવામાં આવ્યું છે કે જે અધમ વર્ગની કોઇ કાળે પણ કાળજી થાત નહીં, તેવા વર્ગની ઉંડાઈ સુધી પહોંચી તેઓ કામ કરે છે; અને છેક અધમ બૈરાંના ઉદ્ધારના કાર્યે સારુ મુક્તિફોજની સ્ત્રીઓ જે પ્રેમ અને ઉત્સાહ દર્શાવે છે, તેથી, અતિ ક્ષુદ્ર પરિસ્થિતિમાં પણ સ્ત્રીજાતિના પ્રભાવથી કલ્યાણ થઇ શકે છે તેનું આશ્ચર્યજનક પ્રમાણ મળે છે. ઈશ્વરપ્રીત્યર્થે કર્ત્તવ્ય કરનાર સ્ત્રીઓ મુક્તિફોજમાં સર્વત્ર સંપૂર્ણ સન્માનપાત્ર ગણાય છે. હલકી

* 'રીજનરેશન' (પુનર્જીવન)-ગ્રેટબ્રિટનમાં મુક્તિફોજવાળાની સામાજિક સેવાનો હેવાલ.-કર્તા, એચ. રાઇડર હૅગર્ડ, પૃ. ૯.

પાયરીથી આરંભ કરીને ગમે તે ઉત્કૃષ્ટ પદવી તેમને આપવામાં આવે છે; અને ઘણીવાર વિશાળ યોજનાની વ્યવસ્થા અસંત દક્ષતાથી તેમણે ચલવી છે. તેમના તાબામાં અનેક ઉદ્ધારકગૃહો, માંદાંની સારવાર કરવાનાં આશ્રમો, સુવાવડખાનાં, દુઃખિત લોકોને માટે આશ્રયસ્થળો છે. ચોર સ્ત્રીઓ, જેમના પર જુલમ ગુજરાતો હોય તેવાં છોકરાં, છાકટાં, વૃદ્ધ અને નિરાધાર બૈરાં, વગર હબસીએ ગુલામગીરી સરખો ચાલતો અનીતિમય વેપાર, અનીતિમય જીવન ગાળનાર બૈરાં, ગેરકાયદેસર હોય તેવાં છોકરાં, અને વંઠેલ છોકરીઓ આ સર્વના ઉદ્ધાર માટે તેઓ શ્રમ લે છે.

આ સર્વને માટે વ્યવસ્થા કેવી પદ્ધતિ અનુસાર ચલાવાય છે તેનો ખ્યાલ આપવા માટે આ યોજનામાંની એકાદ બેનું વર્ણન પૂરતું છે. 'મુક્તિફોજ'ની સેવાભગિનીઓએ પતિત બૈરાંના આશ્રમ સંબંધી કાર્યમાં અપૂર્વ સફળતા મેળવી છે. જો કે આ દિશામાં તેમનું ઘણુંખરૂં કાર્ય એવું આડંબર વિના કરાય છે કે તેનાં દૂરગામી પરિણામ જનસમૂહને હમેશ દૃષ્ટિગોચર થતાં નથી. વિમાર્ગે ગએલાં બૈરાં ઘણીવાર અતિ પ્રબલ પ્રલોભનોથી જ આડે માર્ગે દોરાએલાં હોય છે, તે વાત ફોજવાળાં સંપૂર્ણ રીતે માન્ય કરે છે. તે માટે તેમની કર્તવ્યપદ્ધતિનું મુખ્ય ધોરણ એ છે કે, લેશ માત્ર પણ ચઢીઆતાપણાનો ઇશારો કરવો નહીં. તેમના ભૂતકાળ વિષે કાંઇ પણ ઉપદેશ આપવામાં આવતો નથી; માત્ર ભગિનીતુલ્ય દયાભાવ અને ઉપકારક સ્નેહનું વાતાવરણ સર્વત્ર હોય છે. ફોજની ઘણી અધિકારીણી સ્ત્રીઓ સારા કુળની અને સુશિક્ષિત હોય છે. તે છતાં પોતાથી ઘણી જ નીચવર્ગની ભગિનીઓ સાથે હળવા મળવામાં તેઓ હલકું માનતાં નથી; પરંતુ ઘણીવાર તેમની સાથે બેસીને ભોજન કરે છે, મિત્ર પેઠે તેમની સાથે વાતચીત કરે છે, તેમની ઇચ્છા હોય તો સાથે બેસીને પ્રાર્થના કરે છે, અને ભવિષ્ય માટે એવી આશા અને ધીરજના ઉજ્જવળ સંદેશા લાવે છે કે, જે બૈરાંને માટે તેઓ જીવન અર્પણ કરે છે તેમનામાં ચમત્કારિક ફેરફાર થઈ જાય છે. સંકટમાં

આવી પડેલી કોઇ બૈરી મુક્તિફોજવાળાં પાસે મદદની માગણી કરે છે, ત્યારે તેનું બાળક જન્મે તે પહેલાં તે લોકો ભવિષ્યમાં થનારી માતાને પોતાના બાળકના પિતાનું નામ દર્શાવવાની વિનંતી કરે છે. ઘણા કમનથી પણ સાધારણ રીતે તેઓ તે કહે છે ખરાં, અને બાળકના જન્મ પછી બાપની શોધ માટે છૂપા જાસુસ (ડીટેકટીવ) મોકલવામાં આવે છે; કારણ કે નવા બાળકને જગત્માં જન્મ આપવામાં એની પણ તેટલીજ જવાબદારી છે. એ તજવીજ હમેશ પ્રત્યક્ષ મુલાકાતથી જ કરવામાં આવે છે. ગમે તે સ્થળે તે માણસ રહેતો હોય તોપણ પત્રદ્વારા કદી પણ તપાસ કરવામાં આવતી નથી. જ્યારે એ પ્રમાણે બાતમી મળે ત્યારે અધિકારી તેને બાળકનો સ્વીકાર કરવાનું અને તે અમુક વયનું થાય ત્યાં સુધી તેના પોષણ માટે પોતાની ગુંજાસ પ્રમાણે દર અઠવાડીએ ચોક્કસ રકમ આપવાનું સમજાવે છે. આ સરત કબુલ રાખવા માટે એક ફોર્મ ઉપર તેની સહી લેવામાં આવે છે.

માતાને માટે સુવાવડ માટે રહેવાનાં આશ્રમો હોય છે. બાળક જન્મે ત્યાં સુધી બૈરાંને ત્યાં આશરો આપવામાં આવે છે, અને સુવાવડ માટે ઇસ્પીતાલોમાં મોકલવામાં આવે છે. દરદીની ગુંજાસના પ્રમાણમાં જ એ સ્થળે પૈસા લેવામાં આવે છે. કોઇવાર તો મફત પણ રાખવામાં આવે છે. એક વખત થઇ ગએલી ચુકનું પુનરાવર્તન થવા પામે નહીં તે હેતુથી ત્યાં રહે તે દરમીઆન તેમને નીતિનું શિક્ષણ આપવા માટે મુક્તિફોજવાળા બનતો પ્રયાસ કરે છે. જ્યારે ત્યાંથી જઇ શકાય એટલી શક્તિ આવે ત્યારે તેમાંનાં ઘણાંખરાંને ઘરકામની નોકરી શોધી આપવામાં આવે છે; અને પાછળથી તેઓ ઘણુંખરૂં સારી રીતે વર્તે છે. બાળક માટે ધાવ રાખવી પડે છે, અને તેના પોષણ માટે બાઇ પોતે દર અઠવાડીએ અમુક રકમ આપવા કબુલ થાય છે. આ બાઇઓને ઘરકામનું શિક્ષણ આપવા માટે વ્યવસ્થિત કાર્યગૃહો હોય છે, ત્યાં સર્વે વસ્તુ બને તેટલી આશાસૂચક અને પ્રકાશમય કરવામાં આવે છે.

એમ કહેવાય છે કે ત્રણ પાઉન્ડ જેટલાં નાણાંવડે અનીતિમય જીંદગીમાંથી કોઈ સ્ત્રીનો ઉદ્ધાર કરી શકાય.* અને જો કે તેમાં પાછળનું શિક્ષણ અને દેખરેખ જે મુક્તિફોજવાળાનું પતિત સ્ત્રીઓ પ્રત્યે કાર્યનો મુખ્ય ભાગ છે તેના ખર્ચનો સમાવેશ થતો નથી. ત્રણ પાઉન્ડમાં આગળ વધવાના કાર્યમાં એક દરજ્જા સુધી પહોંચાડવાના કાર્યમાં સહાયભૂત થઈ શકાય તોપણ તેટલાં નાણાંનો સારો વિનિયોગ કર્યો કહેવાય.

આ દયાની ભગિનીઓનું કાર્ય સરલતાથી અને કાંઇ પણ તૈયારી વગર ઉપાડી શકાય એવું હોતું નથી. અધોગતિએ પહોંચેલી સ્વદેશભગિનીઓની ઉન્નતિના મહાન કાર્યમાં નિપુણ થવા સેવિકાઓને માટે શિક્ષણગૃહ છે. ત્યાં એક વર્ષ સુધી તેમને ધર્મનું, શિવણનું, રસોઇનું, કપડાં ધોવાનું, દાયણનું અને સામાન્ય ઘરકામનું વ્યાવહારિક શિક્ષણ આપવામાં આવે છે. ત્યાંનું શિક્ષણ તે વગર મહેનતનું કામ નથી; કેમકે આગળ ઉપર ઝેરાં કાંઈ ઉદ્યમે લાગી શકે એવી રીતે તેમને શીખવી શકાય તે માટે ઉમેદવારોને ઘણી ચોકસાઇથી કામ શીખવું પડે છે. આ કાર્ય માટે જેમનામાં ડહાપણ ભરેલો અને બુદ્ધિના અંકુશવાળો ઉત્સાહ હોય અને પોતાનામાં હોંશિઆરી, સાધન અને ચાતુર્ય છે એમ લાગે તે સિવાય કોઇએ તે કાર્ય કરવા તત્પર થવું જોઇએ નહીં, એ વાત તો સ્પષ્ટ છે. સ્ત્રી અધિકારીઓને પગાર તો એટલો થોડો મળે છે કે તેમાંથી પોતાના સાદા પહેરવેશ (યુનીફોર્મ) નું ખર્ચ પણ મહા પ્રયાસે પુરૂં થાય. માત્ર ગરીબ, દુઃખિત, વૈતરૂં કરનાર મનુષ્યજાતિ પ્રત્યે પ્રેમની ભાવનાને લીધે જ તેઓ આ કાર્ય તરફ પ્રેરાય છે. લંડનની ટ્રેનીંગ ઈન્સ્ટીટયુટમાં "સફળતા" એ વિષયના વ્યાખ્યાનમાં જે નોંધ આપવામાં આવી હતી તે ઉપરથી મુક્તિફોજની અંતર્ભાવના સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે; અને તેથી તેમાંનો થોડોક ઉતારો અત્રે આપ્યા વિના અમારાથી રહેવાતું નથી. એ નોંધનો બાકીનો ભાગ મુક્તિફોજની સામાજિક સેવા સંબંધી

* આર્નોલ્ડ વ્હાઈટકૃત 'ધ ગ્રેટ આઇડીઆ.'.

મિ. આર્નોલ્ડ વ્હાઇટે રચેલા 'ધ ગ્રેટ આઇડીઆ' નામના પુસ્તકના ૧૩૪ મા પૃષ્ઠ ઉપર ઉતારેલો મળી શકશેઃ—

" સફળતામાં નીચેની ભાવનાનો સમાવેશ થાય છે.

(अ) ઈશ્વરપરાયણતા-માનસિક અને વ્યાવહારિક બંને વિષયમાં.

(ब) સ્વચ્છતા-પોતે સ્વચ્છ રહેવું અને બીજાને સ્વચ્છ કરવાં.

(क) ઉદ્યોગ.

(ड) આનંદવૃત્તિ-જ્યારે આનંદવૃત્તિ નથી થતી એમ લાગે ત્યારે પણ ખુશમિજાજી રહેવું.

(इ) ચાતુર્ય-સહકારી વર્ગ સાથે અને છોકરીઓ સાથે હોંશિઆરીથી વર્તવું."

શિક્ષણગૃહના શિક્ષણ ઉપરાંત ઉમેદવારને થોડોક સમય ઘણા કંગાલ મનુષ્યો માટે તેનાં આશ્રયસ્થાનમાં રહેવા જવું પડે છે; ત્યાં માંદાં અને ગરીબ મનુષ્યોનાં કુટુંબોની મુલાકાત લેવાનું, સુવાવડના કેસમાં મદદ કરવાનું, માતાઓને બાળકની સંભાળ લેતાં શીખવવાનું, ગરીબ લોકોનાં મકાનો સાફસુફ કરાવવાનું, ઘરનું કામકાજ કરાવવાનું, અને જેને જરૂર હોય તેને આશ્વાસનના બે બોલ કહેવાનું, ઇત્યાદિ કામ કરવાનું હોય છે. સર્વને વિદિત છે કે આવાં નિર્ધન સ્થળની નજીકમાં દારૂનાં પીઠાં હોવાથી દુષ્ટતાનું મૂળ કારણ પીઠાં છે એમ સ્વીકારવામાં આવે છે. મુક્તિફોજની ધૈર્યવાન ભગિનીઓ જ્યાં જલદ દારૂ વેચાય છે તેવા 'મહેલ'માં પ્રવેશ કરતાં, અને જેઓ અસંત નીશો કરવાને લલચાતા હોય તેમને શીખામણના બે બોલ કહેતાં ડરતી નથી. એ પીઠાંના માલીકોની ભલમનસાઇ સંબંધે એટલું તો કહેવું જોઇએ કે તેઓ મુક્તિફોજના અધિકારીઓને પ્રવેશ કરવામાં કાંઇ અવરોધ કરતા નથી; પણ ઉલટા તેમને ત્યાં આવીને નષ્ટ થએલા દયાજનક મનુષ્યોને એવાં પ્રબળ પ્રલોભનનાં સ્થળ છોડવાની શીખામણ આપવામાં ઉત્તેજન આપે છે.

છાકટાં બૈરાંને માટે મુક્તિફોજ જે પ્રયાસ કરે છે તેનું ટુંકામાં વિવેચન કરવાનો આ યોગ્ય પ્રસંગ છે. બૈરાંને મદ્યપાનમાંથી બચા-

વવાનું કાર્ય ઘણીવાર નિરાશા ઉપજાવે એવું જણાય છે. પરંતુ તે કાર્યમાં મુક્તિફોજને પ્રમાણમાં એટલી સફળતા મળી છે કે તેમાં ધીરજ રાખવાથી ઇષ્ટ પરિણામ આવવા સંભવ છે. સાધારણ સારી સ્થિતિના લોકો જેઓ ભાડું આપી શકે તેમ હોય તેમને માટે રળિયામણી જગામાં સારા બાગબગીચા સહિત મકાનો રાખવામાં આવે છે. ફોજની સર્વ યોજનાનુસાર આમાં પણ મદ્યપાનના અનિષ્ટ સામે ટક્કર ઝીલવા માટે વનસ્પતિનો આહાર, અંગકસરત, તેવાં મનુષ્યોની ઇચ્છાશક્તિની અને સ્મરણશક્તિની કેળવણી, અને ધાર્મિક કલ્યાણની આશા ઉત્પન્ન કરવી એ જ પદ્ધતિ છે. ગરમ દૂધથી આશ્ચર્યકારક જાગ્રતિ ઉત્પન્ન થઇ તેજી આવે છે, એમ માલમ પડ્યું છે; તેમ જ દ્રાક્ષનો પણ ઉપયોગ કરવામાં આવે છે. સફરજન અને નારંગીનો ગુણ તેથી જરા ઉતરતો ગણાય છે.*

મદ્યપાનના દરદી આશ્રમ છોડીને જાય ત્યાર પછી ત્રણ વર્ષ સુધી તેની રહેણીકરણીપર દેખરેખ રાખવામાં આવે છે. પછીથી દેખરેખ વગર સ્વતંત્ર જીવન ગાળવાની તેમને છૂટ મળે છે. ગરીબ વર્ગને માટે આશ્રમો છે તે એ જ પદ્ધતિ પ્રમાણે ચાલે છે; પરંતુ તેના નિવાસીને માટે જરા સાદી સગવડ કરી આપવામાં આવે છે. કેટલાંક ઘણાં જ પતિત, ગંદાં, દેખાઇતી રીતે સુધરવાં અશક્ય હોય એવાં બૈરાંનો પુનરુદ્ધાર થઇને તેઓ સુખી અને ઉપયોગી જીવન ગાળતાં થયાં છે, તે હકીકત ઇંગ્લાંડની સ્ત્રીઓની સામાજિક સેવાના ઇતિહાસના તેજસ્વી પ્રકરણરૂપ બની છે.

મુક્તિફોજવાળાએ ઇંગ્લાંડ ઉપરાંત અન્ય જે દેશોમાં અનેક સ્થળે સહાયતા કરેલી છે તેમાં હિન્દુસ્તાન મુખ્ય છે. ઇ. સ. ૧૮૮૨ માં આપણા દેશમાં મુક્તિફોજના અધિકારીની એક ન્હાની ટોળીએ પોતાના કાર્યનો આરંભ કર્યો હતો; અને ત્યારથી ગામડાની અનેક દૈનિક શાળાઓ, ઉદ્યોગગૃહો, ખેતીનાં સંસ્થાન, વણવાનું શીખવાની

* આર્નોલ્ડ વ્હાઈટ કૃત 'ધ ગ્રેટ આઇડીઆ' પ્રકરણ ૧૪.

શાળાઓ, ઇસ્પીતાલો, ડીસ્પેન્સરી, ગામડાની બેંકો, ઇત્યાદિ ઉપરાંત નિરાશ્રિત પતિત છોકરીઓ માટે એક મુંબઇમાં, એક કલકત્તામાં, અને એક મદ્રાસમાં એમ ત્રણ ઉદ્ધારકગૃહની સ્થાપના કરી છે. આ વર્ગની છોકરીઓની ઉન્નતિ કરવા માટે જે પદ્ધતિનો ઉપયોગ આપણા દેશમાં મુક્તિફોજ તરફથી કરવામાં આવે છે, તેનું જો અધ્યયન કર્યું હોય તો એવી હીણભાગી સ્વદેશભગિનીઓની સ્થિતિ સુધારવા માટે બનતો પ્રયાસ કરવો એ પોતાનું કર્તવ્ય જે હિન્દુ સ્ત્રીઓ સમજતી હોય તેમને ઉપયોગી સુચના મળે. મુક્તિફોજ તેમ જ એ દિશામાં પ્રયાસ કરનાર અન્ય સર્વ ઇંગ્રેજી સહાયક મંડળોના એ મુખ્ય ઉદ્દેશ રાખવામાં આવે છે કે આશ્રિતજનોના વ્યવહારિક સુખમાં વૃદ્ધિ કરવી, એટલું જ નહીં, પરંતુ તે ઉપરાંત તેમની નૈતિક વૃત્તિને પ્રબલ અને મજબૂત કરવી. તેઓ ચુસ્ત આશાવાદી ( optimist ) હોય છે; અને બુલ્વર લિટને પ્રસિદ્ધ કરેલો આ મત પુરેપુરો સ્વીકારે છે.-" દરેક વ્યક્તિમાં સત્ અને અસત્ અંશ છે. સત્ તે એનું પ્રબલ સૈન્ય છે; અસત્ તે સડેલું રૂસ્વતી લશ્કરી મોદીખાનું છે; એ મોદીખાનામાં સુધારો કરવાથી સૈન્ય પોતાનું કર્તવ્ય બજાવશે."

મુક્તિફોજ ઉપરાંત ઇંગ્લાંડમાં ઉદ્ધારણને લગતા અને વિમાર્ગે જતાં અટકાવાના કાર્યમાં અનાથ બાળાઓની સંભાળ માટે સ્ત્રીઓનું મંડળ પણ જે મહત્વનું કાર્ય કરે છે તેની ગણના કરવી આવશ્યક છે. વિમાર્ગે ગયાં હોય તેને સુધારવામાં સહાયતા કરવી તે કરતાં દુષ્ટતા પ્રવેશ થવા પામે તે પહેલાં જ તેને રોકવી એવો આ મંડળનો અભિપ્રાય છે; અને તેથી જુવાન છોકરીઓ દારિદ્ર અથવા અધમ પરિસ્થિતિને લીધે દુરાચરણમાં સપડાય એવો સંભવ લાગે તો તેમને સહાયતા કરવી એ તેમનો ઉદ્દેશ છે. નજીકના ગમે તે મહોલ્લામાં સ્ત્રીઓનું એક મંડળ સ્થાપી શકાય છે; અને સેવિકાની પ્રજાકીય સમિતિની ઉદ્ધારક અને દુરાચારપ્રતિબંધક કમિટી તરફથી સેવિકાની વાર્ષિક સભા ( કૉન્ફરન્સ ) બોલાવાય છે. દરેક મંડળના પ્રતિનિધિઓને કૉન્ફરન્સમાં હાજર રહેવાનું આમંત્રણ મોકલવામાં

આવે છે. લંડનમાં ઓછામાં ઓછાં ૪૫ મંડળો છે અને ઈંગ્લાંડ અને સ્કૉટલાંડમાં મળીને બીજાં ૬૬ મંડળો છે; એ ઉપરથી જ કાર્યનો વિસ્તાર સમજી શકાશે. ગરીબ વર્ગની અશિષ્ટ બાળાઓ, શાળા છોડયા પછી ઉદ્યમે વળગે તે સમયે તેઓને આડે માર્ગે જતી રોકવા માટે ચોક્કસ પદ્ધતિ પ્રમાણે કાર્ય કરવું એ આ મંડળોનો ઉદ્દેશ છે. એ છોકરીઓને યોગ્ય ઉદ્યમ મેળવી આપવા માટે ધંધાની નોંધણીની ઑફીસો કાંઇ પૈસા લીધા વિના પૂરી પાડવામાં આવે છે. કપડાંનાં મંડળો (કલબો) હોય છે તેમાં થોડા પૈસા ભરવાથી ઘણી જ સસ્તી કિંમતે કપડાં મળી શકે છે. શિક્ષણગૃહ હોય છે તેમાં અનેક છોકરીઓ ઉદ્યોગનું શિક્ષણ લઇ શકે છે. જે સ્ત્રીઓ આ કાર્યમાં ઉત્સાહ રાખે છે, તેઓ છોકરીઓની મુલાકાત લે છે અને તેમને સન્માર્ગે દોરવાનો પ્રયાસ કરે છે. અયોગ્ય અને હાનિકારક પરિસ્થિતિમાંથી છોકરાંઓને દૂર કરવાં, જુવાન બૈરાંને પરદેશ મોકલવાની સવડ કરી આપવી, અને એકવાર પતિત થએલી છોકરીઓની મદદ માટે સહાયક કમિટીઓ સ્થાપવીઃ આ સર્વ પણ આ સ્ત્રીમંડળના ઉદ્દેશ છે. બહિષ્કૃત થએલી છોકરીઓની મુલાકાત લેવી; જુવાન વર્ગનો ઉદ્ધાર કરવાના વિશેષ પ્રયાસ; છોકરાઓ અને છોકરીઓને ઉછેરવાનાં ઉત્તમ માર્ગનો ગરીબ બૈરાંને ઉપદેશ કરવો; શિક્ષકો, માબાપ, અને સામાજિક સેવકોને માટે એ વિષયપર પુસ્તકો, ચોપાનીઆં ઇત્યાદિ પ્રકટ કરવાં; આ ઉપરાંત નીતિના વિષય માટે સામાજિક મત ઉન્નત કરવો; પુરુષ અને સ્ત્રીઓ બન્નેને માટે નીતિના નિયમ સમાન હોવા જોઇએ એ મતનો પ્રચાર કરવોઃ આ સર્વ એ મંડળોના કાર્યક્રમના મહત્વના અંશ છે.

ઇંગ્લાંડમાં ઉદ્ધારણનાં કાર્ય કરનારને પૈસા આપવામાં આવે છે, તેમ જ તે ઇશ્વરપ્રીત્યર્થે પણ થાય છે. હિંમતવાન સેવકો અને સેવિકાઓ આ કાર્ય પાર પાડવા માટે સામાન્ય મકાનોમાં, પોલિસ કચેરીઓમાં, તેમ જ આપણે ઉપર જોયું તેમ મધ્ય રાત્રિએ મોટાં શહેરોનાં રસ્તાપર જતાં ડરતાં નથી. ભાગ્યહીન સ્ત્રીઓ અને છો

રીઓ જે નીચ મહોલ્લામાં રહે છે ત્યાં દરેક જણુથી જાતે તો જઇ શકાય નહીં; પરંતુ એ કાર્ય માટે ઉત્સાહ તો સર્વથી રાખી શકાય, તેમ જ પોતાના પૈસા અને સત્તાથી મદદ કરી શકાય. સદુપયોગી થઇ પડે તેવા દુરાચાર પ્રતિબંધક અને ઉદ્ધારણ માટેનાં આશ્રમોનાં મુખ્ય અને જેને માટે ઇંગ્લાંડમાં ફંડ એકઠાં કરવામાં આવે છે તેમાં ઔષધગૃહો, સારા થતા દરદીઓ માટેના આશ્રમો, નીતિની ખામીવાળાં, તાણુના દર્દથી પીડાતાં, મૂગાં, બહેરાં અને આંધળાં બૈરાં જેઓને નીતિભ્રષ્ટ કરેલાં હોય તેમને માટેના આશ્રમો, સોળ વર્ષની ઉપરની ઉમરની શકમંદ તથા વિમાર્ગે જતાં અટકાવવામાં આવેલી બાળાઓના દાખલા માટેના આશ્રમો ઇત્યાદિનો સમાવેશ થાય છે.

બૈરાં અને બાળાઓ ફરીથી સીધે રસ્તે ચઢે અને તેમને જ્યારે કાંઇ ઉપયોગી ઉદ્યોગ મળી આવે ત્યારે તેમને રહેવાની જગ્યા સંબંધી ઘણીવાર મુસીબત પડે છે. ચાર્લ્સ ડીકન્સે વચનથી તેમ જ પોતાના લેખદ્વારા પોતાનો અભિપ્રાય વારંવાર દર્શાવ્યો છે કે–"સર્વ સુધારામાં તેમનાં (સામાન્ય જનસમુદાયના) રહેવાનાં મકાનોનો સુધારો પ્રથમ થવો આવશ્યક છે, અને તે થયા સિવાય સર્વ સુધારા નિષ્ફળ જવાના એ નિશ્ચય છે." આ સિદ્ધાન્ત હિન્દુસ્તાનમાં તેમ જ અન્ય દેશમાં પ્રસ્તુત વર્ગને વિશેષ લાગુ પડે છે. જે લોકોને માત્ર ઉદ્યમ પુરો પાડવામાં આવતો હોય પણ રહેવાનું મકાન પુરૂં પાડવામાં આવતું ન હોય, તેમને કામ કર્યા પછી સાંજ પડે રહેવા માટે પોતાની મેળે સસ્તું, આબરૂદાર ઘર શોધી કાઢવું પડે છે. આવું મકાન ઘણીવાર મળી શકતું નથી. તેથી જે બૈરાં સુનીતિથી જીવન ગાળવાનો પ્રયત્ન કરતાં હોય તેમને માટે સાધારણ સગવડવાળાં અને સભ્ય પરિવેષ્ટનવાળાં મકાન પૂરાં પાડવાનાં સાહસ ધનવાન્ સ્ત્રીઓ આરંભે તો ખરા પુણ્યનું કામ કર્યું કહેવાય. આ પ્રકારની કાંઇ યોજના ન હોય તો અવનતિમાંથી ઉદ્ધાર પામીને જીવનની શ્રેણીનાં ઉંચાં પગથીઆં ઉપર ચઢવાનો જે બાળાઓએ પ્રયાસ આરંભ્યો હોય તેઓ ફરીથી તેના તે જ ગર્તમાં પડવાને લલચાશે. પુરુષ કરતાં ઘરની સવડ

બાળાઓ પાસ જુજ ફી ઉઘરાવવામાં આવે છે. પણ ઘણીવાર તો મફત જ કામ થાય છે. રેલ્વેના અધિકારીઓ અને લંડનનાં મોટાં સ્ટેશનોના પૉર્ટરોને સર્વ એ સંબંધી કામ કરતી સ્ત્રીઓની ઑફીસનાં અથવા બીજાં ઘરનામાં માલુમ હોય છે, અને જરૂર પડે તેઓ તેમની ભાળ લગાડી શકે છે.

ઉદ્ધારણનું અને રક્ષણનું કામ સર્વથા ધર્માધિકારીઓ તથા વિશિષ્ટ મંડળોને જ માથે પડવા દેવું જોઇએ નહીં. એ કાર્યમાં ઉચ્ચ પ્રકારની નીતિની ભાવનાનો શ્રેષ્ઠ પ્રમાણમાં વિકાસ થઈ શકે છે, તેથી દરેક સ્ત્રીએ આ મહાન કાર્યમાં થોડો ઘણો ભાગ લેવો આવશ્યક છે. આ મુશ્કેલ અને ઘણી વાર અણગમો આવે એવા સાહસના વ્યવહારિક વિભાગમાં સફળ થવાને અસાધારણ પ્રકૃતિની આવશ્યકતા છે; પરંતુ

"I would be bold, and bear
To look into the swarthiest face of things
For God's sake, Who has made them."

અર્થાત્–" હું દઢ રહીશ, અને ઈશ્વર ખાતર ધૈર્ય લાવી ગાઢ તિમિરાવર્ત વસ્તુસ્થિતિના સૌથી શ્યામ સ્વરૂપની સામે થઇશ, કારણ કે સર્વનો સૃષ્ટા પ્રભુ છે."

આ પ્રમાણે દઢતાપૂર્વક સ્ત્રીઓ કહી શકે તો એ કર્તવ્ય વિશેષે કરીને તેમને જ યોગ્ય છે. બાસીલોંએ વિભાગ પાડયા છે તે પ્રમાણે સ્ત્રીઓના દોષનું કારણ વિશ્વાસઘાત કરતાં ઘણે ભાગે અજાણપણું છે. એવાને કારાગૃહમાંની ગ્લાનિ ઉત્પાદક વર્તણુક અથવા શાસનગૃહની શિક્ષા છેક નિષ્પ્રયોજક છે. મૉલીએર નામના મહાન ફ્રેન્ચ નાટક રચનાર તત્વચિંતકે સામાન્ય સ્ત્રીજાતિના સ્વભાવને માટે નીચે પ્રમાણે જે કહ્યું છે તે આવી સ્ત્રીઓને લાગુ પડે છે.–" સખ્તાઈ વાપરવાથી સ્ત્રીઓ અને છોકરીઓને કર્તવ્યના માર્ગમાં સહેલાઇથી રાખી શકાતી નથી. તેમના પ્રત્યે અવિશ્વાસ રાખવાથી, તેમને આગળા અને લોખંડના સળીઆમાં પૂરવાથી તેમને સદ્ગુણી

કરી શકાતી નથી. તેમની સાથે સખ્તાઇ રાખવાથી નહીં પણ માનની વૃત્તિથી જ ખરે રસ્તે તેઓ ચડશે." તેમનામાં માનવૃત્તિ જાગ્રત કરવા માટે મહત્ત્વની બાબત એ છે કે તેમને માટે કાંઇ ઉપયોગી ઉદ્યમ શોધી કહાડવો; શિષ્ટ જીવન ગાળવા માટે સ્વમાનની ભાવનાની અગત્ય છે; તે આવી રીતે સચેતન થઇ શકશે. ઉદ્યમની સાથે તેમને રહેવાનાં મકાન પણ શોધી આપવાં જોઇએ. આ બે બાબતો દરેક શુદ્ધ સ્ત્રીને અત્યંત પ્રિય હોય છે, અને જેઓ સુનીતિના ચીલાપરથી દૂર ઘસડાઇ ગયાં હશે તેમના ઉદ્ધાર માટે એ બે બાબતો સાધનરૂપ થશે. કદાપિ તેમાંનાં થોડાંક કૃતઘ્ની જણાય તોપણ પરોપકાર કરનાર સ્ત્રીઓએ તો પ્રાચીન અને વિચિત્ર ગ્રન્થકર્ત્તા ચાર્લ્સના આ શબ્દ સ્મરણમાં રાખવા જોઇએ: "દાન કરવામાં માણસના ગુણ જોવાની અગત્ય નથી, પણ તેની જરૂરીઆત જાણવાની અગત્ય છે......જો તે દયાને પાત્ર ન હોય તો એમ જ માની લેવાનું કે મનુષ્ય પ્રાણીને દાન કર્યું છે."



## પ્રકરણ ૧૮ મું.

### સ્ત્રીઓનાં હિત.

"દાનની માફક ભૂતદયાનો આરંભ સ્વગૃહેથી જ થવો જોઇએ. આ મધ્યબિંદુથી અનન્ત વિસ્તારવાળા ચક્રમાં સહાનુભૂતિની વૃદ્ધિ કરી શકાય." —પૅગ્મ.

હિન્દુસ્તાનની સારી સ્થિતિની સ્ત્રીઓએ પોતાના હિતનું રક્ષણ કરવાને અને વધારે મહત્ત્વની વાત–સ્વજાતિની ગરીબ સ્ત્રીઓનું હિત સાચવવાને એકત્ર થવા સારૂ કયો માર્ગ ગ્રહણ કરવો જોઇએ તે આ પ્રકરણનો વિષય છે. શેકસપીઅરનું એક વિચિત્ર વચન છે કે "કાયદામાં ગરીબ માણસના હકની માફક માછલી જાળમાં લટકી રહે છે, કવચિતજ તે બહાર આવી શકે છે." સામાન્ય રીતે ગરીબ

મનુષ્યોની બાબતમાં આ વાત સત્ય હોય, તો ગરીબ બૈરાંઓને માટે દ્વિધા સત્ય થાય; કારણ કે કામ કરનાર ઉદ્યોગી બૈરાંને જુલમમાંથી પોતાનો બચાવ કરવાની નવરાશ નથી તેમ જ તેટલું બુદ્ધિબળ તેમનામાં પણ નથી. વળી જો તેવી સ્ત્રીઓ પરદેનશીન હોય તો એ વિષય ઘણોજ ગુંચવાડા ભરેલો થાય છે. હિંદુસ્તાનની સરકાર અને પ્રાંતિક સરકાર, તેમ જ દેશી રાજ્યોમાં જે કાયદા પસાર થાય તેમાં સ્ત્રીઓના હિતપર લક્ષ અપાય છે કે નહીં તેની તપાસ રાખવી એ સત્તાવાળી સર્વ હિન્દુ સ્ત્રીઓનો અવશ્ય ઉદ્દેશ હોવો જોઇએ. બીજા દેશોમાં સંસારસુધારાનાં મહત્ત્વનાં કાર્યમાં સ્ત્રીઓ અગ્રેસર થાય છે એ આપણે જોઇ ગયાં છીએ. અમેરિકામાં ગુલામગીરીનો ઉચ્છેદ કરવામાં મિસીસ એચ. બીચર સ્ટો અગ્રગામિની હતી. ઈંગ્લાંડમાં કારાગૃહની જીંદગીમાં સુધારો કરવામાં મિસિસ ઇલીઝાબેથ ફ્રાઈ અને મિસીસ મૅરીડિથ અને બીજા અનેકે ઘણા પ્રયાસ કર્યા છે. ત્યાંના 'પુઅર લૉ' એટલે ગરીબ નિરધારને લગતા કાયદાની વ્યવસ્થામાં મિસ લુઇસા ટવાઇનીંગે આશ્ચર્યકારક ફેરફાર કર્યો છે. મિસ ફ્લૉરેન્સ નાઇટીંગેલે પોતાના અદ્ભૂત સાહસ અને ઉમદા દૃષ્ટાન્તથી દવાખાનાની દાયણોની શિક્ષણપદ્ધતિમાં પરિવર્તન કર્યું છે અને પોતાનું નામ ઘેરે ઘેર ગવાતું કર્યું છે. રઝળતાં છોકરાંની શાળાઓ, ઉદ્યોગગૃહો અને શિક્ષાગૃહોને ઉત્તેજન આપનારમાં મિસ મેરી કાર્પેન્ટર મુખ્ય હતી. મિસ ડૉડ, લેડી હેંન્રી સમર્સેટ, મિસ ફ્રાન્સિસ વિલર્ડ (આ સ્ત્રી અમેરિકન છે) અને તેમની સાથે બીજી અસંખ્ય વીરાંગનાઓએ મદ્યપાન સામે યુદ્ધ કરવામાં અધ્યક્ષપણું કરેલું છે. ધૈર્યવાન, વ્યાવહારિક મનોબળ ધરાવનાર મિસ ઍગ્નીસ વેસ્ટને બ્રિટિશ નૌકાસૈન્યના સૈનિકોનું ભલું કરવું એ પોતાનું જીવનકાર્ય કરી લીધું હતું; અને તેના અત્યંત સુખમય, સાદા અને શૂરવીર જીવનનો વૃત્તાંત જાણવાની જેને આકાંક્ષા હોય, તેમણે તેનું 'માય લાઈફ્ ઍમન્ગ ધ બ્લુ જૅકેટસ' એ નામનું પુસ્તક વાંચવું. મનુષ્યજાતિના શ્રેયાર્થે ઘણી સ્ત્રીગ્રન્થકારોએ સાહિત્યદ્વારા સેવા કરી છે. મિસીસ ઇ. બી. બ્રાઉનીંગનાં 'બાલકોનો પુકાર' એ નામના હૃદ-

## પૃષ્ઠ ૨૫૬ પછીનું લખાણ.

પદ્રાવક કાવ્યથી મિલોના સંચામાં મરણ તુલ્ય, અસ્ખલિત વૈતરૂં કરનાર બાળક છોકરાં માટે જનસમાજમાં સહાનુભૂતિની ભાવનાની કેટલી જાગૃતિ થઇ હતી તે એ સેવાની સાક્ષી પૂરે છે.

"Do you hear the children weeping my brothers,
*Ere the sorrow comes with years!*
They are weeping in the play time of the others
In the country of the free."

"અરે મારા બન્ધુઓ, મોટી ઉમર થતાં શોક આવે તે પહેલાં છોકરાંઓ રૂદન કરે છે તેના શબ્દ તમે શ્રવણ કરો છો. બીજા જે વખતે રમત ગમત કરે છે, તે વખતે આ સ્વતંત્ર મનુષ્યોના દેશમાં તેઓ રૂદન કરે છે."

તેના કાવ્યના શોકાર્દ્ર સંગીતથી ઇંગ્લાંડમાં ઘણા લોકોનાં હૃદય આર્દ્ર થયાં હતાં, ફૅક્ટરી કમિશનરોના રીપોર્ટના લૂખા આંકડાથી

( આ પછી પૃષ્ઠ ૨૫૭ નો સંબંધ ચાલુ છે. )

છે. સર્વ જગતમાં બન્ધુપ્રીતિની ભાવનાની વૃદ્ધિ કરવી એ જ તેનો મોટો ઉદ્દેશ છે. પૃથ્વીપરના ઘણા સુધરેલા દેશોમાં–જેમાં અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ ( સને ૧૮૮૮ માં વૉશીંગ્ટનમાં ત્યાંની સર્વ સ્ત્રીઓ પહેલવહેલી નેશનલ કાઉન્સીલમાં એકત્ર થઇ હતી ), ગ્રેટ-બ્રિટન, અને આયર્લાન્ડ, કૅનેડા, ઑસ્ટ્રેલિઆ, ( તેમાં આવેલાં ન્યુ સાઉથ વેલ્સ, ટૅસમેનીઆ, ક્વીન્સલૅન્ડ, વિક્ટોરીઆ, સાઉથ ઑસ્ટ્રેલિઆનાં સંસ્થાનોથી બનેલો ), જર્મની, સ્વીડન, ડેન્માર્ક, ધ નૅધર્લૅન્ડસ, નૉર્વે, હુન્ગરી, બૅલ્જીઅમ, અને આર્જેન્ટીનાનો સમાવેશ થાય છે–તે સર્વમાં આ મંડળ કામ કરે છે. ગ્રીસ અને બલ્ગેરીઆ હમણાં થોડો વખત થયાં તેમાં જોડાયા છે. આ વિશાળ *સંસ્થામાં કરોડો સ્ત્રીઓ ભાગ લે છે; તેને રાજકીય કે ધાર્મિક* વિષયો સાથે કાંઇ સંબંધ નથી. ભિન્ન ભિન્ન પ્રજાની સ્ત્રીઓ વચ્ચે અરસપરસ જોડાણનું સાધન બનવું અને તેમના કાર્યમાં સહાનુભૂતિ

બતાવવી, અને ઉપયોગી સૂચના કરવી એ તેનો ઉદ્દેશ છે. જે કોઇ કાઉન્સીલ એ સંસ્થામાં જોડાય તેને કાંઈ અમુક પ્રકારની કાર્ય-પદ્ધતિ અથવા યોજના વાપરવી એવું બંધન નથી; અથવા ઇન્ટર નેશનલ કાઉન્સીલ કે તેને સાથે સંયુક્ત કરેલી બીજી કોઈ પણ સભાના અભિપ્રાય પ્રમાણે વર્તવાને બંધાવાની પણ અગત્ય નથી. થોડાક સમયને અંતરે સભાઓ બોલાવવામાં આવે છે, તેમાં દુનિઆના સર્વ ભાગની પ્રતિનિધિ સ્ત્રીઓ ભાગ લે છે. આ રીતે સ્વજાતિને લગતા સર્વને સામાન્ય વિષય ઉપર તેના તમામ સ્વરૂપમાં વિચાર દર્શાવવાનો પ્રસંગ મળે છે. આ પ્રમાણે એક બીજાના અભિપ્રાયની અમૂલ્ય આપલે કરી શકાય છે, અને તદ્દન ભિન્ન પ્રજાઓનાં મનુષ્યોમાં મિત્રતાની ભાવના ઉત્પન્ન કરી શકાય છે. પૅરીસમાં ઇ. સ. ૧૯૦૦ માં ભરાએલી જુદી જુદી પ્રજાઓની સ્ત્રીઓની પરિષદ્‌માં **મીસીસ મે. રાઈટ સેવૉલે** ઘણી ઉત્તમ રીતે કહ્યું હતું કે "દરેક સ્થળે, અને દરેક દેશમાં હીનભાગી, તજી દીધેલી સ્ત્રીઓ, ગરીબ, માંદાં, અને દુઃખી બાલકો હોય છે; અને દરેક સ્થળે આ ભાગ્યહીન મનુષ્યોને સહાયતા કરનારી સંસ્થાઓ છે...મને જો પ્રશ્ન કરવામાં આવે કે ભિન્ન ભિન્ન દેશોની સ્ત્રીઓ આ સાર્વજનિક, અને સર્વ સામાન્ય કાર્યમાં એકત્ર થઇ શકે એવો સંભવ છે ? તો હું એ ઉત્તર આપીશ કે એ વાત સંભવિત છે, એટલું જ નહીં, પરંતુ સ્ત્રીજીવનનો એ મૂળ અને અનંતકાળ સુધીનો હેતુ છે. પુરુષો પોતાના ખાનગી અને જનસમાજના કાર્યમાં એટલા ગુંથાએલા હોય છે કે માંદાં, ગરીબ, અનાથ, કમનસીબ મનુષ્યનાં સંકટનિવારણનો ભાર એકલે હાથે વહી શકતા નથી, તેથી સ્ત્રીઓને હજી સુધી રાજકીય વિષયોમાં કાંઇ ભાગ ન હોવાથી સાર્વજનિક બન્ધુપ્રીતિની ભાવનાની ખીલવણી કરવાનું કામ તેમને સરળ પડે છે."

"ઇન્ટર નેશનલ કાઉન્સીલ ઑફ્ વીમેન"નાં, મુખ્ય લક્ષ્યમાંનું એક તે શાન્તિનો પ્રચાર કરવો એ છે; અને તે અર્થ સિદ્ધ કરવાને માટે " દરેક નેશનલ કાઉન્સીલ અથવા પ્રજાની મંડળીના એક એક મેમ્બરની

એક કમિટી કરવામાં આવી છે. એવી દરેક નેશનલ કાઉન્સીલમાં એક પ્રેસીડેન્ટ, વાઇસ પ્રેસીડન્ટ, ટ્રેઝરર, અને વ્યવસ્થાપક કમિટી છે. તે સર્વ સ્ત્રીઓ જ છે. સ્ત્રીઓના હિત સંબંધી ભિન્ન ભિન્ન વિષયો વિષે માહિતી એકઠી કરવા માટે મુખ્યત્વે આ વિષયમાં જેઓ કાબેલ હોય તેમની વિભાગવાર કમિટીઓ છે. ગ્રૅટબ્રિટન અને આયર્લૅન્ડની નેશનલ કાઉન્સીલ ઑફ્ વિમેનને લગતી તેના એક વિભાગની કમિટીઓ ત્રણ ત્રણ મહિને મળે છે, અને તેઓ પોતાના પ્રયાસના પરિણામનો રીપોર્ટ કાર્ય અમલમાં મૂકનાર અધિકારીઓ સમક્ષ રજુ કરે છે. ગ્રેટબ્રિટન અને આયર્લૅન્ડમાં નેશનલ યુનીઅન ઑફ્ **વીમેન** વર્કસ નામની જે સંસ્થા છે અને જેના પ્રયાસનું વર્ણન આ પુસ્તકમાં અન્ય સ્થળે અપાઈ ગયું છે તથા ઇંગ્લાંડના મહેનતુ વર્ગની બૈરાંને માટે જે મંડળ અતિશય શ્રમ લે છે તે સંસ્થાનું નિયોજક આ ' નેશનલ કાઉન્સીલ ઑફ્ વીમેન' છે.

આ મંડળ જનસમાજ ઉપર કેટલી અસર કરી શકે તેનું દૃષ્ટાન્ત આપતાં એક મુદ્દા ઉપર **મીસીસ મે.** સેવૉલે વિશેષ ભાર મૂકયો હતો. તેમણે કહ્યું હતું કે "આજ સાંજની તમારી ચર્ચા મેં ઘણા રસપૂર્વક શ્રવણ કરી છે, અને તેમાં જે સ્થિતિ વિષે ઉલ્લેખ કર્યો છે તે સર્વત્ર માલુમ પડે છે. સર્વ દેશમાં આ પ્રશ્ન ઊભો થાય છે, સર્વ દેશમાં તજી દીધેલી સ્ત્રીઓ અને ગેરકાયદેસર ગણાય તેવાં બાલકો હોય છે; તો આ કમિટી દરેક પ્રજાના પ્રતિનિધિઓની બનેલી હોવાથી આ શોકજનક સ્થિતિનું સર્વદેશીય અધ્યયન કરીને તથા ભિન્ન ભિન્ન દેશની સ્ત્રીઓની બુદ્ધિશક્તિ, તથા સૌજન્યપર અસર કરી તે સુધારવાના કાંઇક ઉપાય શોધી શકશે એ સંભવિત છે."

તે વર્ષની કૉન્ફરન્સની સંજ્ઞા એ મેળવેલા હાથની હતી. તેમના કહેવા પ્રમાણે તેથી બે બાબતોની સૂચના થાય. પ્રથમ એ કે પુરુષ અને સ્ત્રીઓએ હળીમળીને ચાલવું જોઇએ. કારણ કે સામાજિક ઉન્નતિના માર્ગમાં ઉત્ક્રમણ કરવાની જેની ઇચ્છા હોય, તે

સ્ત્રીપુરુષોનો એક મત થવાની જરૂર છે, અને બીજો એમ અર્થ થાય કે એક પ્રજાએ અન્ય પ્રજાનો હસ્ત ગ્રહણ કરવો જોઇએ, જેથી વીસમી સદીમાં કોઇ પણ સુધરેલો દેશ બીજા સાથે યુદ્ધમાં સામો થાય નહીં.

ઇંગ્લાંડ અને અમેરિકાની કાઉન્સીલોએ બીજા કેટલાક પ્રશ્નો ઉપાડી લીધા છે; તે એ કે જે વિષયોમાં સ્ત્રીઓનું હિત સમાએલું છે—દષ્ટાન્ત તરીકે ઘરની રસોઇમાં આરોગ્યજનક સુધારો કરવો, પુરુષ અને સ્ત્રીઓને કેળવણીના સમાન લાભ અપાવવા, અને એક-સરખું ઔદ્યોગિક શિક્ષણ આપવું, પુરુષ અને સ્ત્રીઓને માટે નીતિના સમાન ધોરણની હીમાયત કરવી—તે સર્વ માટે રાજ્ય તરફથી નીમાતાં કમિશનોમાં સ્ત્રીઓની નીમણુક કરાવવી.

સ્ત્રીઓના આ મહાન સંપના કેટલાક ઉદ્દેશ આ પ્રમાણે છે, પરન્તુ દરેક પ્રજાની સ્ત્રીઓ તેમાં સામીલ થાય નહીં ત્યાં સુધી એ ખરી રીતે સમસ્ત પ્રજાઓનું સંમેલન કહેવાય નહીં. તે માટે હિંદુસ્તાનની સ્ત્રીઓએ આ કાર્યમાં ઉત્સાહ રાખવો આવશ્યક છે; કારણ કે કોઈ પણ સામાન્ય સમજુ સ્ત્રી એ સંબંધના કાર્યમાં બેદરકારી રાખે એમ થવું ન જોઇએ. હિન્દુસ્તાનની સ્ત્રીઓની એક પ્રજાકીય કાઉન્સીલ સ્થાપીને તેને મોટી 'ઇન્ટર નેશનલ કાઉન્સીલ' સાથે સંયુક્ત કરી દેવામાં આવે તો સાર્વજનિક બન્ધુત્વની ભાવનાની જાગૃતિ કરીને ભિન્ન ભિન્ન પ્રજાને સંયુક્ત કરવામાં ઘણી ઉપયોગી થાય, તેમ જ પૂર્વ અને પશ્ચિમ વચ્ચે જે અદ્યાપિ પર્યંત વિશાળ અંતર રહેલું છે તે દૂર કરી શકાય. જનસુધારણાની ઉત્તરોત્તર વૃદ્ધિ થવાથી આ ભિન્નતા ઘણે અંશે દૂર થવા માંડી છે. મનુષ્યજાતિના ચમત્કારિક શોધોથી દિશાનું અંતર જે પ્રથમ હતું તે દિવસે દિવસે ઓછું થતું જાય છે. આ રીતે જગતમાં એક બીજાની પ્રકૃતિનો જેમ વધારે સરળતાથી પરિચય પડે તેમ પરસ્પર અનુકૂળતા કરવાનું કામ અસલના સમયમાં જેવું મુશ્કેલ હતું, તેવું રહ્યું નથી એ નિશ્ચયપૂર્વક વાત છે। યુદ્ધની નિરર્થકતા તથા એ

એક મિથ્યા માયા છે તેમ જ મહિમામંડિ ડયસ કર્યાથી પોતાના હિતનું રક્ષણ કરી શકાશે નહીં, પરંતુ શાન્તિના સંસ્કારી હસ્તથી સર્વ પ્રજાના હિતનું કાર્ય સિદ્ધ થશે એ વાત દરેક દેશમાં એકમતે સ્વીકારાય એવો શુભ દિવસ નજીક આણવાના પ્રયાસમાં સ્ત્રીઓ આ પ્રકારની ઇન્ટર નેશનલ કાઉન્સીલમાં એક સંપ કરી ઘણે અંશે સહાયભૂત થઈ શકશે. આ સ્થિતિ થશે ત્યારે તદ્દન નવો યુગ આવશે, અને તેની સંગે

" એવો સમય આવશે કે સંકુચિત મર્યાદાઓથી જગત્‌માં જે વિચ્છિન્નતા દૃષ્ટિગોચર થાય છે તેના કરતાં બન્ધુત્વનું પ્રાબલ્ય વધશે, તોપની ગર્જના અને રણશીંગડાના ઘોષ બંધ થશે, લડાઈનાં વહાણ કાટ ખાશે, અને રણધ્વજ સમેટી દેવામાં આવશે, અને અતિ ભિન્ન ભિન્ન સંપ્રદાયો, ભાષા, અને ભિન્ન જાતિઓના અંતરાયો એક સામાન્ય મનુષ્યજાતિમાં એકત્ર થશે."

જુદા જુદા પ્રાંતો વચ્ચેનાં પરસ્પર સહાયક મંડળોના નિયમો હિન્દુસ્તાનમાં વિશેષતઃ દાખલ કરી શકાય એમ છે, કેમકે બ્રિટીશ પ્રાન્તોમાં તેમ જ દેશી સંસ્થાનોમાં આર્થિક અને સામાજિક એકત્રતાની યોજનાની આવશ્યકતા છે. પોતાના દેશમાં તેમ જ અન્ય દેશોમાં ગેરસમજુતીના અંતરાય ઘણી વાર નડે છે, તેનો ઉચ્છેદ કરવામાં સ્ત્રીઓ ઘણી સહાયતા કરી શકશે.

મહેનતુ ઇંગ્રેજ સ્ત્રીઓના હિતનું રક્ષણ કરવું, એ જ મુખ્ય ઉદ્દેશથી અનેક મંડળો સ્થાપવામાં આવ્યાં છે. તેમાંનાં કેટલાકનું વિવેચન આ પુસ્તકનાં અન્ય પ્રકરણમાં કરવામાં આવ્યું છે. આમાંની એક અતિ મહત્વની સંસ્થા 'વીમેન્સ ઇન્ડસ્ટ્રીઅલ કાઉન્સીલ' છે. તેનું વિસ્તૃત વર્ણન ૧૬ મા પ્રકરણમાં આપવામાં આવ્યું છે. તેનો આરંભ ઈ. સ. ૧૮૯૪ માં કરવામાં આવ્યો હતો. તેમાં સ્ત્રી હિત સંબંધી કાયદાના સર્વ વિષયની દેખરેખ રાખવા માટે, ...

કાયદેસર રીપોર્ટ, તથા પાર્લામેન્ટનાં બિલ તૈયાર કરવાને પૃથક

છે. આ કાઉન્સીલ સ્ત્રીઓનાં કાર્યની માહિતી વારંવાર પ્રસિદ્ધ કરે છે; પરિણિત સ્ત્રીઓને, તથા વિધવાઓને કેવા ઉદ્યમ સોંપવા તેનું આર્થિક અને સામાજિક દૃષ્ટિબિન્દુથી નિરૂપણ હમણાં જ તેમના તરફથી કરવામાં આવ્યું છે.

'નેશનલ યુનીઅન ઑફ વીમેન વર્કર્સ' ની ઔદ્યોગિક વિભાગની કમિટી એ બીજી સંસ્થા છે. તેનું અન્ય સ્થળે વિવેચન કરી દેવામાં આવ્યું છે, તેમ જ મજુરીના કનિષ્ટ દર ઠરાવવાને 'નેશનલ એન્ટીસ્વેટીંગ લીગ' અને 'વીમેન્સ ટ્રેડ યુનીઅન લીગ' એ સર્વનું પણ વર્ણન આવી ગયું છે. સ્કૉટલાંડમાં બૈરાંના ઉદ્યોગ માટે 'સ્કૉટીશ કાઉન્સીલ' નામનું અતિ ઉપયોગી મંડળ છે. તેનું મુખ્ય મથક ગ્લાસગોમાં છે; કાઉન્ટેસ ઑફ ઍબર્ડીન તેની અધ્યક્ષ છે. લંડનની સ્ત્રીઓના ઉદ્યોગની કાઉન્સીલની માફક બૈરાં અને છોકરાંને હરતક થતા દરેક ઉદ્યમમાં તેમનું હિત જાળવવું એ તેનો ઉદ્દેશ છે. કાઉન્સીલના કાર્યના ચાર વિભાગ કરવામાં આવ્યા છે. (૧) તજવીજ ખાતું–તેમાં બૈરાં અને છોકરાંના ઉદ્યમના વિગતની તપાસ થાય છે, અને તે પ્રમાણે હકીકત રજુ કરવામાં આવે છે. (૨) વ્યવસ્થા ખાતું–તેમાં સ્ત્રીઓનાં 'ટ્રેડ યુનીઅન' અને એકસંપ તથા વીમાનાં મંડળોની વૃદ્ધિ કરવી, માંદગી વખતે અથવા ઉદ્યમ ન મળતો હોય તેવે પ્રસંગે તેમને પોષણનાં સાધન પૂરાં પાડવાં એ તરફ લક્ષ અપાય છે. (૩) પાર્લામેન્ટના બિલનું ખાતું–તેમાં બૈરાં અને છોકરાંના હિતના કાયદા પસાર કરવાનો પ્રયાસ કરાય છે. (૪) સ્ત્રી ઉદ્યોગ કમિટી–તે કારીગરોને તેમ જ એ વિષયમાં ભાગ લેનારાંને બૈરાંથી થઈ શકે તેવા ઉદ્યોગ સંબંધી વિગત અને જુદા જુદા વ્યાપારની ઔદ્યોગિક સ્થિતિની માહિતી પૂરી પાડે છે. આ દરેક ખાતાની વ્યવસ્થા પૃથક કમિટીઓ કરે છે.

ફૅક્ટરી ઍક્ટ અને સ્ત્રી તથા બાળકોના રક્ષણના કાયદાનું ઉલ્લંઘન કરવામાં આવે તો આ કાઉન્સીલને તેની ખબર કરવામાં આવે છે; અને તે એવા દાખલા યોગ્ય અધિકારી સમ્મુખ રજુ કરવાનું

કમાં ) સ્ત્રીઓના મેળાવડામાં વ્યાખ્યાનો આપવામાં આવે છે. કાયદા વિરુદ્ધ આચરણના ગુન્હા, અને કારીગરોના કામ સંબંધી બીજી સર્વ હકીકત કમિટી સમક્ષ રજુ કરવામાં આવે છે. એ સર્વનું નિરાકરણ કરવા માટે યોગ્ય અધિકારી તરફ રીપોર્ટ મોકલવામાં આવે છે, અને કોઈ બાબતમાં કાયદામાં સુધારો કરવાનું ઈષ્ટ લાગે તો જન સમુદાયનું લક્ષ તે તરફ દોરવાનો પ્રયત્ન કરાય છે.

'ઇન્ટર નેશનલ એસોસીએશન ફોર લેબર લેજીસ્લેશન' નામના મંડળ (જેની મુખ્ય ઑફીસ સ્વીટઝર્લૅન્ડમાં બેલમાં છે)ની ઈંગ્લાંડની શાખા 'બ્રિટિશ એસોસીએશન ફોર લેબર લેજીસ્લેશન' નામની છે; અને તેનું મુખ્ય મથક લંડનમાં છે. દરેક પ્રજામાં જે મનુષ્યો ઉદ્યોગ સંબંધી કાયદાની જરૂરીઆત સ્વીકારતા હોય તેમને એકત્ર કરવા એ આ મંડળનો ઉદ્દેશ છે. મજુરવર્ગ સંબંધી કાયદા પસાર કરવા માટે દરેક દેશમાં તે સમયે જે જે કાર્ય કરવામાં આવ્યું હોય તે સંબંધી તથા તે વેળા પસાર કરેલા કાયદાની યાદી, અને તે સર્વની વિગતવાર હકીકતનાં અંગ્રેજી, ફ્રેન્ચ, અને જર્મન ભાષામાં અમુક સમયને અંતરે ચોપાનીયાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. ઔદ્યોગિક કૉંગ્રેસના રીપોર્ટ અને તેમાં પસાર થએલા ઠરાવો અને ઉદ્યોગ સંબંધી ચાલુ સાહિત્યની યાદી આ મંડળ તરફથી છપાવવામાં આવે છે.

ભિન્ન ભિન્ન દેશોમાં મજુરી સંબંધી સમાનતાનું પ્રવર્તન કરવું એ આ મંડળનો ઉદ્દેશ છે; અને એકાંતર વર્ષે જુદા જુદા દેશોની ઉદ્યોગની સ્થિતિ સંબંધી ચર્ચા કરવા ઇન્ટર નેશનલ કૉંગ્રેસ બોલાવવામાં આવે છે. વાર્ષિક પાંચ શિલીંગ ભર્યાથી મંડળમાં મેમ્બર થઇ શકાય છે; અને ૧૦ શિલીંગ, ૬ પેન્સ ભરવાથી વખતો વખત પ્રસિદ્ધ થતી માહિતીનું માસિક ચોપાનીઉં પણ [illegible] છે. એક ગિની ભર્યાથી કોઇ પણ મંડળ મેમ્બર થઇ [illegible] પક્ષભેદ હોતો નથી; અને તેના વ્યવસ્થિ[illegible] ઉદ્યોગ સંબંધી કરાર કરવામાં આવ્યા છે; [illegible] વ્યાપારની ઑફીસ તરફથી વિદ્વાન સંબંધી [illegible]

છે; અને રાજનીતિજ્ઞ પુરુષો અને સામાજિક સેવકો અન્ય દેશના કાયદાના અભ્યાસ કરી શકે છે, અને તે પ્રમાણે અનુવર્તન કરી શકે છે. આ પ્રમાણે સર્વ દેશ બીજાના અનુભવનો લાભ લઈ શકે છે; પ્રજાકીય હિતને જોખમમાં નાંખ્યા વિના મહેનત કરનાર મજુર વર્ગ તેમ જ મહેનત કરાવનાર માલીક બન્નેને લાભદાયક કાયદા પસાર કરાવી શકાય છે. એ મંડળમાં ૧૯૧૦-૧૧ ના વર્ષમાં નૉર્વે, સ્વીડન, ફીન્લેન્ડ, અને દક્ષિણ અમેરિકા એ ચાર નવા વિભાગ ઉમેરવામાં આવ્યા છે, અને વખતો વખત માહિતી આપનાર ચોપાનીઆ ઉપરાંત ‘ વર્લ્ડસ લેબર લૉઝ ’ ( જગતના ઉદ્યોગના કાયદા ) નામનું બ્રિટીશ ચોપાનીઉં પ્રસિદ્ધ કરવામાં આવે છે. વેપાર સંબંધી આ નવા ચોપાનીઆનો અનેક પ્રજાઓ વચ્ચેના પરસ્પર સંબંધનો ઉદ્દેશ પ્રથમ અંક ( મે, ૧૯૧૧ ) માં સારી રીતે દર્શાવ્યો છે. તેમાં (૧) જૅપેનીઝ ફૅક્ટરી ઍક્ટ (જાપાનનો કારખાનાંનો કાયદો) અને (૨) હિંદુસ્તાનના કારખાનાનો નવો કાયદો એ બંનેને ઉદ્દેશી પૂર્વના કાયદા સંબંધી એક લેખ આવેલો છે. આ ચોપાનીઆની સંજ્ઞા તરીકે ગેટેનું સુપ્રસિદ્ધ વાક્ય છે. એ જર્મન વચનનો અર્થ એવો થાય છે કે ‘કાયદોજ સ્વતંત્રતા આપી શકે છે.’ આ મંડળનાં પાંચ કમિશનના કાર્યના આ વર્ષના રીપોર્ટ ઉપરથી તેના કાર્યના વિસ્તારનો કાંઈક ખ્યાલ આવી શકશે. ( ૧ ) મંડળનાં નાણાંની વ્યવસ્થા અને અન્ય કાર્યવ્યવસાય; ( ૨ ) ઔદ્યોગિક વિષય; ( ૩ ) ગૃહકાર્ય અને કષ્ટ-સાધ્ય વૈતરું; ( ૪ ) નાની ઉમરનાંની પાસે રાત્રિને સમયે કરાવવામાં આવતી મજુરી; ( ૫ ) દિવસે કામ કરવાના વધારેમાં વધારે કલાક, એ બાબતો તેમાં હતી અને પરદેશી કારીગરોની સમાન ગણતરી તથા બાલકોની મજુરી એ બીજા વિષયો હતા. આમાંના કેટલાક વિષય ઉપર ત્રણ ઈંગ્રેજ સન્નારીઓએ લેખ લખી મોકલ્યા હતા. અન્ય દેશોના સ્ત્રીઉદ્યોગની સ્થિતિ પણ સારી રીતે તેમાં વર્ણવી છે. પરંતુ તે સંબંધી ઘણો ભાગ પુરુષ પ્રતિનિધિઓએ લેખ લખેલા છે. ઈંગ્લાંડમાં અને અમેરિકન વિભાગમાં પ્રખ્યાત સન્નારીઓએ ઘણો શ્રમ લીધો છે, તે છતાં યુરોપીઅન સ્ત્રીઓએ સામાન્ય રીતે આ બાબતમાં ઘણો

ડમાં ) સ્ત્રીઓના મેળાવડામાં વ્યાખ્યાનો આપવામાં આવે છે. કાયદા વિરુદ્ધ આચરણના ગુન્હા, અને કારીગરોના કામ સંબંધી બીજી સર્વ હકીકત કમિટી સમક્ષ રજુ કરવામાં આવે છે. એ સર્વનું નિરાકરણ કરવા માટે યોગ્ય અધિકારી તરફ રીપોર્ટ મોકલવામાં આવે છે, અને કોઈ બાબતમાં કાયદામાં સુધારો કરવાનું ઈષ્ટ લાગે તો જન સમુદાયનું લક્ષ તે તરફ દોરવાનો પ્રયત્ન કરાય છે.

'ઇન્ટર નેશનલ એસોસીએશન ફોર લેબર લેજીસ્લેશન' નામના મંડળ (જેની મુખ્ય ઑફીસ સ્વીટઝર્લેન્ડમાં બેલમાં છે)ની ઈંગ્લાંડની શાખા 'બ્રિટિશ એસોસીએશન ફોર લેબર લેજીસ્લેશન' નામની છે; અને તેનું મુખ્ય મથક લંડનમાં છે. દરેક પ્રજામાં જે મનુષ્યો ઉદ્યોગ સંબંધી કાયદાની જરૂરીઆત સ્વીકારતા હોય તેમને એકત્ર કરવા એ આ મંડળનો ઉદ્દેશ છે. મજુરવર્ગ સંબંધી કાયદા પસાર કરવા માટે દરેક દેશમાં તે સમયે જે જે કાર્ય કરવામાં આવ્યું હોય તે સંબંધી તથા તે વેળા પસાર કરેલા કાયદાની યાદી, અને તે સર્વની વિગતવાર હકીકતનાં અંગ્રેજી, ફ્રેન્ચ, અને જર્મન ભાષામાં અમુક સમયને અંતરે ચોપાનીયાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. ઔદ્યોગિક કૉંગ્રેસના રીપોર્ટ અને તેમાં પસાર થએલા ઠરાવો અને ઉદ્યોગ સંબંધી ચાલુ સાહિત્યની યાદી આ મંડળ તરફથી છપાવવામાં આવે છે.

ભિન્ન ભિન્ન દેશોમાં મજુરી સંબંધી સમાનતાનું પ્રવર્તન કરવું એ આ મંડળનો ઉદ્દેશ છે; અને એકાંતર વર્ષે જુદા જુદા દેશોની ઉદ્યોગની સ્થિતિ સંબંધી ચર્ચા કરવા ઇન્ટર નેશનલ કૉંગ્રેસ બોલાવવામાં આવે છે. વાર્ષિક પાંચ શિલીંગ ભર્યાથી મંડળમાં મેમ્બર થઇ શકાય છે; અને ૧૦ શિલીંગ, ૬ પેન્સ ભરવાથી વખતો વખત પ્રસિદ્ધ થતી માહિતીનું માસિક ચોપાનીઉં પણ મળી શકે છે. એક ગિની ભર્યાથી કોઇ પણ મંડળ મેમ્બર થઇ શકે છે. આ મંડળમાં પક્ષભેદ હોતો નથી; અને તેના વ્યવસ્થિત પ્રયાસને પરિણામે ઉદ્યોગ સંબંધી કરાર કરવામાં આવ્યા છે; જુદા જુદા દેશો સાથેના વ્યાપારની ઑફીસ તરફથી વિજ્ઞાન સંબંધી કાર્ય કરાવવામાં આવે

છે; અને રાજનીતિજ્ઞ પુરુષો અને સામાજિક સેવકો અન્ય દેશના કાયદાના અભ્યાસ કરી શકે છે, અને તે પ્રમાણે અનુવર્તન કરી શકે છે. આ પ્રમાણે સર્વ દેશ બીજાના અનુભવનો લાભ લઈ શકે છે; પ્રજાકીય હિતને જોખમમાં નાંખ્યા વિના મહેનત કરનાર મજુર વર્ગે તેમ જ મહેનત કરાવનાર માલીક બન્નેને લાભદાયક કાયદા પસાર કરાવી શકાય છે. એ મંડળમાં ૧૯૧૦–૧૧ ના વર્ષમાં નૉર્વે, સ્વીડન, ફીન્લેન્ડ, અને દક્ષિણ અમેરિકા એ ચાર નવા વિભાગ ઉમેરવામાં આવ્યા છે, અને વખતો વખત માહિતી આપનાર ચોપાનીઆ ઉપરાંત 'વર્ક્સ લેબર લૉઝ' (જગતના ઉદ્યોગના કાયદા) નામનું બ્રિટીશ ચોપાનીઉં પ્રસિદ્ધ કરવામાં આવે છે. વેપાર સંબંધી આ નવા ચોપાનીઆનો અનેક પ્રજાઓ વચ્ચેના પરસ્પર સંબંધનો ઉદ્દેશ પ્રથમ અંક (મે, ૧૯૧૧) માં સારી રીતે દર્શાવ્યો છે. તેમાં (૧) જૅપેનીઝ ફૅક્ટરી ઍક્ટ (જાપાનનો કારખાનાંનો કાયદો) અને (૨) હિંદુસ્તાનના કારખાનાનો નવો કાયદો એ બંનેને ઉદ્દેશી પૂર્વના કાયદા સંબંધી એક લેખ આવેલો છે. આ ચોપાનીઆની સંજ્ઞા તરીકે ગેટેનું સુપ્રસિદ્ધ વાકય છે. એ જર્મન વચનનો અર્થ એવો થાય છે કે 'કાયદોજ સ્વતંત્રતા આપી શકે છે.' આ મંડળનાં પાંચ કમિશનના કાર્યના આ વર્ષના રીપોર્ટ ઉપરથી તેના કાર્યના વિસ્તારનો કાંઈક ખ્યાલ આવી શકશે. (૧) મંડળનાં નાણાંની વ્યવસ્થા અને અન્ય કાર્યવ્યવસાય; (૨) ઔદ્યોગિક વિષય; (૩) ગૃહકાર્ય અને કષ્ટસાધ્ય વૈતરૂં; (૪) નાની ઉમરનાંની પાસે રાત્રિને સમયે કરાવવામાં આવતી મજુરી; (૫) દિવસે કામ કરવાના વધારેમાં વધારે કલાક, એ બાબતો તેમાં હતી અને પરદેશી કારીગરોની સમાન ગણતરી તથા બાલકોની મજુરી એ બીજા વિષયો હતા. આમાંના કેટલાક વિષય ઉપર ત્રણ ઈંગ્રેજ સન્નારીઓએ લેખ લખી મોકલ્યા હતા. અન્ય દેશોના સ્ત્રીઉદ્યોગની સ્થિતિ પણ સારી રીતે તેમાં વર્ણવી છે. પરંતુ તે સંબંધી ઘણો ભાગ પુરુષ પ્રતિનિધિઓએ લેખ લખેલા છે. ઇંગ્લાંડમાં અને અમેરિકન વિભાગમાં પ્રખ્યાત સન્નારીઓએ ઘણો શ્રમ લીધો છે, તે છતાં યુરોપીઅન સ્ત્રીઓએ સામાન્ય રીતે આ બાબતમાં ઘણો

આગળ પડતો ભાગ લીધો હોય એમ લાગતું નથી, છેલ્લી ઇન્ટર નેશનલ સભા ૧૯૧૦ ના સપ્ટેંબરમાં હ્યુગેનોમાં મળી હતી. પણ કોઇક જ વિભાગમાં સ્ત્રીપ્રતિનિધિઓ મોકલવામાં આવી હતી. એ ઉપરથી માલુમ પડે છે કે યુરોપમાં પણ વેપાર સંબંધી વિષયોમાં સ્ત્રીઓનો વ્યવહારિક ઉત્સાહ જાગ્રત થવાની જરૂર છે. ઉદ્યોગમાં સ્ત્રીઓને રાખવા સંબંધી પ્રશ્નનું વિસ્તૃત વિવેચન આ મંડળ તરફથી કરવામાં આવ્યું છે, અને બૈરાંને રાતના વખતનું કામ સોંપવું નહીં એવો કરાર જુદાં જુદાં સંસ્થાનો તરફથી કરવામાં આવ્યો હતો. તે કરારનું પ્રવર્તન કરવામાં આ મંડળે ઘણી સેવા બજાવી છે. મહેનતુ વર્ગનાં બૈરાંનું કલ્યાણ કરવામાં જ્યારે હિન્દુ સ્ત્રીઓ હાલના કરતાં આગળ પડતો ભાગ લેશે, ત્યારે આવી વિશાળ સંસ્થામાં સામીલ થવાના લાભ તેઓ સમજી શકશે.

ગ્રેટબ્રિટનમાં સ્ત્રીઓને લગતા વ્યાપાર સંબંધી કાયદા સાથે સંબંધ ધરાવનાર આ મુખ્ય મંડળો છે. પરંતુ એક સંસ્થાનો ઉદ્દેશ ઉપર વર્ણવેલાં મંડળો કરતાં કદાપિ વિરુદ્ધ જણાય છે, તોપણ તેનું વિવેચન મૂકી દેવું તે યથાર્થ કહેવાય નહીં. તે 'મજુર વર્ગની સ્વતંત્રતાનું રક્ષણ' કરનાર મંડળ છે. મજુરોના–તેમાં વિશેષે કરીને બૈરાં મજુરોના–પગારમાં આડે આવે અથવા ખાનગી જીવનમાં સ્વતંત્રતાને અવરોધક કાયદામાંથી તેમનું રક્ષણ કરવાના હેતુથી એ સંસ્થા સ્થાપવામાં આવી છે. આ પક્ષનો મત એવો છે કે રક્ષણના કાયદાનો પુરુષની બરોબરી કરે એવા સ્વતંત્ર ઉદ્યોગ સ્ત્રીઓને સોંપવાનો પ્રતિબંધ કરે છે તેથી સ્ત્રીઓની ઉતરતી પંક્તિ થઇ જાય છે, અને તેને લીધે તેમને નોકરીમાં રાખવાનું એટલું કંટાળા ભરેલું લાગે છે કે પુરુષ કરતાં બૈરાંનો પગાર ઓછો છતાં, તેમના કામના પ્રતિબંધનોથી જે અગવડ પડે છે તે પ્રમાણમાં એટલી બધી છે કે કામ કરાવનાર માલીકોને એ બંધનો આગળ ઓછા પગારનો લાભ ગણના યોગ્ય લાગતો નથી. હવે ઇંગ્લાંડમાં આ મત સાધારણ રીતે સ્વીકારવામાં આવતો નથી; એનું મુખ્ય કારણ એ છે કે પ્રતિ-

બંધક કાયદાથી સ્ત્રીઓની ઉન્નતિમાં અવરોધ થાય છે, એ મત ખોટો માલુમ પડયો છે અને વિશેષે કરીને જે ઉદ્યોગમાં બૈરાંની મોટી સંખ્યાને રાખવામાં આવે છે તેમાં જ તેનું અસત્ય જણાયું છે. દૃષ્ટાન્ત તરીકે લૅંકેશાયરનો રૂનો વેપાર. પહેલાંના વખતમાં આ ધંધામાં બૈરાં છોકરાંને બેસુમાર કષ્ટ વેઠવું પડતું, છોકરાંઓને આખો દિવસ મીલોમાં વેઠ કરવી પડતી, તેમની પાસે ગજા ઉપરાંત વૈતરૂં કરાવાતું, પગાર ઓછો મળતો, તેઓ નીતિભ્રષ્ટ થતાં, અને શરીરે નિર્બલ થતાં. બૈરાંની પાસે પણ ગજા ઉપરાંત કામ લેવાતું. અસ્વચ્છ અને હવા આવે નહીં એવા અનારોગ્ય કારખાનામાં મહેનત કરવાની સહુને ફરજ પડતી. કામ કરવાના કલાક પણ બેહદ હતા. પરંતુ હાલમાં કારખાનાંના અને આરોગ્યને લગતા કાયદામાં સુધારા થવાથી બૈરાં છોકરાંને માટે કામના કલાકની હદ બાંધવામાં આવી છે; આરોગ્યને લગતી સગવડ, હવા, પવન, ઇત્યાદિનું ચોક્કસ ધોરણ બાંધવામાં આવ્યું છે, અને દેહેશત ભરેલા ધંધામાં બૈરાં છોકરાંને ન રાખવા માટે કેટલાક નિયમો કરવામાં આવ્યા છે. આ સર્વેનું પરિણામ શું થયું છે? લૅંકેશાયરનાં કારખાનાંમાં બૈરાં છોકરાંને કાઢી મૂકવામાં આવ્યાં નથી, પરંતુ પુરુષ સાથે સરખાવતાં પ્રમાણમાં હાલમાં તેમની સંખ્યા વધારે હોય છે. વણવાના ઉદ્યોગનાં ટ્રેડ યુનીઅનોમાં પુરુષ કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે છે, અને મજુરીના દર પણ ધીમે ધીમે વધ્યા છે. કાયદાને લીધે પુરુષ અને સ્ત્રીઓને વધારે પૈસો મળે છે, તંદુરસ્તી સારી રહે છે તેમ જ વધારે કૌશલ્ય, અને વધારે વિશ્રાંતિ મળી શકે છે. બીજા મજુર વર્ગ સાથેની તેમની અન્યોન્ય સ્થિતિમાં અડચણ આવી નથી. રક્ષણકારી કાયદાથી તેમનાથી ઉપાડી શકાય એવા ઉદ્યોગની સંખ્યામાં ઘટાડો થયો નથી. ઉલટું પહેલાં કરતાં બૈરાંને સોંપવામાં આવતા ઉદ્યોગની સંખ્યામાં વૃદ્ધિ થઇ છે, અને સારા કાયદાનું પરિણામ ઇંગ્લાંડમાં એ થયું છે કે કામ કરવાના કલાક ઘટાડવાથી, જે કામ કાયદા વિના વધારે વખત બેસીને પુરૂં કરવાની અગત્ય પડતી તે પુરૂં કરવાને માટે બૈરાંની વધારે સંખ્યા રોકવામાં આવે છે; આથી

ઉલટું ઘરકામની નોકરી અને ખેતી ઈંગ્લાંડના જે બે ધંધામાં કાયદા નથી તેમાં દર વર્ષે બૈરાંની સંખ્યા ઘટતી જાય છે. ઈંગ્લાંડમાં આ બે ઉદ્યમમાં કામ કરનાર વર્ગની સ્થિતિ પર લક્ષ આપવું જરૂરનું છે, અને ઘરકામની નોકરીની વ્યવસ્થામાં અત્રે જે મુશ્કેલીઓ નડે છે તે પરથી આપણા દેશની સ્ત્રીઓને યોગ્ય સૂચના મળે તેમ છે, કારણ કે એનો અનાદર કરવો વાજબી નથી.

સ્ત્રીઓને માટે ખાસ રક્ષણ કરનાર કાયદાની વિરુદ્ધ જે પક્ષ છે, તેમની દલીલ એ છે કે, કામ કરવાનો હક એ સ્ત્રીઓનું અમૂલ્ય હિત ગણાવું જોઇએ. તેમના મત પ્રમાણે વર્તમાન કાયદો અનેક દૃષ્ટિબિન્દુથી જોતાં સ્ત્રીઓને નુકસાનકારક છે. તેમનું કહેવું એમ છે કે એ કાયદાથી અમુક હદથી વધારે વખત કામ કરવાનું સખત પ્રતિબંધન છે, ઘેર બેઠે કામ કરનારને માત્ર પેટનું પુરૂં કરવા માટે જેટલા પૈસા મળે તેટલા જરૂરના છે તેમને પણ આ કાયદાથી અટકાવ કરવામાં આવે છે અને એ કાયદા દેહેશત ભરેલા ઉદ્યોગમાં બૈરાંની મહેનતને નિયંત્રિત કરે છે. તેમની સૂચના એવી છે કે પ્રતિબંધક કાયદા કર્યા કરતાં બહેતર માર્ગ એ છે કે તેવા ઉદ્યોગની પદ્ધતિમાં સુધારો કરવો; કામ કરનાર બૈરાંને સમજ પાડવી એટલે વાસ્તવિક રીતે તેનો ભય દૂર થશે; વળી માલીકને યોગ્ય સાવચેતી રાખવાની ફરજ પાડવી. ભય ભરેલા ધંધાના કામમાં સ્વતંત્રતા સંબંધે તેમનું કહેવું એવું છે કે, સફેતો, દીવાશળી, ઇત્યાદિની બનાવટમાં તો બૈરાંને તન્દુરસ્તીનું નુકસાન થાય તેટલું જ પુરુષોને વેઠવું પડે છે. સ્ત્રીઓના કામના સમાન હકના હીમાયતીઓ કહે છે કે જો કાંઇ બેહેતર પ્રયોગની શોધ થઈ શકે નહીં તો તેવા ધંધામાં કામ કરવાના કલાકનો ઘટાડો કરવો જોઇએ, તેથી જોખમ ઘણું ઓછું થશે; અને તેની સાથે એ ધંધામાં કામ કરનાર મજુરને થોડા કલાક કામ કર્યા છતાં ઓછા જોખમના ઉદ્યોગમાં આખો દિવસ કામ કરીને મજુરી મળે તેટલું જ દામ આપવું જોઇએ. જે ઉદ્યોગ સ્ત્રીઓના શારીરિક બાંધાને માટે વસ્તુતઃ યોગ્ય નથી તે તો સ્વાભા-

વિક રીતે તેઓ કરશેજ નહીં. બાકીના ધંધાને માટે તો ભૂખમરો અને દારિદ્ર કરતાં સખ્ત મહેનત પસંદ કરવા જોગ છે. બૈરાંને કામ કરવાનો હકનો અર્થ તેમને જીવવાનો અધિકાર એ છે. જુદા જુદા રૂપમાં કામ એ તેમનું ભંડોળ છે. જે ખાતામાં તેમને દાખલ કરવામાં આવે છે તેમાંને તેમાં ભરાઈ રહેવાને બદલે બીજા ઉદ્યમોમાં પ્રવેશ કરવા ઉત્તેજન આપવું જોઇએ. તેઓ કહે છે કે બૈરાંને બાતલ કરવામાં આવતા ધંધાનું દૃષ્ટાન્ત છાપખાનાનું કામ છે. તેમાં કૉમ્પોઝીટરો (બીબાં ગોઠવનાર) નું કામ બૈરાંથી ઘણી સારી રીતે થઈ શકે એવું છે; અને તે છતાં ઈંગ્લાંડમાં ઘણાં થોડાં બૈરાં એ કામ કરે છે, અને ભૂતકાળમાં એ ધંધામાં તેમને પ્રવેશ ન કરવા દેવાને અનેક પ્રયાસ થએલા છે.

આ દલીલોના ઉત્તરમાં આપણે એટલું જણાવીશું કે બૈરાંને રાત્રે કામ કરવાના નિષેધક કાયદાના પરિણામે દૈનિક વર્તમાનપત્રો સંબંધી કાર્યમાંથી તેઓ સ્વાભાવિક રીતે બાતલ થયાં છે. એ સત્ય છે કે એમાં ઘણો થાક, કે લાંબો વખત શ્રમ વેઠવાની જરૂર નથી. પરંતુ નીતિનાં કારણસર પ્રતિબંધનો કરવામાં આવ્યાથી તેઓને પછાત રહેવું પડે છે એ વાજબી છે. છાપખાનાંના સામાન્ય ઉદ્યોગ કરતાં બીજા ધંધામાં–દૃષ્ટાન્ત તરીકે કપડાં ધોવાના અને ફેરીઆના–બૈરાંની તન્દુરસ્તી બેશક વધારે ખરાબ થાય છે. પરંતુ પુરુષ છાપનારની સાથે રહીને રાતને વખત કરવાનું કામ એ બીજા દૃષ્ટિબિંદુથી જોવું જોઇએ. બીજા અનેક ઉદ્યોગમાં પણ જ્યાં કામનું સ્વરૂપ જ એવું હોય છે કે એકવાર મંદી તો બીજે પ્રસંગે ઘણી તેજી એમ ચાલ્યા કરે છે, ત્યાં બૈરાંના કામના વખત માટે જે હદ બાંધવામાં આવે છે, તે બાબત ગેરસમજુત થાય છે.

સ્ત્રીઓનું રક્ષણ કરનાર કાયદાનો ઉદ્દેશ તો સારો હોય છે, પરંતુ કેટલાકના મત પ્રમાણે વ્યવહારમાં તે ઉદ્દેશ સિદ્ધ થતો નથી. ઉદ્યમની સ્વતંત્રતાના હિમાયતીઓ પરણેલી સ્ત્રીઓને કામના કલાકની ચોકસ હદ રાખવાની પણ વિરુદ્ધ છે. તેમનું કહેવું એમ છે કે

કેટલાંક છોકરાં વગરનાં બૈરાંને ઉદ્યોગની જરૂર હોય છે; તેમ જ હવે પછી થનારી માતા વધારે કમાણી કરીને સુખ સગવડ મેળવી શકે તેને રોકાણુ કરવું એ ભવિષ્યની પ્રજાના હિતનું રક્ષણુ કર્યું કહેવાય નહીં. પુખ્ત વયની સ્ત્રી ગમે તો પરણેલી હોય કે કુંવારી હોય, પરંતુ તેણે કેવા પ્રકારનું અને કેટલા કલાક કામ કરવું તેનો નિશ્ચય કરવાનો હક તેને પોતાનેજ હોવો જોઈએ. સ્ત્રીઓને કામ કરવાની સ્વતંત્રતા આપવી એવા મતના પક્ષમાં આ પ્રકારની મુખ્ય દલીલો આપવામાં આવે છે. ગરીબ સ્ત્રીઓનો સંકટ અને તંગીમાંથી છૂટકારો, અને કહેવાતી અબળા જાતિના માનની અભિવૃદ્ધિ થવાનો આ માર્ગ છે, એવું તેના હિમાયતીઓનું માનવું છે. પરંતુ તેનો વિરુદ્ધ પક્ષ જે એમ માને છે કે સ્ત્રીઓના હિતનું રક્ષણુ કરવું જોઇએ, તેમની સંખ્યા ઇંગ્લાંડમાં વધારે છે, અને મિ. જોન બર્ન્સે એક યોજના ઘડી કહાડી છે તેથી પાર્લામેન્ટના કાયદાનુસાર બૈરાંને પ્રસૂતિ પછી દશ બાર અઠવાડીઆં સુધી મીલો અથવા કારખાનામાં કામ કરતાં અટકાવવામાં આવશે. હાલના કારખાનાના કાયદાનુસાર તો માત્ર ચાર અઠવાડીઆંની અવધ પાળવામાં આવે છે.

'સ્ટૅન્સ્ફીલ્ડ ટ્રસ્ટ' નામની એક બીજી સમિતિ છે; કાયદાની સહાયતાથી સ્ત્રીની પદવીની ઉન્નતિ કરવી એ તેનો ઉદ્દેશ છે; સ્ત્રી પુરુષની કાયદામાં સમાનતા હોવી જોઇએ એ તેનું ધોરણુ છે; અને સ્ત્રી તથા બાળકોની પદવી સંબંધી, તથા કેળવણી સંબંધી જે જે બિલ પાર્લામેન્ટમાં રજુ કરવામાં આવે, તેનો રીપોર્ટ જે ભિન્ન ભિન્ન મંડળો તથા વ્યક્તિઓ તેમાં નાણાં ભરતાં હોય તેમને એ સમિતિ તરફથી વહેંચવામાં આવે છે. તેની સેક્રેટરી અને કોશાધ્યક્ષ બન્ને સ્ત્રીઓ છે; અને પાર્લામેન્ટના બિલની ઝીણી તપાસ કરી તેનું તારણુ કરનાર પણુ એક સ્ત્રી છે. આ બાઈનું કામ એ છે કે બિલ પ્રસિદ્ધ થતાં જ તેનું અધ્યયન કરવું, અને તેમાંથી સ્ત્રી અને બાળકોની પદવીને લગતો જેટલો ભાગ હોય તેની હકીકત જાહેર કરવી. આના રીપોર્ટ તરત જ છપાય છે, અને લવાજમ ભરનારમાં વહેંચાય છે.

આ રીતે સ્ત્રીઓને લગતા પ્રશ્ન માટે જેઓ ખંત ધરાવતાં હોય તેમને પ્રસ્તુત સ્થિતિની સંપૂર્ણ માહિતી મળી શકે; અને તેમના હિતને નુકસાન થાય, એવો પ્રયત્ન કોઈ બાજુથી થતો માલુમ પડે તો તરત રોકવાનો પ્રયત્ન કરી શકાય. સ્ત્રીપુરુષ બન્ને માટે નીતિનું સમાન ધોરણ પાળવું જોઇએ, એ આ મંડળનો બીજો ઉદ્દેશ છે. સર જેમ્સ સ્ટૅન્શીલ્ડ નામના ગૃહસ્થે સ્ત્રીઓની ઉન્નતિના કાર્યમાં અથાગ શ્રમ લીધો હતો તેના સ્મરણાર્થે આ ફંડ શરૂ કરવામાં આવ્યું હતું.

બાળકોપર થતો જુલમ અટકાવનાર પ્રજાકીય મંડળ, જેને માટે સ્ત્રી અને પુરુષ બન્ને અરસ્પરસ સલાહ સંપથી શ્રમ લે છે, તે અંગ્રેજ લોકોની સમિતિનું એક ઉત્તમ દૃષ્ટાન્ત છે. અંગ્રેજ માબાપનાં છોકરાંઓનું તેમની જન્મભૂમિમાં તેમ જ પરદેશમાં શ્રેય કરવાનો માર્ગ લેવો એ તેનો ઉદ્દેશ છે. તેના છેલ્લા રીપોર્ટમાં ( મે ૩૦, ૧૯૧૧. ) જણાવ્યું છે કે " દેશનાં સર્વ છોકરાં દુઃખથી રહિત અને સહન કરી શકાય તેવું જીવન ગાળે એ આ મંડળનો એક જ ઉદ્દેશ છે. " પોતાના દેશનાં ન્હાનાં બાલકો જુલમ કે અન્યાય ભોગવ્યા વિના જીવન ગાળે તે માટે પ્રયાસ કરવો એના સમાન, વિશેષે કરીને સ્ત્રીઓને માટે અન્ય ઉત્તમ કર્તવ્ય હોઇ શકે નહીં. સદ્ભાગ્યે હિન્દુસ્તાનમાં લગ્નની સંતતિ સાથે માબાપ ક્વચિત્ જ ક્રૂર વર્તન કરે છે; પરંતુ અનૌરસ બાલકોની સલામતી સાચવવા માટે આવી સમિતિનો અવકાશ અહીં પણ છે. આ વાર્ષિક રીપોર્ટમાં જણાવ્યું છે કે " આ મંડળને સ્ત્રીઓના ઉત્તમ કાર્યનો ટેકો છે, તેવો ઇંગ્લાંડમાં બીજી એક પણ સંસ્થામાં નથી." તેનાં પેટ્રન, વાઇસ પ્રેસીડેન્ટ, સેક્રેટરી, અને કમિટીના સભ્ય, ઉઘરાણીથી કે અન્યથા ફંડ એકઠાં કરનાર, ચોપાનીઆંની વહેંચણી કરનાર, વ્યાખ્યાન કરનાર સર્વ સ્ત્રીઓ જ છે, અને આ કાર્ય માટે જેઓ શ્રમ લે છે, તેઓ પોતાના પ્રયાસ સફળ થવા માટે, વખત, પૈસો, કે બુદ્ધિશક્તિ એકનો આંકો રાખતાં ."

તેનું પરિણામ એ થયું છે કે, માત્ર તેમના પ્રયાસથી ગ્રેટબ્રિટનમાં દુર્દશા અને ક્રૂરતામાં પ્રમાણમાં ઘણો ઘટાડો થએલો માલુમ પડે છે. સ્વદેશપ્રેમી અને બાલકની હિતચિંતક સર્વ બ્રિટિશ પ્રજાને આ રાજ્યાભિષેકના વર્ષમાં 'ધ નેશનલ સોસાઈટી ફોર ધ પ્રીવેન્શન ઓફ્ ક્રુએલ્ટી ટુ ચીલ્ડ્રન' એ મંડળ પોતાની સમિતિના સિદ્ધાંત, કાર્યપદ્ધતિ અને માગણી આગળ વધારવામાં સહાયતા કરવાની વિજ્ઞપ્તિ કરે છે. મનુષ્ય જાતિ માટેના દયાભાવની ખાતર આ પ્રયાસને ઉત્તેજન આપવાનું દરેક દેશની સ્ત્રીઓને ઉચિત લાગવું જોઇએ. કારણ કે ઉછરતી પ્રજાના, આરોગ્ય, સંરક્ષણ, અને સુખ ઉપર દેશના ભવિષ્યનો આધાર છે. આ સમિતિની સ્થાપના ઇ. સ. ૧૮૮૪ માં થઇ હતી, અને તેને અંગે 'ધ ચાઈલ્ડસ ગારડીઅન' નામનું વર્તમાનપત્ર પ્રસિદ્ધ કરવામાં આવે છે; તેમાં સમિતિના કાર્યક્રમનો સમ્પૂર્ણ હેવાલ આપવામાં આવે છે. સમિતિની વ્યવસ્થા ઉત્તમ છે. તેની એકંદર ૨૦૧ શાખા છે, અને ૧,૨૩૧ જીલ્લાની કમિટીઓ છે, અને ગ્રેટબ્રિટનના દરેક શહેરમાં, ગામમાં, અને ગામડામાં તેના પ્રતિનિધિઓ થાય ત્યાં સુધી કાર્યમાં મંદ થવાની સમિતિની ઈચ્છા નથી. લોકો આ કાર્યમાં વધારે ખંત ધરાવતા થાય એ હેતુથી સાર્વજનિક સભાઓ બોલાવવામાં આવે છે. સમિતિના શિક્ષણ સંબંધી સિદ્ધાંતની માહિતી માતાઓને આપવાને માટે સ્ત્રીઓમાં વ્યાખ્યાનોનો નવીન માર્ગ આ મંડળે ગ્રહણ કર્યો છે. જલદી સળગી ઉઠે એવાં કપડાં બાળકોને પહેરાવવાં નહીં; તેમને આરોગ્ય રાખવાને શા ઉપાય લેવા, અને સંતાનનું કલ્યાણ અને સગવડ સાચવવાના અનેક માર્ગ, ઈત્યાદિ સાવચેતી આ વ્યાખ્યાનોમાં આપે છે. સંખ્યાબંધ મહેનતુ બૈરાંઓએ આ સભામાં હાજરી આપી હતી. સમિતિના ઉદ્દેશનું બુદ્ધિપૂર્વક સારગ્રહણ કરવામાં અને ગરીબ માબાપને પણ બાળક પ્રતિ કર્તવ્ય છે, એ ભાવનાનું પ્રવર્તન થવામાં આવાં ભાષણોથી ઘણો લાભ થશે એવી આશા રાખવામાં આવે છે. હૉલોવે કારાગૃહમાંનાં બૈરાંને અને બૉસ્ટલ સંસ્થાના યુવકોને બાળકોની સંભાળ અને કાળજી એ ઉપર આ સમિતિના

અધિકારીએ વ્યાખ્યાન આપ્યું હતું. આ સંસ્થાનો કાર્યપ્રદેશ માત્ર ઈંગ્લાંડ જ નથી, કારણ કે આ જમાનામાં થોડાં અઠવાડીઆંની મુસાફરીથી બધે જઈ શકાય છે તેથી બીજા દેશો વચ્ચે અન્તર રહ્યું નથી, તેથી જો માત્ર ઈંગ્લાંડના હિતને માટે જ યોજના કરવામાં આવી હોય તો તે પરિમિત કહેવાય. આ કારણથી દેશાવરમાં રહેતાં બ્રિટીશ છોકરાંનું હિત જાળવવા, તેમ જ દેશાન્તરના બાલકના હિતચિંતકો અ-રસ્પરસ મળી શકે, અને કાર્યપદ્ધતિ, કાયદા અને અન્ય સામાન્ય હિતના પ્રશ્નોનો વાદવિવાદ કરી શકે તે સારૂ લંડનમાં એક મધ્યસ્થ ખાતું રા-ખીને, ભિન્ન ભિન્ન દેશોમાં અરસ્પરસ સંપથી કાર્ય કરવાના પ્રશ્નનો ફત્તેહમંદ આરંભ કરવામાં આવ્યો છે. એ વિષયપર જેને કાંઇ માહિતી જોઇતી હોય તેને ત્યાંથી તરત ઉત્તર મળી શકે છે. હિંદુસ્તાનના વિચ્છિ-ન્ન ભાગોને એકત્ર કરવાને માટે આવાં બીજાં મંડળોને જોડનાર મધ્ય-મંડળના એક સંપના માર્ગની પદ્ધતિ સારી રીતે ઉપયોગમાં લઇ શકાય, કારણ કે એક મધ્ય બિન્દુ વગર વ્યવસ્થિત યોજના ચાલી શકે નહીં.

બાળક પર થતી ઘાતકી વર્તણુક અટકાવવાને પાર્લામેન્ટના કાયદા પળાવવા એ આ સમિતિનો મૂળ ઉદ્દેશ છે. ઘાતકીપણા માટે શિક્ષા કરાવવી, એમ નહીં, પણ તે અટકાવવું, એ તેનો હેતુ છે. તેને માટે 'રૉયલ ચાર્ટર'ની સનદ મેળવી છે, અને રાજકીય વિષયો કે અમુક ધર્મ સાથે તેને કાંઇ સંબંધ નથી. જીલ્લાઓના લવાજમ ભરનારથી બનેલી શાખાઓ તેની વ્યવસ્થા કરે છે. ભિન્ન ભિન્ન શાખાઓ કાઉન્સીલના પ્રતિનિધિની નીમણુંક કરે છે, અને કાઉન્સીલ વ્યવસ્થાપક કમિટી પસંદ કરે છે, વ્યવસ્થાપક કમિટી અધિકારીઓની નીમણુંક કરે છે, અને સમિતિનો સર્વ કાર્યક્રમ ચલવે છે. કાર્યપદ્ધતિ સર્વમાં સમાન છે, અને તે નીચે પ્રમાણે છે. કોઇ પણ બાળક પર જુલમ થતો માલુમ પડે તો લંડનની મુખ્ય ઑ-ફીસના ઉપરીને અથવા સમિતિના નજીકના સ્થાનિક ઇન્સ્પેકટરને જાણ કરવી. ત્યાર પછી સર્વ સ્થિતિ તપાસવા માટે ઇન્સ્પેકટરને મોકલવામાં આવે છે, અને ઘણા દાખલા એવા બને છે કે શિક્ષા કર્યા વગર માત્ર ચેતવણી આપ્યાથી જ ક્રૂર વર્તણુકનો અટકાવ થાય છે. જો અત્યંત જુલમ ચાલુ થયા કરતો હોય કે કાયદેસર કામ

લેવાની જરૂર પડે તો સમિતિ તે કાર્ય માથે લે છે, તેનું ખર્ચ આપે છે, અને છોકરાંની સંભાળ લેવા માંડે છે; અને પછીથી સમિતિના ખર્ચે તેમને બીજા યોગ્ય ઘરમાં રાખવામાં આવે છે. સામાન્ય લોકો, પોલિસ, અન્ય અધિકારીઓ અને સોસાઈટીના ઈન્સ્પેક્ટરો ક્રૂર વર્તણુકના દાખલાનો રીપોર્ટ કરી શકે છે. બાળક ઉપર થતો જુલમ અટકાવનાર કાયદાની વિરુદ્ધ વર્તણુક કરી કયારે કહેવાય, તે સમજાવનારાં ચોપાનીઆં ઘેર ઘેર મુખ્યત્વે સ્ત્રીઓ વહેંચે છે, અને એવા દાખલાઓનો રીપોર્ટ કોને કરવો તેની માહિતી આપે છે. જો દ્વેષભાવથી ફરીઆદ કરવામાં આવી ન હોય તો, માહિતી આપનારનું નામ ગુપ્ત રાખવામાં આવશે તેની લોકોને ખાત્રી આપે છે. ઘણે ભાગે એવા દાખલા ઇન્સ્પેકટરો શોધી કહાડતા નથી, કારણ કે તેમનો ઘણો ખરો વખત, લોકોએ રજુ કરેલા દાખલાની તપાસ કરવામાં જાય છે. પોલિસના કાર્યના પ્રદેશમાં ગયા વિના જ સમિતિ પોતાનું કાર્ય કરે છે; અને સામાન્ય પોલિસથી ન થઇ શકે તેવું માત્ર ચેતવણી આપીને, અને દેખરેખ રાખીને કામ કરે છે. જે ઘરમાં માબાપ માત્ર બેકાળજી હોય, અથવા બાળકને ઉછેરવામાં કેવળ અજ્ઞાન હોય, તેવા ઘરમાં પોલિસને કદી પ્રવેશ ન કરવા દે, પરંતુ સમિતિના ઈન્સ્પેક્ટરોને પ્રવેશ કરવાની છૂટ આપવામાં આવે છે. કાર્યપદ્ધતિમાં મહત્ત્વનો અંશ એ છે કે, મુખ્ય ઑફીસના કાયદાના અધિકારીઓ સલાહ આપે, તો જ ફરીઆદ કરી શકાય. કોઈ આપમતલબી કે દ્વેષી મનુષ્ય ફરીઆદ કરવામાં દાખલ થઇ શકે નહીં. દરેક વખત સોલિસીટરને હકીકતની માહિતી આપવામાં આવે છે, અને નીવેડો લાવવાનું મેજીસ્ટ્રેટને હસ્તક રહે છે. કોઇવાર માબાપ પોતાના બાલકનું પાલન કરવા ના કહે છે, તો તેવા દાખલાની તપાસ સમિતિ કરે છે; અને જરૂર પડે માણસના પગારમાંથી ચોક્કસ રકમ આપવાની કાયદાથી ફરજ તેને પાડે છે. સમિતિની વ્યવસ્થામાં લખલૂટ ખરચ કરવામાં આવતો નથી. અને સંખ્યાબંધ સ્વયંસેવકો તેને નાણાં સંબંધી તેમ જ અન્ય સહાયતા કરે છે. તેને અંગે કાયમનું ફંડ કે સરકારી મદદ નથી. લગભગ અગીઆર હજાર સ્ત્રીઓ લવાજમ ઉઘરાવનાર છે. આ વર્ષના રીપોર્ટમાં ઉપરી

અધિકારી જણાવે છે કે, " સમસ્ત સમિતિ સ્ત્રીઓના કાર્યના યશ અને સુંદરતાનું વિજયી દૃષ્ટાન્ત છે. કામ કરનાર માટે કાંઇ પણ પ્રતિબંધ નથી; દરેક વર્ગમાં તેઓ માલુમ પડે છે; ઉમદા કાર્યમાં તેઓ શ્રેષ્ઠ પ્રકારનું કામ કરે છે. સમિતિના વહીવટમાં સ્ત્રીઓ ભાગ લે છે; સ્થાનિક કમિટીમાં, મુખ્ય વ્યવસ્થાપક, અને સામાન્ય વહિવટની કાઉન્સીલમાં—જે એક પ્રજાતંત્રીય મંડળ છે અને જેમાં દરેક શાખાના બે પ્રતિનિધિઓ છે—તે દરેકમાં બોલવાનો અને મત આપવાનો અધિકાર સ્ત્રીઓને છે. ગૃહજીવનમાં સુધારો કરવાની, તથા માતાપિતા યોગ્ય વર્તણુક કરે એ માટે બાલકનો હક સ્થાપન કરવાની અભિલાષા રાખનાર યોજનામાં એ જ પ્રમાણે થવું જોઇએ."

સ્ત્રીના કાર્યની આ પ્રશંસાથી પાશ્ચાત્ય ભગિનીઓના ઉત્તમ દૃષ્ટાન્તનું અનુકરણ કરવામાં આપણી સ્ત્રીઓને ઉત્સાહ પ્રેરાવો જોઇએ. તેઓની વચ્ચે સહાયતાથી દેશના એકંદર સુખમાં પ્રત્યક્ષ વૃદ્ધિ થાય એ બેશક સ્પષ્ટ લાભ છે.

---

## પ્રકરણ ૧૯ મું.

### જાપાનની સ્ત્રીઓ.

" જાપાનમાં સ્ત્રીઓને લગતો પ્રશ્ન સંક્રાન્તિની દશામાં છે... અંતમાં તેના વિકાસની સંપૂર્ણતામાં અને વેગમાં તે પાશ્ચાત્ય હીલચાલને કદાપિ ગ્રસ્ત કરી દે એ સંભવિત છે. "—**ફ્રાન્સીસ સ્વાઇની.**

જાપાનની સ્ત્રીઓ ભૂતકાળમાં જે જીવન ગાળતી તેમાંથી બહાર આવીને તેમણે વર્તમાનકાળમાં વધારે સ્વતંત્ર અને વધારે ઉપયોગી સામાજિક જીવન તરફ ઉપક્રમણ કરવાનો આરંભ કરી તેમાં જે શાન્ત પ્રગતિ કરી છે તે પ્રત્યક્ષ જોવાથી તેમ જ શ્રવણ કર્યાથી તે દેશની મુલાકાત લેનાર લોકોને સાનંદાશ્ચર્ય લાગે છે; અને પાશ્ચાત્ય દેશોની સ્ત્રીઓના સુવ્યવસ્થિત પ્રયાસોનું આ પુસ્તક રચતાં અમને એમ લાગ્યું કે ' ક્રીસેન્થમમ ' અર્થાત્ ગુલદાવદીનાં પુષ્પના મુલકની ( જાપાનની ) સ્ત્રીઓની કારકીર્દીનું ટુંકું વિવેચન આપણી સ્ત્રીઓને વિશેષ રસિક લાગશે. પૂર્વની અન્ય સર્વ પ્રજા કરતાં જાપાનની પ્રજાએ પોતાની જરૂરીઆત પુરી પાડવાને માટે અન્ય દેશના

સિદ્ધાંતો અને પદ્ધતિનો ઉપયોગ સહુથી વધારે કર્યો છે. એ દૃષ્ટિબિન્દુથી જોતાં તેમનો ઇતિહાસ આકર્ષક લાગશે. જાપાનીઝ લોકની કેળવણી આપણા કરતાં તદ્દન જુદા જ પ્રકારની છે, તેથી આપણી ને તેમની સરખામણી ઘણી થોડી બાબતોમાં થઇ શકે. પરંતુ તે છતાં અમને એમ લાગ્યું કે ઉદય પામતી પૂર્વની આ પ્રજાએ સ્ત્રીજાતિની વિશિષ્ટ સ્થિતિને અનુકૂળ પડે એ પ્રકારે પાશ્ચાત્ય મત કેટલે અંશે ગ્રહણ કર્યો છે, તેનું જ્ઞાન આપણા દેશની સ્ત્રીઓને વિશેષ રસિક લાગશે. આપણી સ્ત્રીઓને મનન કરવા યોગ્ય એક મુખ્ય મુદ્દો છે; જાપાનની પ્રજાએ એશિઆ, યુરોપ અને અમેરિકા તરફથી મળતી સૂચનાઓ ગ્રહણ કરી છે અને તેમની કાર્યપદ્ધતિનું અનુકરણ કર્યું છે. તેમાં શું એક પ્રજા તરીકેની તેમની પોતાની સ્વતંત્રતાનો ભોગ આપવો પડયો છે, અથવા જે કાંઇ નવીનતા દૃષ્ટિગોચર થઈ તે ગ્રહણ કરવાની ત્વરામાં સ્વધર્મ કે પરંપરાગતાચાર છોડી દેવા પડ્યા છે ? શિક્ષણનાં તત્ત્વો, ઈજનેરનું કામ, વહાણની બનાવટ, લશ્કરની પદ્ધતિ, કાયદા, રાજકીય વહીવટ, ખેતી, ઔષધ વિદ્યા, કલા, ઇત્યાદિનું શિક્ષણ લેવાને તેમણે ચીનના માણસો, અંગ્રેજો, અમેરિકન, ફ્રેન્ચ, જર્મન, અને ઇટલીઅન લોકોને રાખ્યા છે. તેમના પહેલા સંસ્થાન ફ્રોર્મોસામાં તેમણે યોગ્ય મનન કર્યા પછી બ્રિટિશ હિન્દુસ્તાન માટે ઇંગ્લાંડે જે પદ્ધતિ ગ્રહણ કરી છે તેનું અનુકરણ કરવામાં આવ્યું છે. તો પ્રશ્ન એ ઉદ્‌ભૂત થાય છે કે આ પ્રમાણે પરપ્રજાનું દેખીતું અનુકરણ કરીને ભિન્ન ભિન્ન અનેક પદ્ધતિનું સમીકરણ કરવા છતાં પોતાનું વ્યક્તિત્વ અને સોત્સાહ સ્વદેશાભિમાનનું રક્ષણ કરવામાં તેઓ સફળ થશે કે નહીં. ઘણાક ટીકાકારનો મત એવો છે કે, આ મુશ્કેલ કાર્યમાં તેઓ સફળ થવા લાગ્યા છે. આ કારણોને લીધે અર્વાચીન જાપાનીઝ સ્ત્રીઓનો ઇતિહાસ આપવાનું અમને ઈષ્ટ લાગ્યું છે; અને જો કે સાં હાલમાં રૂઢિનાં બંધનો ખસેડવાનો માત્ર આરંભ થયો હોય, તે છતાં જે જે સંસ્થાઓ હાલમાં પ્રચલિત છે, તેનું વર્ણન આ સ્થળે યોગ્ય લાગશે એવી અમે આશા રાખીએ છીએ.

પ્રથમ કહેવું જોઇએ કે જાપાન દેશના પ્રાચીન ઇતિહાસમાં જાપાનીઝ સ્ત્રીઓ તેમની હિંદની ભગિનીઓ પેઠે માનનીય પદવી ધરાવતી હતી. પ્રાચીન જાપાનમાં સ્ત્રીઓ મહારાણીઓ તરીકે રાજ્ય

કરતી, અને રાજ્ય દરબારમાં સ્ત્રીઓની ઘણી જ પ્રતિષ્ઠા હતી. જાપાનના પ્રાચીન સાહિત્યમાં પણ સ્ત્રીઓનો ઘણો હિસ્સો છે. જાપાનનું પ્રાચીનમાં પ્રાચીન જે પુસ્તક હાલમાં અસ્તિત્વમાં છે તે "કોજીકી" નામનું (પ્રાચીન વિષયોનો ઇતિહાસ) છે, અને એવી વાત ચાલે છે કે મહારાજા ટેમ્નુ જેણે ઈ. સ. ૬૭૩ થી ૬૮૬ સુધી રાજ્ય કર્યું તેણે જાપાનની પ્રજાનો ઇતિહાસ તૈયાર કરવાના ઇરાદાથી પ્રખ્યાત ઉમરાવોના કુટુંબની તવારિખનો સંગ્રહ કરાવ્યો હતો. હીયેદાનો આર આ નામની દરબારી સન્નારી સ્મરણશક્તિ માટે, પ્રખ્યાત હતી, તેને આ ઉદ્દેશ પાર પાડવાને અર્થે આ સઘળા પ્રાચીન ઇતિહાસની હકીકત મોઢે કહેવામાં આવી હતી. આ હકીકતની કાંઈ ચિરસ્થાયી નોંધ લેવાઈ તે પહેલાં દુર્ભાગ્યે મહારાજા મૃત્યુવશ થયા, અને ૨૫ વર્ષ સુધી એ ઉમદા સ્ત્રીએ જાપાનના પ્રાચીન કુટુંબની વિસ્તારી તવારિખનો સ્મૃતિમાં સંગ્રહ કરી રાખ્યો. પછી ઇ. સ. ૭૧૨ માં મહારાણી ગૅમ્મ્યોના આશ્રયથી યાસુમારો નામના લહીઆને તેણે સઘળી તવારિખ ઉતરાવી, અને એ રીતે એ ગ્રંથ સંપૂર્ણ થયો. આ પ્રમાણે સાહિત્યના અને ઐતિહાસિક એ મહાન પુસ્તક માટે જાપાન એક સ્ત્રીની બુદ્ધિશક્તિ, અને અન્ય સ્ત્રીના આશ્રયનું ઋણી છે.

સાહિત્ય ઉપર સ્ત્રીની અસર તે પછી પણ માલુમ પડે છે; કારણ કે ઇ. સ. ૭૨૦ માં "નીહોન્જી" અથવા જાપાનની તવારિખ, મહારાણીના આશ્રયથી રચાઇ હતી. જાપાનની પ્રથમ નવલકથા—"જેન્જી મોનોગેટરી" મુરાસાકીનો શિકિબુ નામની સ્ત્રીએ લખેલી છે, અને તે ૧૧ મી સદીની શરૂઆતમાં રચાએલી છે; અને "માકુરા નો ઝોશી" એ નામનું પુસ્તક ડીએરોના સાંસારિક જીવનનું વૃત્તાન્ત છે, તે પણ તે જ સમયે એક સીઇ શોનેગોન નામની સ્ત્રીએ લખેલું છે. આ બન્ને શિષ્ટ ગ્રંથોની તે દેશના તેમ જ અન્ય દેશના ટીકાકારોએ પ્રશંસા કરેલી છે, અને તેથી સિદ્ધ થાય છે કે જાપાનની સ્ત્રીઓની બુદ્ધિશક્તિ એ કાંઇ નવીન ઉપજાવેલી ચીજ નથી; પરંતુ ઘણા સૈકાનું તેમનું દ્રવ્ય છે. આ ઉપરાંત સ્વભાષાની શુદ્ધતા સાચવી રાખવી, અને પુરુષોની માફક ચીનાઇ ભાષાના રૂપના મિશ્રણનો ત્યાગ કરવો એ સાહિત્યપ્રિય જાપાનીઝ સ્ત્રીઓનું સામાન્ય લક્ષણ છે. અગીઆરમી સદીમાં મહારાજા ઇચીજોના દરબારમાં ઘણાં વિદ્વાન અને

કળાકૌશલ્યમાં નિપુણ સ્ત્રીપુરુષો હતાં; પરંતુ અનેક વર્ષો વીત્યા બાદ જે ગ્રંથો નાશ પામ્યા નથી, અને પ્રૌઢ સાહિત્યમાં જેની ગણના થાય છે તે તો માત્ર સ્ત્રીઓની બુદ્ધિશક્તિથી રચાએલા છે. તે સમયમાં ત્યાંની સ્ત્રીઓ તીવ્ર બુદ્ધિશક્તિ અને તે ઉપરાંત તેમના લાવણ્ય અને સુંદરતા માટે પ્રખ્યાત હતી. ફ્રાન્સની લુઇ ક્વેતેરેની માફક તેમણે પણ અલ્પ પરિમાણમાં દરબારી સાહિત્યમંડળ સ્થાપ્યું હતું. પરંતુ અન્ય દેશમાં જે સ્થિતિ થએલી દર્શાવી છે તે જ પ્રમાણે જાપાનની સ્થિતિ થઇ. એક સમય એવો હતો કે સ્ત્રીને અત્યંત સન્માન મળતું, અને ત્યાર પછી સ્ત્રીની પ્રતિષ્ઠા છેક ઘટી ગઇ. જાપાન યુદ્ધવીરોની પ્રજા થઈ ગઇ. પુત્ર ઉપર જ માતાપિતાનો ભાવ માલુમ પડવા લાગ્યો, અને સ્ત્રીના હિતપર લક્ષ આપવું એ પણ વીરગણોને અણછાજતું ગણાવા લાગ્યું. આ પ્રમાણે અબળાઓ પછાત પડી ગઇ; અને કાંઈ પણ બોલ્યા સિવાય ક્રમે ક્રમે તેમણે ગૌણપદ સ્વીકાર્યું તેમાં કાંઇ આશ્ચર્ય નથી! કૈબારા એકેન (૧૬૩૦–૧૭૧૪) એણે રચેલું "સ્ત્રીઓનું મહાન જ્ઞાન" એ નામનું પુસ્તક સર્વ સ્ત્રીને પાઠ કરી રાખવા યોગ્ય સૂત્રરૂપ ગણાતું હતું, અને તેમાં આપેલાં કેટલાંક વચનો ઉપરથી સ્ત્રીજાતિ સંબંધી અભિપ્રાયનું ધોરણ માલુમ પડી આવશે. એટલું સ્મરણમાં રાખવું જોઇએ કે તે એક પ્રખ્યાત તત્ત્વવેત્તા અને નીતિ શિક્ષકે લખેલાં હતાં. તે કહે છે કે "સ્ત્રીજાતિના જે પાંચ દોષ ગણાય છે તે નીચે પ્રમાણે છે. અણકહ્યાગરાપણું, અસંતોષ, નિંદા, દ્વેષભાવ અને નાદાની. દસમાં સાત આઠ સ્ત્રીઓમાં આ પાંચે દોષ માલુમ પડે છે એ નિર્વિવાદ છે; અને આ ઉપરથી પુરુષ કરતાં સ્ત્રીની ગૌણતા ઉત્પન્ન થાય છે....એ સર્વેમાં ઘણો જ અધમ અને બીજા ચાર દુર્ગુણ ઉત્પન્ન કરનાર દુર્ગુણ તે નાદાની છે."* વળી તે લખે છે કે, "એની પ્રકૃતિ એટલી મૂર્ખ હોય છે કે દરેક નાની બાબતમાં પણ તેને પોતાનો અણવિશ્વાસ લાગે છે, અને પતિની આજ્ઞાને આધીન થવું પડે છે."×

* 'ધ વીમેન એન્ડ વીઝડમ ઓફ જાપાન,' ('ધ વીઝડમ ઓફ ધી ઈસ્ટ' ગ્રંથમાળા.) પૃ. ૪૪–૪૫.

× એજન પૃ. ૪૫.

કરવામાં ઘણાં મંદ રહેવું નહીં, તેમ જ ઘણાં અધીરાં થવું નહીં. કેટલીએક પાશ્ચાત્ય સંસ્થાઓનું આપણા દેશની જરૂરીઆત પ્રમાણે હિન્દુ સ્ત્રીઓ અનુકરણ કરે તો, પૂર્વ અને પશ્ચિમને વિચ્છિન્ન કરતા ઘણા અંતરાય તૂટી જાય; અને જગતના સર્વ લોકો અરસપરસ પરિચયમાં આવીને આર્થિક ઉન્નતિ કરવામાં સહાયભૂત થાય, અને એ રીતે સર્વ પ્રજામાં ભેદભાવ ટળી ભ્રાતૃભાવની વૃદ્ધિ થઇ તેમનો સુયોગ થાય.

આ પુસ્તકમાં વર્ણન કરવામાં આવ્યું છે, એવી મનુષ્ય જાતિને ઉપયોગની સંસ્થાની ઉન્નતિ કરવાને માટે કાંઇક ઉંચી ભાવના ધરાવનાર કર્તવ્યપરાયણ સ્ત્રીઓની આવશ્યકતા છે. સામાન્ય ઘરરખુ સ્ત્રીઓ, જેમનું લક્ષ્ય પોતાના અને પોતાનાં બાળકોના સુખ અને હિત ઉપર હોય તેવી સ્ત્રીઓથી આવાં કાર્ય ચલાવી શકાય નહીં. પોતાનાં સંતાનની માતા તરીકેનાં કર્તવ્ય બજાવવાં એ બેશક સ્ત્રીની પવિત્ર ફરજ છે, તે છતાં હવે સર્વના સમજવામાં આવ્યું છે કે પોતાનાં કુટુમ્બની સંભાળ ઉપરાંત સમસ્ત જનસમાજને પોતાનું કુટુંબ સમજીને તેનું રક્ષણ કરવું, અને પોતાની આસપાસ જગતમાં જે દુઃખ દૃષ્ટિગોચર થાય તેનું નિવારણ કરવું એ વધારે મોટી ફરજ છે. જેમ કોઇ સારી માતા પોતાના ખાનગી કુટુંબમાં પોતાનાથી ટળે એવો અન્યાય ચાલવા દેતી નથી તેમ મહાન કુટુંબ–પ્રજાની માતાએ પોતાનાથી દૂર થાય તે અનિષ્ટ ચાલવા દેવાં જોઇએ નહીં. આ પ્રમાણે જગતની પ્રજાનો ઉદ્ધાર થઇને તંદુરસ્ત, ઉપયોગી, સુખી અને ઉત્સાહી પ્રજા ઉત્પન્ન થઇ શકે, તો જ વર્તમાન સ્થિતિ સુધરી શકે; અને એ પ્રમાણે સર્વ પોતાના જન્મનું સાર્થક કરી શકે. જનસમાજના અને વિશેષે કરીને પોતાની દીનભગિનીઓના શ્રેયના નિઃસ્વાર્થ કાર્યમાં તીવ્ર સહાનુભૂતિ, શીઘ્ર અંતર્જ્ઞાન, નીતિની ઉચ્ચ ભાવના જે ઘણી સ્ત્રીઓમાં હોય છે, તેની સાથે પુરુષની વિશાળ દૃષ્ટિમર્યાદા, દૃઢ નિર્ણય અને દીર્ઘદૃષ્ટિનો ઉમેરો થશે, અને સ્ત્રીપુરુષનો વિરોધભાવ નહીં, પણ એકસંપ થશે તો તેને પરિણામે ઇશ્વરની સૃષ્ટિમાં દૃષ્ટિગોચર થતા ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા હેતુનો ઉત્કર્ષ થશે.

**સમાપ્ત.**